પ્રેમાનંદકૃત.



# ऋश्यशृंगाख्यान.




સંશોધન કરી ટીકા તથા અર્થ સાથે

છપાવી પ્રકટ કરનાર,

હરગોવિંદ દ્વારકાંદાસ કાંટાવાળા,

અને

નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.

અમદાવાદ.

# પ્રસ્તાવના.

ઋષ્યશૃંગ જેવા પ્રેમાનંદના ઉત્તમ ગ્રંથનું આજ દિન સુધી, આપણા જાણવામા નામ પણ આવેલું નહોતું. તેમ જો કવિશિરોમણિના શિષ્યની વૃદ્ધ અને ગુણજ્ઞ પુત્રીએ, આ પુસ્તક આપ્યુ હોત નહીં તો, જાણવાના પણ નહોતા અમે સાનંદાશ્ચર્ય સાથે જણાવીએછીએ કે, એ બાઈ પાસે હાલ જે એવો પ્રેમાનંદનો પ્રસિદ્ધ છે, તેઉરતા જનમ્યા કે તેવી પણ જાટે તેમનાં. પાસે મોજુદ છે. અને તે સારા છાપનારને રૂડી સમજ આપી, છાપવા માટે આપવા તૈયાર છે. એટલુંજ નહીં પણ તેઓએ પોતાની ઉદાર વૃત્તિવડે, અમને પ્રેમાનંદના એક બે અપ્રસિદ્ધ ગ્રંથ આપ્યા પણ છે તેમ બીજા વારવાર આપવાની કબૂલાત કરીછે

પ્રાચીન કાવ્યના રસિકજનોને આ આખ્યાનમા પ્રેમાનંદે વાપરેલા શુદ્ધ છંદોનુ પ્રત્યવલોકન કરવામા આવશે તેથીકરી જે ઘણા સાક્ષરોનુ ધારવુ હતુ કે, પ્રેમાનંદે વાપરેલા છંદો, પિંગળના નિયમને અનુસરી શુદ્ધ લખાએલા હોવા જોઇએ. તે અનુમાનને જોરદાર કરવા તથા બીજા આખ્યાનોમાંના બગાડેલા છંદોનો દોષ કવિવર્યને ન લગાડતા, અજ્ઞાન લેખકોને શીર આરોપણ કરવાનું, આ ગ્રંથ માહેના ત્રિભંગી, ભુજંગી, દોહરા, ચોપાઈ વગેરે શુદ્ધ છંદો વાચી ઠીક પડશે ઋષ્યશૃંગાખ્યાન માટેની તેમજ પ્રેમાનંદ વિષેની ઘણી નવીન બીના અમારા જાણવામા આવેલીછે, જે અનુકૂળ સમયે પ્રકટ કરવામા આવશે.

આ ગ્રંથની મહા પ્રયત્નકર્યાં છતાં પણ બીજી પ્રત ન મળ્યાથી, અને મળેલી પ્રત કવિના શિષ્યે લખેલીનો પ્રગટ ઉતારો હોવાથી, ઘણી શુદ્ધ જણાય, તેથી એક પ્રત વડેજ આ ગ્રંથ નિરૂપાયે પ્રકટ કરવામા આવ્યો. તો પણ બે ત્રણ સવાયો પ્રેમાનંદના શિષ્યે લખેલી જુનું પ્રત કઢાવી જોવામા આવ્યા હતા. જો તે પ્રત પરથી નકલ કરવાનો પ્રસંગ મળ્યો હોત તો, આથી પણ વધારે ખુલાસાવાર ટીકા આપી શકાત, પણ તેમ

કરવાનો પ્રયત્ન નિષ્ફળ ગયાથી, જેટલું બન્યું તેટલું કરી આ આખ્યાન પ્રકટ કરવામાં આવ્યું છે.

ઘણી અણધારી હરકતોને લીધે તથા પુસ્તક આપનારને ત્યાં જઇ તેની સ્વેચ્છા પ્રમાણે ઉતારવાના કારણે આ અંકને પ્રકટ થતાં વાર લાગી છે, તે માટે સુજ્ઞ વાંચકો ક્ષમા કરશે.



श्रीजगदीश्वरायनमः

## પ્રેમાનંદકૃત.

# ऋश्यशृंगाख्यान.

---

### રાગ કેદારો.

નાયક વિઘ્નના દાયક અભિનવું, ગણનાયક ગુરવાયક સ્તવું;
માંગલિક સાયક લાયકનું વર્ણન કરું રે. ૧
ધરૂં ધ્યાનમાં વરૂ વર જોઇ, કરૂં સ્તવન ડર નહિ કોઈ;
સોઈ જોઇ ચર્ણામૃત શીર ધરૂં રે. ૨

### ઢાળ.

ધરૂ ચરણામૃત શીશ હરિનું, કરૂં વર્ણન કારમું;
શૃંગ માથે જેહને હું, વ્યંગ વર્ણું આ વારમું. ૩
લોકવદંતા ઈમ કહે શું, શૃંગ તારે શીર છે ?
હું તેહનું વર્ણન કરૂં (જે), અઘઓઘ નાશક વીર છે. ૪

---

૧-૨ નાયકવિઘ્નના-વિઘ્નના નાયક (મુખી), અભિનવું-અજાયબ જેવું (વરદાન) દાયક-આપનાર એવા ગુરૂની વચન સિદ્ધિવડે સ્તવીને (સ્તુતિ કરીને) માંગલિક કૃત્યમાં સાયક-સાધ્ય કરનાર એવા લાયક (ગણપતિ) નું વર્ણન કરૂં છું. (ગણપતિ-વિઘ્નનાયકને) વર-શ્રેષ્ટ જોઇને વરૂ-પ્રીતિ કરૂ. અને ધ્યાનમાં ધરતાં તથા સ્તવન કરતાં કોઇનો પણ ડર-ભય રાખું નહીં. તેમ સોઇ જોઇ-યોગ્ય સમય મળે (ગણપતિનું) ચર્ણામૃત (પગ ધોએલું પાણી) ને (મારે) માથે મૂકું ૩ કારમું-અજાએબ જેવું. શૃંગ-શીંગડુ વ્યંગ-વાંકુ. (મનુષ્યને શૃંગ ન હોય અને પ્રેમાનંદે તેવા નાયકનું વર્ણન કરવા ધારેલું હોવાથી, વ્યંગ-વ્યગ્ય શબ્દ વાપર્યો છે). આવારમું-આવારકું આ (આખ્યાન લખતી) વખતે. ૪ લોકવદતા-લોક વાયકા એવા પ્રકારની છે કે માણસને માથે શીંગડું ન હોય, તથાપિ જો તેને બળવાનની ઉપમા આપવી હોય તો શુ એને માંથે શીંગડું છે કહી વર્ણન કરાય છે. તો પછી હું તો જેને માથે ખરેખર શીંગડું છે; અને જે અઘઓઘ-પાપના ઢગલા-નો નાસ કરે એવા (શૃંગી ઋષિ) નુ વર્ણન કરૂ છુ.

છે પૌત્ર કશ્યપજી તણોને, પુત્ર વિભાંડકનો ભણગો;
અભિધાન ઋષ્યશૃંગ છે યથાવત, જે મુનિ મોટો ગણ્યો. ૫
તે તણા આશ્રમ પાસ આવ્યા, ધુરંધર કુરકુળમણિ;
તીર્થાટણે વન મધ્ય નીસર્યા, સુણે કથા લોમશ તણી. ૬
તીર્થમાહાત્મ્ય કહે મુનિ તે, એક ચિત્તે સાંભળે;
કરે સ્નાન નદી નદ મધ્ય જાઇ, ધરે ધ્યાન અર્જુન કવ મળે. ૭
લોમશ કહે રાય સાંભળો, આ આશ્રમ વિભાંડક તણું;
પુણ્યશ્લોક પવિત્ર સ્થળ આ, માહાત્મ્ય જેનું અતિ ઘણું. ૮
આ તપોવનના તાપસ-ગણથી, ઈંદ્ર સરખા ક્રમક્રમે;
વૃત્રઅરિએ વૃષ્ટિ કરી, ક્રમ, ધર્યા શૃંગી જે સમે. ૯
જે મૃગીથી મહા મુનિ પ્રકટ્યો, કાળ કેટલો કન્યા વરી;
જેને લોમપાદે લઘુતાથી, તેડીઓ બહુ શ્રમ કરી. ૧૦
કથા અવનવિ સાંભળી, અજાતશત્રુ ઉચ્ચર્યા;
કહો મહા મુનિ માહાત્મ્ય મોટું, શૃંગી ચરિત્રે મન હર્યા. ૧૧
[કહો] કુરંગીથી મનુષ્યરૂપે, મહા મુનિ તો ક્યમ થયા?
છે માત હરણી કેરી પાસે, કે પિતુ પાસે ગયા? ૧૨

૫ પૌત્ર–છોકરાનો છોકરો. કશ્યપ–બ્રહ્માના માનસ પુત્ર મરીચિનો છોકરો. એ સ્વારોચિષ મન્વન્તર મધ્યે સપ્ત ઋષિમાં હતો. અભિધાન–નામ. યથાવત–યથાયોગ્ય; મતલબ કે દેખાવ પ્રમાણે નામ છે. ૬ કુરકુળમણિ–કુરુકુળમાં મણિ જેવા જે પાંડવો તે. લોમશ–એક બ્રહ્મર્ષિ. અર્જુન જ્યારે શસ્ત્ર પ્રયોગ શીખવા સ્વર્ગમાં ગયો હતો ત્યારે એ ઋષિ ભમતા ભમતા ત્યાં જઈ ચઢ્યા હતા. તેનું પૂજનાદિક કર્યા પછી ઇદ્રે કહ્યું હતું કે જો તમે પૃથ્વી પર જાવ છો તો હું હવે થોડા વખતમાં અર્જુનને યુધિષ્ઠિર પાસે મોકલાવીશ તે માટે પાંડવોને જઈ દીલાસો આપજો. ઈંદ્રનું વચન માન્ય કરી ઋષિ યુધિષ્ઠિર પાસે આવ્યા. અને તેને સર્વ બીના નિવેદન કરી. પછી એજ ઋષિને સાથે રાખી પાંડવોએ પૃથ્વી પ્રદક્ષિણા કરી. ૭ નદ–મોટી નદી. કવ–ક્યારે. ૮ પુણ્યશ્લોક–જેનું નામ લેવાથી પુણ્ય થાય એવા–યુધિષ્ઠિર. ૯ તાપસ–ઋષિ. વૃત્રઅરિ–ઇંદ્ર. ક્રમ–પગલાં. ૧૧ અજાતશત્રુ–જેને કોઈ સાથે શત્રુપ નથી તે. બહુધા આ ઉપમા યુધિષ્ઠિરનેજ આપવામાં આવેલી છે. ૧૨ [illegible]ગી–હરણી પિતુ–પિતા.

ને પશુ-યોનીથી ગયા તો, જ્ઞાન જે માનવ તણું?
કયમ લોમપાદ-કન્યાવરી, (વળી) બાહુ દેવ દાનવ ધણું? ૧૩
દુકાળનો સુકાળ સો મુનિ, ઋષ્યશૃંગે જઈ કર્યો?
નુઆ હરણીથી તે હરિ તો, રતિ,ધર્મ શે ધ્યાને ધર્યો? ૧૪
એ સહુ વિસ્તારી સશય ટાળી, કહીએ મુનિ મહંત;
એ મહાત્માનું વર્ણન સુણવા, ન ચિત્ત વિયોગ સહંત. ૧૫
લોમશ કહે વિસ્તારી વર્ણવું, તાપસ કેરૂં ચરિત્ર;
એકાગ્રચિત્તે શ્રવણ કરો સહુ, થાશો પરમ પવિત્ર. ૧૬

વલણ.

પરમ પવિત્ર પાપ જાઇ થાશો, સુણો શ્રોતાજનરે;
પરમાણું પ્રેમાનંદ જાણો, ન આણો કવિ કદી મન રે. ૧૭

### કડવું ૧ લું રાગ વેરાડી.

લોમશ કહે સુણ કુરૂનંદન, કથા કહું કરી ગુરૂવંદન;
વૈશંપાયન જનમેજયને કે'છે, કથા સુણી જે સુખી રે'છે. ૧
નિશવાસર પૂછે નવી વાત, શ્રોતા પ્રત્યે કહે ઋષિ ગાથ;
એક વિભાંડક મુનિ મોટો, નહીં બ્રહ્મા પણ તેનો જોટો. ૨
કાંતિ આગળ અગ્નિ ભાગે, દઢ મન જોઈ નારદ ત્યાગે;
એક નિષ્ઠામાં ધ્રુવ ન છતે, (કરે) દેહ દમન વિશ્વામિત્ર રીતે. ૩
એવા ઋષિવર મોટા બળિયા, તેને ઉર્વશીએ જઇ છળિયા;
તેથી થયા પ્રતાપી શૃંગી, (જે) અતિ વેદાધ્યાયનના ઉમગી. ૪

---

૧૪ રતિધર્મ—સંભોગાદિકનાં કર્મ. ૧૭ પરમાણું—સૂર્ય કિરણમાં જે રજકણ ઉડતાં દેખાયછે તેના ત્રીશમા ભાગ જેટલુ જેમા પતે. પ્રેમાનંદ કહેછે મને કદી કવિ ધારશો નહીં. હુ તો એક પરમાણું (કવિના પગની રજ ગાદ્દક)છુ. ૨ નિશવાસર—રાત દહાડો ગાથ—ગાથા—કથા. ૩ નારદ ત્યાગે—વિભાંડકના જેવું દઢમન રાખવાનું માન નારદ છોડી દે ૩ વિશ્વામિત્ર—ગાધી રાજાનો પુત્ર. એણે વસિષ્ઠના તપનો પ્રભાવ જોઈ રાજ્યનો ત્યાગ કર્યો હતો. તેમ તેને વસિષ્ઠ રાજર્ષિ કહેતા હતા તેથી તેણે ઘણુ કષ્ટ વેઠી પોતાની બ્રહ્મર્ષિમાં ગણના કરાવી હતી. ૪ ઉર્વશી—નરનારાયણ બદરિકાશ્રમ મધ્યે તપ કરતા હતા, તેને ચળાવવાની ખાતર ઇંદ્રે અપ્સરાઓ, કામદેવ અને વસંતને આજ્ઞા કરી. તે પરથી તે ત્યા ગયાં,

થયા મૃગ યોનીથી મુનિ, તે કહું જેવી ગાથા સુણી;
વિચાર્યું વિભાંડકે એક વાર, કરૂં તપ અપરમિત અવિધાર. ૫
પૂર્વે ન કર્યું કોઇએ જેવું, વળી અધુના ન કરે એવું;
ન ભવિષ્યમાં કોથી થાય, (એવું) તપ કરવા ધાર્યું ઋષિરાય. ૬
જોઈ શુભ મુહૂર્ત ઘડિ નિર્ધાર, આરંભ્યું તપ ઉગ્ર અપાર;
મહા ગર્વે ભર્યો ઋષિરાજ, દમે દેહ કરવા વિતનું લાજ. ૭
ગ્રીષ્મમાં તપ્ત તાપે ઉભી, બાળે દેહ મનસાને દુભી;
વર્ષાકાળમાં સે' જળધાર, ઉભા રહી પદ એક સાર. ૮
શીતઋતુમાં વારિ મધ્યે, પેશી વિતનુ દહે અવધ્યે;
એમ શત વર્ષ દેવનાં વિતે, તોય તપ કરતા અમિતે. ૯
આગે તપ એવાં ઘણે કીધાં, (પણ) વિભાંડક શાં માન ન લીધાં;
તેનું કારણ કુરૂકુળ ભાણુ, કહું ગવણુ કરો સુજાણ. ૧૦
કશ્યપપુત્રે નિઃસ્વાર્થે સાધ્યુ, તેથી તેને તપે મન બાંધ્યુ;
નહિ સ્વાર્થે માટે તપ મહિમા, તાપ તપનો ન સે' શિર ઉગ્રા. ૧૧
વિભાંડકના તપે તપિયા, ઘણા તપ્ત જ્વાળમાં ખપિયા;
ઇંદ્રાદિકને ભય ઉપજિયો, શચી રાણીએ શૃંગાર તજિયો. ૧૨
શકે તાપસ–તપે બળશે સ્વર્ગ, ભૂ નગ પાતાળનો ન રે' વર્ગ;
જ્વાળામુખી ધડી હોય જેવી, તાપસ તપની પ્રભા દહે તેવી. ૧૩

બાળનું ગાળ માતા પાસ જાય, બચ્ચુ (બચ્ચું) દદી બહુ દુઃખી થાય;
માતા જાગની તિને કિમ રાખે, ટાળો દુઃખ પતિને ભાખે. ૧૪
પશુ પંખી તડ્કડી પડતાં, નાકેથી નિર્જર લડથડતા;
બ્રહ્મા ભૂલ્યા સૃષ્ટિ રચતાં, શિવ ચૂક્યા સરોદે ગચતાં. ૧૫
લક્ષ્મી નિએ નિરાંત મૂકી, ગઇ આગ સમુદ્રમાં ઢુંકી;
તપ્યું તોય ને જળચર દાઝ્યા, (સહુ) ભમ્યા ભટક્યા ન સંતોષ લાધ્યા. ૧૬
નાઠો ઇંદ્ર ગયો વિધિ પાસે, તેને લઇ વિધિ કૈલાસે નાસે;
કર્પૂરગૌરે દીઠા બળિયા, તેને લઇ પંચાનન પળિયા. ૧૭
ત્યાંથી સહુ ગયા મોક્ષધામે, હરિએ પૂછ્યું આવ્યા શે કામે;
સૃષ્ટિકર પવિધર હર બોલ્યા, હરિ તાપસ તપે સહુ ડોલ્યા. ૧૮
ન વિરામે વિભાંડક ઋખિ, એણે કીધા સર્વને દુઃખી;
મનમથ મોહ એને ન પીડે, નહિ નારીમાં મન જેનું ભીડે. ૧૯
લોભ ક્રોધ મમતા અભિમાન, (એ) નાસે દો દશ ભૂલી ભાન;
કહો પદ્મ નાભ શું કરવું, દુઃખી સૃષ્ટિથી રહું મરવું. ૨૦
સુણી વાણી હરિએ વિચાર્યું, (કે') ધન્ય વિભાંડકે મન માર્યું;
જાવ સુર કરો એક સોઈ, કરે અપ્સરા એને જોઇ. ૨૧
કદા વિહ્વળ મન એનું થાશે, તદા દુઃખ સઘળાં પળાશે;
સહસ્રાક્ષિ કે' હરિ એ ઓછું, તાપસ કેરૂ તપ બળ મોટું. ૨૨
શત જોજનથી ન જોવાય, તો ક્યમ કરી અપ્સરા જાય;
હરિ કહે ઉર્વશી જાશે, મારી કૃપાથી સુખણી થાશે. ૨૩
વારૂં કહી વળ્યા સુરગણ, આવી નભમાં મેળી સભાય;
ઉર્વશીને ઉકાંશી ઉઠાડી, જા તું હરિએ તુને ચુંટી કાઢી. ૨૪
આપ્યો વર તુને તાપ ન લાગે, તોય ઉર્વશી તૃષ્ણા ત્યાગે;

---

૧૫ નાકેથી—સ્વર્ગેથી. નિર્જર-દેવ. સરોદે-સ્વરોદય—નાકના સ્વાસવડે ભૂત ભવિષ્ય જાણવાની વિદ્યા. એ વિદ્યાના મૂળ પુરૂષ શિવને માનવામાં આવેલાછે. ૧૬ તોય-પાણી. ૧૭ વિધિ-બ્રહ્મા. કર્પૂરગૌર-મહાદેવ. પંચાનન—મહાદેવ. ૧૮ મોક્ષધામ-હરિનું નિવાસ સ્થાન. સૃષ્ટિકર-બ્રહ્મા. પવિધર (પવિ-વજ્ર ને ધરનાર) ઇંદ્ર. ૧૯ મનમથ-કામદેવ. ભીડે-ભીડાય-લુબ્ધ થાય. ૨૦ પદ્મનાભ—(જેની નાભિ—ડુંટી મધ્યેથી કમળ ઉત્પન્ન થયું છે એવા) પરમાત્મા. ૨૨ સહસ્રાક્ષિ-ઈંદ્ર. ૨૪ ઉકાંશી-જેમ તેમ કરીને-મહા પ્રયત્ને. ૨૫

તેને ઈદ્ર કહે બાઇ જાવો, કરો પ્રપંચ જે વિધે ફાવો ૨૫
બળતી સૃષ્ટિને બચાવો, દૃગ લાવણ્યે લલચાવો,
અતિ આગ્રહ ઈદ્રનો નિર્ખી, જ્યમ ત્યમ ચાલી ઉર્વશી હર્ખી ૨૬
ઋતુહેમંત તે સમે હુતી, ઋષિ જળ મધ્ય રે'તા ખુતી,
માત્ર દિનસંગા ઘટિકા ચાર, મુદ્રા કાઢી સ્તવે સૂર્ય સાર ૨૭
બાકી જળચર ગતિએ રે'તા, સર વિશાળમા દુ:ખ સે'તા,
તે સરોવર ઉપર આવી, અપ્સરા ઉર્વશી જે માની ૨૮
પુષ્પક વિમાન માહે ફરતી, શાપ ડરથી અતિશે ડરતી,
અંતરિક્ષે ફરે નારી સારી, સોળ શૃંગાર અંગે ધારી ૨૯
ત્રિવિધિ પવન નિત્ય વાવાય, ઋતુ વિણુ કોકિલા ગાય,
મયૂર ચાસ તે ઘુનઘુન બોલે, બપઇયો પિયુ પિયુ કરી ડોલે ૩૦
હેમંતમા આએ આવી સાખો, એકે પુષ્પ વસંતના લાખો,
ફરે હરણા અરસપરસ નિર્ખે, શુક સારિકા અતિ મન હર્ખે ૩૧
ધરે મુખમા આમ્રની ડાળી, તક તપાસે મિટને માળી,
ચૂકે ચચળ મેના ચતુરી, શુકસો સાહી આનિધે મધુરી ૩૨
મૃગ દંપતિ કરતા વિહાર, જ્યા ત્યા વરસે વસંત ને માર,
જળમા મીનનુ રૂપ લઈ નારી, પતિસંગ કરે વારંવારી ૩૩
જળચર માનને કામ જાગ્યો, સહુને સ્યામાનો રંગ લાગ્યો,
કરે મૈથુન નાના વિધનુ મન ચળાવવા મહા સિદ્ધનુ ૩૪
મકર દંપતિ સંજોગ કરતા અકળાએ ઋષિને ડરતા,
મીનમાદા ચચળ ચિત્તે, સંગ ભયથી નાશી અમિતે ૩૫
જ્યારે ચૂમીને બેઠા તપેશ, તેના વસ્ત્રમા કરતી પ્રવેશ!
એમ ચાલી મારની ક્રિયા, તોએ ઋષિજી નવ બિયા ૩૬

---

તૃષ્ણા ત્યાગે-જગતાની ઇચ્છાનો અનાદર કરે ૨૬ દૃગ—આંખ ૨૭ ઋતુ-હેમંત-હેમંતઋતુ માગશર ને પોષમા આવે છે મુદ્રા—મુખ ખુતી—પેઠેલા ૨૮ સર-તળાવ ૨૯ પુષ્પક વિમાન-(રઘુવંશ જૂઓ) ૩૦ ત્રિવિધિ પવન-શીતળ, મંદ અને સુવાસિત. ૩૨ આમ-આંબાની મધુરી-મધુરસ્વરવાળી મેનાને ૩૩ માર-કામદેવ ૩૫ મકરદંપતિ—મગરના નર માદા ૩૬ તપેશ—(તપીશ) તપના ઈશ—માલિક. બીયા—બીધા—બીના

ત્યારે ઉર્વશી મન અટવાઈ, નવ ચાલે કશી ચતુરાઇ;
તેણે ધરી હરિનું ધ્યાન, ચલાવ્યા મનમથ માર નિશાન ૩૭
વાજે પડો રતિ-પતિ કેરો, ફરે પવનને નાખે ડેરો;
ઘેરો ઋષિને કે' કામદેવ, કીર કોકિલા સારિકા એવ. ૩૮
જ્યાં ત્યાં મચ્યો ઋષિને ભમાડો, હિમકર તમે હિમગરિમ કાડો;
આજ્ઞા દઇ કરી વિવિધ ચડાઇ, ચાતુરી કરવા ચતુરા ધાઇ. ૩૯
તે દિ પોષની પુર્ણિમા હુતી, તે તો તરૂણીના તનમાં ખુંતી;
પ્રાત થયો ઋષિજી નિસરિયા, (અર્ધ) દેહ કાઢી હંસને નમિયા. ૪૦
એવો લાગ નારી તપાશી, પ્રેરી સખી વસંત સુવાસી,
શીતળ મંદ સુવાસિત એક્યો, વિતનુ લે'ગીની પેરે લેક્યો. ૪૧
ઉભી ઉર્વશી ઋષિ મિટે, માંડયુ નૃત્ય મન કરી ધારે;
ચલવી કટાક્ષ, કુચ અવિલોકે, કરતલ ગ્રહી નૃપન શર મોકે. ૪૨
ટીનડી દેખાડી ટગમગ જોતી, શ્રેણી શ્રેષ્ઠ કહી નચવે મોતી;
યુગલ ચક્રવાક શાં સ્તન હલવે, દર્શ સુખ અતિકે મળવે. ૪૩
એવી ચલવી મોહક ક્રિયા જાણી, તેને ઋષિવરે ભૂલે નિહાળી;
થયું મન વિહ્વળ તત્કાળ, સ્ખલિત વીર્ય હવા વેદપાળ ! ૪૪
ચેતી ચતુરા ઋષિની ચેષ્ટા, અતિ થઇ ગયા મુનિ શરમેષ્ટા;
નાસી નારી નભમાં પેઠી, હિરણ્યગર્ભની પાસે બેઠી. ૪૫
જાણ્યું સુરે સિદ્ધ થયું કાજ, (પણ) રખે કોપે મુનિમહારાજ;
(જઇ) વિધિશંકરે મુનિ રિઝવિયા, તાપ તે થકી તેમના ટળિયા. ૪૬
થયુ સ્ખલિત વીર્ય જે જળમાં, એક મૃગલીએ પીધું પળમાં;
વારિ મળતું વીર્ય પીવાયું, તેથી વનચરી ચિત્ત ચોરાયુ. ૪૭
રહ્યો ગર્ભ તે જાજ્વલ્યમાન, (પણ) ધારી ન શકી રેત મહાન;
(તે) પુત્ર રૂપે પડ્યું પૃથ્વી તદા, છૂટી મૃગલી ટળી આપદા. ૪૮

---

૩૭ અટવાઈ—કચવાઇ—ગભરાઇ. મનમથ—કામદેવના મારનાં નિશાન ( ઉર્વશીએ ) ચલવ્યાં. ૩૮ રતિ—પતિ—કામદેવ. ૩૯ હિમકર—ચંદ્ર. હિમગરિમ—ઠંડી કિરણો. ૪૦ હંસ—સૂર્ય. ૪૨ ધીટ=ધીટ+એ=દઢ—મજબૂત. ૪૨ કરતલ-હાથેળી. ૪૩ શ્રેણી-મોતીની—ફુદડાંની પંકિત. યુગલ—બે. ૪૪ વેદપાળ—વેદને પાળવા વાળા, જ્ઞાની. ૪૫ શરમેષ્ટા—શરમીંદા (?). હિરણ્યગર્ભ—બ્રહ્મા. ૪૭ વનચરી—હરણી. ૪૮ જાજ્વલ્યમાન

પડો નિરખી વિચિત પુત્ર થઈ ઋષિએ ગાડયુ ધગધુત,
જે પુત્રનુ ન ગમે જોડુ, ગમ્ય લલાટે છે શૃંગ મોટુ વધણુ. ૪૯

છે મોટુ શૃંગ લલાટ ગર્ભે, કો માતા પય પાય રે,
ભોગય હૃદય પયોધર પાતા, તાપસ તેથી તપય રે ૫૦

રાગ મારૂની દેશી કડવુ ૨ જુ.

પુત્ર પોષણ કેરે કારણે રે, ઋષિ દુખી થઈ પડયા ધારણે રે,
ન કોઇ માતા પય પઇ શકે રે, ભૂલી ભટકી આવી કંઈ બકે રે ૧
કહેની પશુને પય કેમ પઇએ રે, શુ એ લીધે મરી જઇએ રે,
વળી નહીં દ્રવ્ય મળવાનુ તેથી રે કોણ પરમારથ કરે જેથી રે ૨
અજાચકવ્રત ઋષિનુ મોટુ રે, તે પાડવા ઈચ્છે ન ખોટુ રે,
તપ અનુગ્રહ ન કરાય રે, નહીં ધર્મ એ ઋષિરાય રે. ૩
કેયમ કરવુ મન કચવાય રે, વાત્સલ્યતા શે સચવાય રે,
(એગ) આવાગમન હિંડોળે ચઢતા રે, તર્ક તુરીએ ચઢતા પડતા રે ૪
જાણ્યુ પુરંધરે ઋષિ કષ્ટ રે, ધાઇ આવ્યો સ્વામીસૃષ્ટ રે;
લાગ્યો ઋષિવરને પાયે રે, આતિથ્ય કર્યું મુનિરાયે રે ૫
આપી અર્ધ્ય પાદ્ય બેસાડી રે, મેલ્યો પુત્ર અંકમા તેડી રે,
વાસવ વસાવો સૃષ્ટિએ બાળ રે, તમો કાવો સર્વના પાળ રે ૬
માત વેશો બાળ એ મારો રે, શ્રેષ્ઠ મુનિ થાશે ઉગારો રે,
ઇંદ્રે દંડવત્ કરી ભાખ્યુ રે, ઋષિ ત્રિભુવન તમે રાખ્યુ રે ૭
અમો સેવક સર્વ તમારા રે, તમો મસ્તક મણિ અગારા રે,

—જાજરમાન રેત–વીર્ય ૫૦ પયોધર—સ્તન ૧ ન કોઇ–કોઇપણ પયપાન કરાવનારી માતા(શૃંગીને) ધવડાવી શકતી નહીં અને કદી (તેના માથામા શીંગડુ છે એમ ન જાણતા) ભૂલી ભટકી જઈ ચઢી હોય, (ધવડાવવા) તો પછી કંઇનો કંઇ બકવાટ કરે ૨ પશુને–માથે શીંગડુ હોવાથી શૃંગી ઋષિની ગણના પશુમા કરેલી છે પશુ જેવા પુત્રને પયપાન કરાવવુ એજ કઠિન છે અને તેમા વળી વગર પૈસે કામ કરવાનુ હોવાથી એવુ પરમાર્થ કોણ કરે? ૩ અજાચકવ્રત—કોઇની પાસે પણ યાચના ન કરવાનુ જે વ્રત તે ૪ વાત્સલ્યતા—પુત્ર પ્રેમ ૫ પુરંધર—ઇંદ્ર સ્વામીસૃષ્ટ—સૃષ્ટિનો સ્વામી એવા જે ઇંદ્ર તે ૬ અંકમા—ખોળામા વાસવ—ઇંદ્ર ૮ વળી અધિક—

કરો પોષણ પરમેશ્વરનું રે, નથી અધિક બળ ઈશ્વરનું રે. ૮
અગારા માહાત્મ્યને ગારેરે, ઋષિ તમે પડો ઉચ્ચારેરે;
(જો) મુનિ કહો મન તમે મેળોરે, વધે બાળ અમર જ્યમ વેલીરે. ૯
વળી દ્વય વર આપુ હુવરે, હરિ એને નૂન્યતા શું'વરે;
'ક્ષય દેશ થનો એક રાખેરે, રામ ધરે ન જન્મ એ પાખેરે.' ૧૦
એવાં દ્વય વર આપી વળિયારે, સુરગય શચીને મળિયારે;
ઋષિ આનંદ્યા ઘણું મનમાંરે, વાત્સલ્યના વ્યાપી તનમાંરે. ૧૧
વિધુ વૃદ્ધિ પામે પણ હારેરે, નહિ તાદૃષ્ય વિરહિણી ક્યારેરે;
મુગ્ધાનાં યુગલ વધતાંરે, તેનાં કાર્ય ન દૃષ્ટાંતે સધતાંરે. ૧૨
ભરતી ઓટની નહીં જોડીરે, રાગબાણુની ગતિ થોડીરે;
યૌવનાનુ યૌવન કોણ લેખેરે, (સર્વ) ઋષિકુંવરની વૃદ્ધિ ઉવેખેરે. ૧૩
નિશવાસર વધી મન હર્ષારે, જાતકર્મ ઋષિએ કર્યારે;
ઉપનીત આપ્યું મહારાજેરે, વેદાધ્યયન કરાવવા કાજેરે. ૧૪
મન સાથે દૃઢ કરી ધાર્યુંરે, માનવ મળે ન મારૂ પરમાર્યુંરે;
હું વિણુ પુત્ર અન્ય ન દેખેરે, એક વેદ બીજો મુને પેખેરે. ૧૫
ધારી ધ્યાનમાં એમ ચલાવ્યુંરે, તેથી અધ્ય'નનુ ઠીક ફાવ્યુંરે;
વેદ વેદાંગ સૂત્રને શ્રુતિરે, પઢ્યો પુત્ર જે વિદ્યા હુતીરે. ૧૬

---

તમારાથી વધારે બળ ઇશ્વરનું પણ નથી. ૯ હે મુનિ—જો તમે ખરેખરા મનથી કહોછો તો તમારો પુત્ર જેમ અમરવેલી (અંતરવેલ) વધેછે તેમ વધશે. ૧૨—૧૩ વિધુવૃદ્ધિ—ઈંદ્ર વરદાન આપી ગયા પછી ઋશ્યશૃંગ કેવી રીતે વધવા માંડ્યા તે જણાવતાં કવિ કહેછે કે, વિધુ—ચંદ્રમા શુક્લ પક્ષમાં વધે છે તે પણ એની (વૃદ્ધિની) બરાબરી કરી શકતો નથી, વિરહિણિ સ્રી પણ તાદૃષ્ય—સરખાપો કરતી નથી, મુગ્ધા—જેને તુર્તની જુવાની ફુટતી હોય એવી સ્રીનાં યુગલ-વધનાં જતાં એવાં બે સ્તન પણ દૃષ્ટાંત આપવાવડે પોતાનું કાર્ય કરી શકતાં નથી. અર્થાત્ તે પણ શૃંગીના વધવાની બરાબરી કરતાં નથી. સમુદ્રનાં ભરતી ઓટ, રામબાણુની ગતિ અને યૌવનાનુ—જવાન સ્રીનું વધતુ એવું જોબન પણ કશા હિસાબમાં નથી. ઉવેખે—અદેખાઇ કરે, નિંદે. ૧૪ જાતકર્મ—સોળ સંસ્કારમાંનો એક. બાળકના જન્મ પછી નાળ છેદન કર્યા અગાઉ કરવાનો સંસ્કાર તે. ઉપવીત—જનોઇ.

હોમ કર્મમાં એકદા હુઓરે, એથી બ્રહ્મ રહ્યો નહીં જૂઓરે;
ચીન્હ્યો બ્રહ્મ તે બાળ્યો બાળરે, હર્ષ્યા વિભાંડક વેદપાળરે. ૧૭
જેણે જન અન્ય ન દેખ્યુંરે, એક બ્રહ્મ કે પિતુમુખ પેખ્યુંરે;
કહો એ સમો કો રખીરે? નામ સુણી થઇએ સુખીરે. ૧૮

વલણ.

સુખી થઇએ નામ સુણતાં, સુણો શ્રોતાજન રે;
કહેવા માત્ર પ્રેમાનંદ હું, બળ્યું હરિ વિયોગે તન રે. ૧૯

કડવું ૩ જું રાગ ધનાશ્રી.

સ્વામીકાર્તિક બ્રહ્મચારી ઉમંગીજી, કાવ્યા નારદ ઋષિ એક વ્યંગીજી;
અંજનીનંદન જે હનૂમાનજી, તેવો કશ્યપપૌત્ર બળવાનજી. ૧

ઢાળ.

બળવાન શૃંગી બ્રહ્મચર્યે, (જેવા) સ્કંધ નારદ હનુમાન;
અન્ય ઉપમા નવ ઘટે કે, નવ કરવું અનુમાન. ૨
દેશ વિદેશે પ્રસરી કીર્તિ, જ્યમ ઋતુરાજ સમીર;
એવે સમે કૌતુક હતું, એક સુણો શ્રોતા ધીર. ૩
રોમપાદના રાજ્યમાં, વર્ત્યો ઘણો હાહાકાર;
બાર વર્ષ વૃષ્ટિ વિણ વિત્યાં, વિપ્રરોષ અવિચાર. ૪
સુણી એવું અજાતશત્રુ, બોલ્યા વાણી મધુરી;
ઋષિ કથા તે કો વિસ્તારી, કાંઈ નવ રાખો અધુરી. ૫

---

૧૭ જૂઓ—જૂદો. ચીન્હ્યો—ઓળખ્યો. ૧૯ કહેવામાત્ર—માત્ર. નામ પ્રેમાનંદ (ઈશ્વર સાથે જેનું લગ્ન લાગ્યું તે પ્રેમાનંદ—સચ્ચિદાનંદ એવો મૂળ શબ્દાર્થ) તો કહેવા માત્રજ છે (ખરેખરૂં નથી). કેમકે હું તો હરિ વિયોગી છું. આ ઠેકાણે કવિએ એવું ગર્ભિત સૂચવ્યું કહેવાય છે કે, એ અરસામાં પ્રેમાનંદની સ્ત્રી (હરિ—હરકોર નામક) ગુજરી ગએલી હોવાથી પોતે પ્રેમના આનંદ ( પ્રેમાનંદ ) માં નહોતા, પણ વિયોગી હતા. ૧ સ્વામીકાર્તિક—કાર્તિકસ્વામી—દેવના સેનાપતિ અને મહાદેવના પુત્ર, વ્યંગી—વ્યંગ્યાર્થવાળું બોલનાર એવા નારદ તેમ અંજનીનંદન—અંજનીના પુત્ર હનુમાન જેવા બ્રહ્મચારી હતા તેવાજ કશ્યપપૌત્ર—ઋશ્યશૃંગ પણ બળવાન બ્રહ્મચારી હતા. ૨ સ્કંધ—કાર્તિકસ્વામી. ૩ ઋતુરાજ—વસંત. સમીર—પવન.

સુણી મન મુનિ મગ્ન હુઆ, કહે ધન્ય શ્રોતાજન;
હું કહું વિગતે વારતા, જે સુણ્યે હોય શુચિ મન. ૬
અનુક્રમમાં ઉપન્યો એક, બૃહદ્રથ રાજાન;
જે અંગદેશાધિપ કા'વ્યો, મેળવ્યું ઘણું માન. ૭
તેને પુત્ર એક પરાક્રમી, જેવું રોમપાદ અભિધાન;
તે તણા બળ પ્રાક્રમવડે, તેનુ ઈંદ્ર કરે સનમાન. ૮
બૃહદ્રથ જવ વન ગયો, તવ પુત્રને સોપ્યું રાજ;
તેણે ક્ષિતિ સઘળી ખળભળાવી, કરી દિગ્વિજયનાં કાજ. ૯
જેને મિત્ર દશરથ ઈંદ્ર જેવા, તેને શી રહી બાકી;
કીર્ત્તિ-કન્યા ગુણ ગાતી તે, આવી ગોથી થાકી. ૧૦
વર વર જોઇ વિવા' કીધો, પત્ની રૂપે સુખ પામી;
લક્ષ્મી પૂરી કારાગૃહમાં, ધૃતિ આવી રહી સામી. ૧૧
લજ્જાએ હૃદય સ્થળ નિર્ખી, વાસ પૂર્યો સુવાસે;
શાન્તિ મનમાં મગ્ન થઈને, નરપતિને હુવાસે. ૧૨
કાન્તિએ તન મધ્ય વસીને, રતિ-પતિને ભૂલાવ્યા;
ભ્રાન્તિ ભાગી ભૂને છેડે, દેશ બહુ દુલાવ્યા. ૧૩

---

૬ શુચિ—પવિત્ર. ૯ ક્ષિતિ—પૃથ્વી દિગ્વિજય—રાજાએ અનેક દેશ (દિશા) જીતવા તે. ૧૦-૧૧. દશરથ—રામના બાપ. કીર્ત્તિરૂપી કન્યા (રોમપાદના) ગુણગાતી ફર્યા કરતી હતી, તેણે આખી ગોથી—પૃથ્વીમાંથી થાકીને રોમપાદને વર—શ્રેષ્ટ વર—સ્વામી જોઈ—(ધારી) વિવાહ કર્યો; અને સ્રીરૂપે તેના ઘરમાં (ભટકવાના દુઃખથી) સુખ પામી. લક્ષ્મીને કારાગૃહમાં—કેદખાનામા પૂરી. મતલબ કે ચપળ છતાં તેને પણ તાબે કરી. અને ધૃતિ—ધીરજ તો (રોમપાદનું પરાક્રમ જોઇ) સામી આવીનેજ ઉભી રહી. ૧૨ લજ્જાએ હૃદય જેવું સારૂં સ્થળ જોઇ વામ પૂર્યો. અર્થાત્ તે રાજાના હૃદયમાં લજ્જા હતી. મતલબ કે નિર્લજ નહતો. શાતિ—રાજાના મનમાં શાંતિ મગ્ન થઇને હુવાસે—હુલ્લાસે—આનંદ પામી—( રહેવા લાગી ). ૧૩ કાંતિએ—શરીરમાં રહેલી કાંતિ ( રૂપે ) એ પોતાની બરાબરી કરવામાં રતિપતિ—કામદેવને પણ ભુલાવ્યા હતા. અને કોઇપણ કઠિન કાર્ય કરવાની ભ્રાંતિતો ભૂને—પૃથ્વીને છેડે ભાગી—નાશી ગઇ હતી. તેથી તેણે (ભાગેલી ભ્રાંતિએ) ઘણા દેશ. (બીજા નૃપતિયોના) દુલાવ્યા હતા.

વિશ્રાન્તિ વરે નિદ્રાએ, અન્ય સમય લજ્જાએ;
વર વર જોઇ મેધા વરતી, સૂતી વર શય્યાએ. ૧૪
(એ) નવ નારી સ્વાધીન કરી પણ, રાજા મન નવ રીજે;
નવ નવ નામની ત્રણને વરવા, રાત દિવસ મન ભીજે. ૧૫
એવે કુંવારિકા ત્રણ કન્યાનો, સ્વયંવર શુભ થાતો;
ત્યાં જઇ રાજા રોમપાદતો, રતિ-પતિ રૂપે ગાતો. ૧૬
અન્ય દેશના દેશ-પતિને, કન્યા અજીત ઉવેખી;
કુસુમાકરના મિત્રરૂપને, પ્રસન્ન થઈ અતિ દેખી. ૧૭

---

અર્થાત્ બીજા રાજાઓપર જીત મેળવી લોમપાદના મનમાં કોઈપણ પ્રકારની ભ્રાંતિ ન હોવાથી તેમનાં રાજ્ય દુલાવી—તાબે કરી રાખ્યાં હતાં. ૧૪ વિશ્રાંતિ—(વિસામો) રૂપી સ્ત્રી તો લોમપાદને ફકત ઉંઘવાને સમએજ વરતી (પ્રીતિ કરતી), અને અન્ય—બીજે સમએ તો લજ્જા પામતી હતી. તાત્પર્ય કે માત્ર રાજા વિશ્રાંતિ નિદ્રા કરવા વખતેજ લેતો હતો, બાકી સર્વ કાળ ઉદ્યોગી રહેતો. રોમપાદને વર ઉત્તમ વર—સ્વામી જોઇ મેધા—બુદ્ધિ વરતી—વરી—પરણી અને તે વર—ઉત્તમ શય્યાએ—શય્યાએ (પથારિએ) સૂતી. મતલબ કે રાજાનો દેહ ઉત્તમ શય્યા રૂપ માની અને તેને સ્વામી રૂપે ધારી તેનામાં બુધ્ધિએ વાસ કર્યો. ૧૫ ઉપર જણાવેલી કીર્ત્તિ, લક્ષ્મી, ધૃતિ, લજ્જા, શાંતિ, કાંતિ, ભ્રાંતિ, વિશ્રાંતિ અને મેધા એ નવ સ્ત્રીઓ વગર તે બીજી ૨૭ પરણ્યો હતો. નવ નવ નામની ત્રણને વરવા એટલે મૂળ નામ એક પણ તે નવ નામ મળીને એક થએલું, એવી ત્રણ કન્યાઓને વરવાની રાજા પ્રીતિ કરતો હતો. જેવી કે નવ નામની એક નવધાભક્તિ—શ્રવણ, કીર્ત્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, પ્રેમ અને આત્મનિવેદન. નવનિધિ—પદ્મ, મહાપદ્મ, શંખ, મકર, કચ્છપ, મુકુંદ, નંદ, નીલ અને ખર્વ. નવધાતુ—તાંબુ, કાંસુ, શીસુ, લોઢુ, તરવો, પીતળ, જસત, રૂપુ અને સોનુ. એ નવનવ નામવાળી ત્રણ સ્ત્રીઓને. ૧૬ એવે કુંવારિકા—નવભક્તિ, નવનિધિ, અને નવધાતુ નામની કુંવારી ત્રણ કન્યાઓનો. થાતો—પુષ્ટ, નબળો નહિ. ૧૭ અજીત—નહિ જીતાએલી એવી. કુસુમાકરના મિત્રરૂપને એટલે કુસુમાકર—વસંતનો મિત્ર જે કામદેવ તેના જેવા રૂપવાળા રોમપાદને.

વર હસ્તે વરમાળ પે'રાવી, સતાવીશ અભિધાને;
જેમ એક સૂર્ય પણ કિરણ ઘણેરાં, ત્યમ ત્રય સતાવીશ માને. ૧૮
નવધાભક્તિ નવનિધિ અને, નવધાતુ વરી લાવ્યા;
નવદુર્ગાને ઇષ્ટ દેવી કરી, નારાયણ શા કા'વ્યા. ૧૯
ઇમ ષટ્ત્રિશ નારી વરી વરાંગી, તોય પત્નીવ્રત ધરતા;
અન્ય નૃપતિ અનેક હુઆ પણ, ધરતા તેમાં વરતા. ૨૦
(વળી) અહંકાર મન એવો રાયને, નહિ હું સરખો દાતા;
દાન કરૂં હું જે જાચકને, (તે) થાય ભૂપ પ્રખ્યાતા. ૨૧
અહંકાર એવો નિર્ખીને, દુર્વાસા ત્યાં આવ્યા;
રાય પુરોહિતનું રૂપ લેઇ, સમાચાર તો કા'વ્યા. ૨૨
પુરોહિતને પાસે તેડી, રાજા મનમાં રિઝ્યા;
કોણે રોક્યા ઋષિવરને, ઈમ કહી સેવકને ખિજ્યા. ૨૩
રાયે જ્ઞાનવડે અવિલોકી, દુર્વાસાને પરખ્યા;
આદર સનમાને આતિથ્ય કીધુ, (પછે) પૂછે હરખ્યા હરખ્યા. ૨૪
કહો ઋષિવર કાર્ય કહી, આવી ઉભો સામો;
તાપસ કહે તમ ધર્મ આપીને, કરો રાજ્યનાં કામો. ૨૫
ધરણીધર કે ધર્મ વિહિન થઈ, પ્રજા કેઇ પેર પાળું?
મુનિવર કે' ક્યમ પ્રશ્ન કર્યો જો, છે મોટો ધર્માળું ૨૬
'કરૂં કાર્ય' કહી સંશય આપ્યો, તેથી સુણ કહું રાજા;
નિરભિમાન થાશો નૃપ જ્યારે, (ત્યારે) દુઃખની જાશે માઝા. ૨૭

---

૧૮ સતાવીશ-ઉપર નવધાભક્તિ આદિકનાં જે સતાવીશ નામ ગણાવ્યાં તે. માને—(એ)માપથી. ૧૯ નવદુર્ગા—એનાં નવ નામ વસ્તુવૃંદ દીપિકામાં આ પ્રમાણે આપેલાંછે. " શૈલપુત્રી ઇક, બ્રહ્મચારિણી અન્યહે, ત્રતિય ચંદ્રઘંટા, કુષ્માંડા ધન્ય હે, સ્કંધમાત કાત્યાયની, રાત્રી કાલહે, મહાગૌરી અરૂ સિદ્ધિ, દાત્રી નો બાલ હે." એ નવ નામવાળી દુર્ગાને ઇષ્ટદેવી તરીકે રાજાએ માન્ય કરી. ૨૦ ષટ્ત્રિંશ—૩૬ પ્રથમ દશમી કડીથી પરણેલી કીર્ત્તિ, લક્ષ્મી આદિક નવ, અને નવધાભક્તિ વગેરે ત્રણનાં સતાવીશ નામ ગણવાથી ૩૬ થાયછે. એ ૩૬ સ્ત્રીઓને પરણ્યા છતાં રાજા પત્નીવ્રત (એક સ્ત્રી સાથે સંબંધ રાખવાનું જે વ્રત તે. એ વ્રત ધારણ કરવા માટે રામચંદ્ર સર્વ માન્ય ગણાએલાછે). ધરતા હતા. વરતા—ઉત્તમતા. ૨૬ વિહિન—વિનાનો. ૨૭ નિરભિમાન—(હું દાતાર છું એવા) અભિમાન વગરનો.

એમ કહી ઋષિવર મભાથી, અન ધ્યાન તો પામ્યા,
રાય ઘણું વિનવે ગાં મ'ને, નહિ સહુ સુખને વામ્યા ૨૮

વલણ.

વામ્યા સુખ તે સર્વે રાજા, દુઃખ ડુંગર દટે પડનારે,
કષ્ટ કુટુંબ સહુ રાન રાજ્યના આવી દશ દિશે ચડનારે ૨૯

### કડવુ ૪ થુ રાગ મારૂની ચોપાઇ.

શાપ આપી દુર્વાસા જાય, આપ રાય દુઃખી બહુ થાય,
દીધો શાપ ઋષિ મહારાજ, થતા કૃષિના તે સમે કાજ ૧
વર્ષ જેષ્ટ ગયો તો જાણુ, ગો ખણતા ગોર નિરવાણ,
ઉખર ઉર્વી કરતા સુધિ, (જે) શત સત વીશે ગણે બૂધિ ૨
તદપિ કૃષિરાજ કહેવાય, જેનુ આપ્યુ જગ સહુ ખાયા
તેવા શત સહસ્રને લાખ, (જે) છૂટયા હુતા તપ્ત વૈશાખ ૩
જેના મન થયા'તા મગ્ન, જેનુ મેઘશુ લાગેનુ લગ્ન,
હળ બળમાં ધારી મસ્ત, જાણે ખોદશે મહી સમસ્ત! ૪
તેવા ઉન્મત કૃષિકાર, લલકારતા રાગ મલ્હાર,
ગાતા ગીત મધુરે સાદ, વાંચ્છે મુશળધાર વરસાદ ૫
એવા રમણીય સમય મોઝાર, જ્યાં ત્યાં દિપ્યો દાઝ અપાર,
નાપ બળે તપ્યું ખેય, નાયા ત્રાયા કરે જે તેય ૬
વરસ ઉલ્કા દિવસ ને રાત, પડતા ગોટા અહ વિખ્યાત,
ગયુ સુખ નાઠી ક્ષિરધાર, નાઠા જાય સહુ રાજદ્વાર ૭
તપ્યા દ્વાદશ રૂપે ભાન, બળે નિશુ અગ્નિ ઓસાન
સલિલ અર્પતાનુ ભૂંલી ભાન, આકર્ષ્યું અરિદા ભગવાન ૮

---

૧ કૃષિના—ખેતીના ૨ ગો—પૃથ્વી. જે સાત વીશે શત-સો ગણે એવા બુદ્ધિના (મૂર્ખ) હતા તે ઉખર ઉર્વી—જેમા પાક સારો ન થતો હોય એવી પૃથ્વીને પણ (ખણી ખોદી) સુધિ-સીધી-(સારી) કરતા હતા ૩ તપ્ત વૈશાખ—ઘણા તાપવાળા વૈશાખ (માસ)થી ૪ હળ બળમા—બળમા હળ ધારણ કરીને ૬ દાઝ—દુકાળ ખેય—ખે—આકાશ ૭ ઉલ્કા—આકાશમાથી અગ્નિ વરસવો તે ૮ દ્વાદશ-બાર ભાન-ભાનુ-સૂર્ય. ઓસાન—ઓસાણ-ભાન, મન સલિલ-ચોમાસુ હોવાથી અરિદા ભગવાન—સૂર્યનારાયણ સલિલ અર્પતાનુ—(પાણી આપવાનુ) ભાન ભૂલી જાય (કેમકે)

નિશવાસરનો ભૂલી ભેદ, ખેચવા માંડ્યુ મનુષ્યનું મેદ;
રાય સેવક નિરખી લોક, રાતે કે'વો ધારે શોક. ૯
પણ ગન કયમો નવ થાય, ઉપરા ઉપરી લોક ભરાય;
ધરી ધૈર્ય સહે અતિ તાપ, કો પોકારે કહિ મુખ બાપ! ૧૦
કો કરે રામ નામ ઉચ્ચાર, કો ગોમપાદ ભજે નિરધાર;
વરાંગી વનિતા ઉમી જેહ, તપ્ત તાપમાં કુગળાતી તેહ. ૧૧
કોગંગર્ભ સગા સંતાન, લઈ નાસતી શીળે સ્થાન;
એવે અગ્નિ લાગ્યો ચોપાસ, બળ્યા રાજમે'લ અવાસ. ૧૨
કોણ કરે અગ્નિને શાન્ત, ઋષિ મૂકી નાઠા મહાદાન્ત;
એવે જ્વાળામુખી ફાટી, સર્વ પ્રજાને કષ્ટમાં ડાટી. ૧૩
અવનિ આકાશ ને મધ્ય ભાગ, જ્યાં ત્યાં વરસે આગને આગ;
જોતાં શર્વરીની સહુ વાટ, ગોતે રાયને મળવાનો ઘાટ. ૧૪
વાંઢા કાળને નારી કેવી, લઢી શર્વરીને નવ સેવી;
પોતા જેવો દિવસને કીધ, છતી સ્ત્રીએ રંડાપો દીધ! ૧૫
તેથી કળકળી થઇ નિરાશ, પ્રજા પોકારે રાય-ચોપાસ;

---

તેમણેજ (આકર્ષ્યું) ખેચવા માંડ્યું- આઠ માસ સૂર્ય પોતાના કિરણોવડે પૃથ્વી પરનું પાણી ખેંચી લઇ, ચાર માસ ( ચોમાસામાં ) તે વરસાદરૂપે પાછુ પૃથ્વી પર નાખેછે; તેથી સૂર્યને ઉદ્દેશી જે સલિલ અર્પવાનુ ભાન વગેરે કહેલું છે તે બગબરછે. ૯ નિશવાસર—રાત દહાડો. સૂર્યે રાત દિવસનો ભેદ મૂકી દઇ, માણસનું મેદ (પાણીને બદલે) સુધાં ખેંચવા માંડ્યુ અર્થાત્ આગળ જણાવ્યા પ્રમાણે તે સમયે રાત પણ પડતી નહોતી, તેથીકરી સૂર્ય અહોનિશ જળ આકર્ષ્યો કરતો હતો. રાય—રાજાના સેવક લોકને જોઇ (તેમનો) શોક (રાજાને) રાતે કહેવા ધારતા હતા. ૧૧ વરાંગી—સારા અંગવાળી. ૧૨ રાજ્યમેહેલ અવાસ—રાજાના મેહેલ અને (બીજાના) અવાસ-ઘરબાર બળવા લાગ્યાં. ૧૩ મહાદાન્ત—મોટા ઇંદ્રિયદમન જેણે કરેલાછે એવા ઋષિ પણ નાઠા. ૧૫ સ્ત્રી વગરનો (વાંઢો) જે કાળ તેને તે નારી ક્યાંથી હોય? માટે તેણે દિવસને પણ પોતા જેવો કરવાને તેની (દિવસની) શર્વરીરૂપ નારી-રાત સાથે લઢી, તેને સેવી નહીં. અને બિચારા દીવસને છતી સ્ત્રીએ સ્ત્રી વગરનો (રાત વગરનો) કરી રંડાપો આપ્યો! તાત્પર્ય કે, તે દુકાળને સમયે રાત પણ પડવા પામતી નહોતી.

કો શુદ્ધિમાં આવેલા સોય, સવિત સામું ટગગગ જોય,
કઇ કાચકી પડી કે'ય, કો વાચા બધેં દુ:ખ સે'ય. ૨૪
હોય દુકાળમાં ગામ અધિક, ત્યમ તાપ તપે વીકાહીક;
રાય જોઈ પ્રજાને દુ:ખી, પાળો ભમી ભટકી કરે સુખી. ૨૫
પ્રજા પાડે કાઢ્યા ભડાર, માન્યા સનર્યા જે બહુ વાર;
કાઢ્યા સેવક ઘરથી બા'ર, કાઢી દાસીઓ સૌ નિરધાર. ૨૬
હસ્તી પાયક ને હય ખાસ, છોડયા રાજાએ થઇ નિરાશ,
જેને જોઇએ તે લઈ જાય, ઉત્તમ હય ગજ વેચી ખાય. ૨૭
કાઢ્યું રાજ્ય જવાહીર જેહ, આપે રાજા નિ:સદેહ;
દાડી દેવડાવી પૂર માય, જેને જે જોઇએ (તે) લઇ જાય ૨૮
રાજ્યછત્ર ચમ્મર તજી ગય, થોડે આડમરે રે'વા ચા'ય;
દ્વારેથી ઉઘાડી દ્વારપાળ, મોકળો મૂકયો મે'લ મહીપાળ. ૨૯
(જેને) જે જોઇએ તે લઇ જાય, (પણ) તપ્ત તાપે સુખી ન થાય;
આસપાસના જેહ ગ્રામ, ત્યા પણ પડયો તાપ ઉદ્દામ. ૩૦
તે આવ્યા સહુ રાય-ધામ, સુણી રાયનું ધર્મિષ્ઠ કામ,
બળતા દળના ઠામે ઠામ, આવ્યા લેતા રાયનુ નામ. ૩૧
એમ લક્ષ કોશ પર્યંત, થયો કાળમય સહુ તન;
ત્યાનુ આવ્યુ લોક અનત, મુનિ મોટા મોટા મહત. ૩૨
વેદપાઠી ધનપાઠી ધાય, શુદ્રનું અન્ન ઝુંટી ખાય।
અજાચક વ્રતવાળા રૂખ, જાચી જાચી પામતા દુ:ખ। ૩૩
તોય નવ આપે કો ધાન્ય, આખર ટળવળી મૂકતા પ્રાણ;
સતી મૂકતી સત્યને નેમ, અન્ન કાજે કરતી પ્રેમ. ૩૪
વારિ માટે ત્યજતા વે'મ, (કો) પત્નીવ્રત મૂકી ચા'ય ક્ષેમ;
ધર્મ કર્મને મૂકયા ઢોળી, વાળી વૈશ્ય કુવિકારે ઓળી ૩૫

---

૨૪ વાચા બધે—નહીં બોલાયાથી. ૨૬ બહુ વાર—ઘણી મુદ્દતથી. ૨૭ પાયક—પાળા. ખાસ—ખાસા. ૨૯ મોકળો—પ્રતિબધ વગરનો. ૩૦ ઉદ્દામ—ઘણો. ૩૨ તંન—તનુ—એકતાર. ૩૩ ધનપાઠી—ઘન સુધી વેદપાઠ કરનાર. ૩૫ વારિ માટે—શુદ્રાદિકનુ પાણિ પીવાનો વેહેમ (બ્રાહ્મણાદિક) મૂકતા હતા. તેમ કોઇ પુરૂષ તો એક પત્નીવ્રત (એક જ સ્ત્રી સાથે સંબધ જોડવો તે ) પાળવાના નિયમને પણ ભૂલી જઇ (પોતાનુ.) ક્ષેમ—કુશળ ચહાતા હતા.

ગયા વણુજ અને વહેપાર, (તદપિ) ઉદ્યમ એક રહ્યો અવિચાર;
ચોરી લેવું ખાવું અન્ન, પીજવું પાણી પૂછયા વિણ. ૩૬
(એ) પ્રબળ બ્યાપાર કર્ત્તા વિપ્ર, માત્ર એકજ ઉદ્યમ ક્ષિપ્ર;
એક ઉદ્યમ કરે વર્ણું અઢાર, એવો કાળ માત્ર દુકાળ. ૩૭
જેમ વર્ષા ઋતુની માંય, મેઘ આવે વરસવું જ્યાંય;
તેમ અન્ય જગતીના જન, ચઢી આવ્યા રાય ભવન. ૩૮
અન્ન દીઠું જેટલું લીધું, પાણી પીવાયું તેટલું પીધું;
ઘણા ઉપોષણે અન્ન પાણી, મળિયું તદપિ છૂટયા પ્રાણી. ૩૯
હવે થઇ જે પૂરની પેર, તે વરણવું વિપ્રનું વેર;
વાડવ વડવાગ્નિથી અધિક, માટે ચાલો સહુ ધરી બીક. ૪૦

વલણ.

ભય ધરી ચાલો વિપ્રશું, તજી કામને ક્રોધ રે;
યઃ પરલોકે સુખ વાંચ્છતો, માંનો મમ પ્રતિબોધ રે. ૪૧

કડવું ૫ મું રાગ મારૂની દેશી ફેર.

(એમ) વૃષ્ટિ ન થઇ વર્ષ અગિયાર રે, થયો (તે) સઘળે હાહાકાર રે;
દશરથ મિત્ર જશા અન્ય રાય રે, કરે શ્રમ જ્યમ સુખ થાય રે. ૧
તદપિ કાળને કાંઇ કરતા રે, રામપાઇ ઘણું રડવડતા રે;
આપી દીધી વસ્ત સમસ્તે રે, (ભૂખ્યા) ભટકે ભામનીસહ મરત રે. ૨
જોતા અવળું કરતા લોક રે, (વળી) બીજા શોકના મોટા થોક રે;
ધર્મ હીણાનાં જોઇ મુખ રે, રાય પામતા ઘણું દુઃખ રે. ૩
ધર્મ નિશ્ચયનો વધે ક્ષોભ રે, નિરખે મંડળિક રાયનો લોભ રે;
શત્રુ પીડે પ્રજા સમગ્ર રે, કર્મનષ્ટ દીસે સહુ વ્યગ્ર રે. ૪
કામ લોભથી ભૂલ્યા ભાન રે, તપી ભય દર્શાવે ભાન રે;
નિરખે અવિશ્વાસી લોક રે, ભય તાજા થાય આલોક રે. ૫

---

૩૭ ક્ષિપ્ર—તરત, જલદી. કાળ—સમય. ૩૮ જગતી—પૃથ્વી. ૩૯ ઉપોષણ—ઉપવાસ. ૪૦ વડવાગ્નિ—સમુદ્રમાંનો અગ્નિ. ૪૧ યઃ—આ લોક. ૪ મંડળિક—મંડળિક રાજાઓનો (લૂટફાટ કરવાનો) લોભ જોઇ (રાજાના) ધર્મના નિશ્ચયનો. શત્રુ—સમગ્ર પ્રજાને શત્રુ પીડા કરે છે. ૫ ભાન—ભાનુ. નિરખે—રાજા સર્વ લોકને અવિશ્વાસી થએલા જૂએ છે, તેમ વળી તાજા ભય એટલે નવા નવા ભય-

કપટે એક બીજાનો (આણે) અતરે, છજે માધુને ધરી ખંત રે,
દેશ અળગયો દીસે ચોદિશ રે, વાડવ દુઃખી (દર્શ) દિન નિશ રે. ૬
વૃષ્ટિનુ બુદ ન કઇ સેંવાય રે, પરસ્પર ભેદ મતિ ન સેંવાય રે;
જેથી છવિત ચાલે જેનુ રે, લૂટાનુ ભક્ષણ તેનુ રે ૭
એક ઉદ્યમ ચોરનો બળિયો રે, જોઈ રાજા ઘણું દળિયો રે,
(એવે) દર્શ્યાં વક્રીભવનમા ગુરૂ રે, વિધુ દક્ષિણુ ગમન કરે પૂરૂ રે ૮
વરસતો ધુમ્ર ન દર્શે કદી રે, સૂકી નિરતર નીરની નદી રે,
નહિ તડિત ગર્જના દરશે રે, તો ક્યાથી મેહુનો વરસે રે ૯
તડાગ સરોવર સરિત્ કૂપ રે, ઝરા ઝાખા થયા અનુપ રે,
સજીવન જળ પણ સૂકાયા રે, પથી કેરા પંથ મૂકાયા રે ૧૦
પરબો પાણીની ગઇ ફૂટી રે, વિશ્રાતિ સ્થળ (તો) ગયા તૂટી રે,
સ્વાધ્યાય ને વષટ્કાર નાઠા રે, સારા શબ્દો સમૂળા ગાઠા રે ૧૧
કૃષિકારની કૃષિ છૂટી રે, પશુપાલન વિદ્યા રૂઠી રે,
આપ્ય લેનો ગયો વ્યવહાર રે, ઉડી હાટમા વાટજ સાર રે. ૧૨
યૂપ યજ્ઞ ન દેખે રાજ રે, નાશ થયો મહોત્સવ સાજ રે,
દીસે અસ્થિના ઓઘે ઓઘ રે, પ્રાણી માત્ર તે ભૂખના ભોગ રે ૧૩
ઉદ્વસ્ત નગરને નિરખી રે, તરૂ દીઠા ખડેરો પરખી રે,
જોઈ આગ ગૃહ લાગતા રે, ભયવડે સૌ ભાગંતા રે ૧૪
શસ્ત્રાએ કપાતા કોઇ રે, નિરપરાધી પડતા રોઇ રે,
અરિ રાજાના કરતા કેર રે, જેણે લેવા ધારેના વેર રે ૧૫
તેનો મારો નવ સેંરાજા રે, ત્રાહે ત્રાહે ન રહી માઝા રે,
વસ્તી વિના શેહેરને લૂટે રે, ધિક્ શત્રુ અનાયશુ રૂઠે રે ૧૬

---

પણુ આલોક—જોવામા આવેછે ૮ વક્રીભવન—પોતાનો માર્ગ છોડી ઉન્માર્ગે જવુ તે વિધુ—ચદ્ર ૯ તડિત—વિજળી ૧૦ તડાગ—તળાવ સરિત—નદી ૧૧ સ્વાધ્યાય—વેદાભ્યાસ વષટ્કાર—(વષટ્) હવનમા આહુતી આપતી વખતે જે ઉચ્ચાર કરવામા આવે છે તે સારા શબ્દો—માગલિક શબ્દો ગાઠા—ઘસાઈ ગયા, નાશ પામ્યા ૧૨ પશુપાલન—ઢોર ઉછેરવાની વિદ્યા રૂઠી—પ્રતિકૂળ થઇ હાટમા—દુકાનોમા વાટ ઉડી ગઈ—મતલબ કે દુકાનો મેદાન મેદાન થઈ ગઈ ૧૩ યૂપ—યજ્ઞસ્તભ અસ્થિ—હાડકા ઓઘ—ઢગલા ૧૪ ઉદ્વસ્ત-વેરાન ૧૬ ધિક્—તે શત્રુને ધિક્કાર કે જે અનાથ એવી પ્રજાપર રૂઠે-કેર કરેછે.

પાલન કરતાં ગયાં દેવ દેવી રે; જડામૂળ ગઇ વૃદ્ધતા સેવી રે;
અજા સુરભી મહિષી મોટી રે; આપે દુગ્ધ નહિ એક લોટી રે. ૧૭
રક્ષક વિનાની થઇ જગતીરે, એવા સમયમાં દેવી ભગતી રે;
ઔષધીને ન પોષે ચંદ્ર રે, થઇ પ્રજા સૌ રહિત મંદ્ર રે. ૧૮
ક્ષુધાતુર થયાં પ્રાણી માત્ર રે, ભક્ષે અન્યો અન્યનાં ગાત્ર રે;
જયમ શુની જણી સંતાન રે, ક્ષુધાએ ભક્ષે તેનાં વાન રે. ૧૯
ત્યમ માતા પુત્રને ખાતી રે, સ્વામીભક્ષી ત્યાં ન લજાતી રે।
વૃદ્ધ માત પિતાને મારી રે, પુત્ર માંસ રુધિર લે ઉતારી રે। ૨૦
પાણી કાજે ઉષ્ટ્રને ચીરે રે, રહિત જીવન મરે ધીરે ધીરે રે;
પાણી પાણી કરે પોકાર રે, મહત્ ઋષિ ભૂલી ઓંકાર રે। ૨૧
કંઠે કાચકી ને પગ ઘસતા રે, દીસે પાણી કાજે કંઈ ધસતા રે;
અધર અમૃત તરૂણીના તાજા રે, તેને ઇચ્છે ન રંક કે રાજા રે. ૨૨
(જે) સ્તન ઇંદ્રને નિર્ખવા દુર્લભ રે, કાક ગૃધ્રને તે થયા સુર્લભ રે;
મદનસરોવર જે મનોહારી રે, તેને જૂએ ન કોઇ ભીખારી રે. ૨૩
એવું વિપરિત રાજા નિરખી રે, પડ્યો ધર્ણમાં મૂર્છા ધરખી રે;
તેને (સ્વ) રાણીએ આવી ઉઠાડ્યો રે, પ્રજાકષ્ટ કંપથી કાંડ્યો રે. ૨૪
રાય આકાશિકા પર ચડતો રે, ચોદિશ જોતો ડરતો ડરતો રે;

૧૭ પાલન—જગતનું પાલન કરનાર જે દેવ અને દેવીઓ હતી તે પણ (કાળના ભયથી નાશી) ગયાં. જેણે વૃદ્ધતાનું (વૃદ્ધ માણસોનું અથવા વૃદ્ધ ઉમરનું) સેવન કરેલું હતું એવા માણસોની પણ જડામૂળ જતી રહી. અજા—બકરી. સુરભી—ગાય. મહિષી—ભેંસ. ૧૮ મંદ્ર—ગંભીર. મતલબ કે પ્રજા ગંભીરતા વિનાની થઈ ગઈ. ૧૯ શુની—કુતરી. વાન—શરીર. ૨૦ સ્વામીભક્ષી—ધણીને ખાનારી. ૨૧ ઉષ્ટ્ર—ઉંટ. જીવન—પાણી. જે ઉંટને પાણી કાજે ચીરવામાં આવતું હતું, તેની પાસેનું પાણી ખુટી જવાથી તે ધીરે ધીરે મર્યું પામતું હતું. ઉંટને પાણી સંચય કરવાનું જુદું ઉદર હોયછે; તેથી જ્યારે પાણીની જરૂર પડે ત્યારે ઉંટનું પાણી ભરેલું પેટ ચીરી તે મધ્યેથી પાણી કાઢી લેવામાં આવેછે. તેથી ઉંટનો તરત નાશ થતો નથી. માટે 'મરે ધીરે ધીરેરે' એમ કવિએ લખેલુંછે. ૨૩ કાક—કાગડા. ગૃધ્ર—ગીધ. મદનસરોવર—ગુહ્યસ્થાન. મનોહારી—મનને હર્ણ કરે તેવું, શોભાયમાન. ૨૪ મૂર્છા ધરખી—મૂર્છા (?) ૨૫ આકાશિકા—અગાશી.

એવો એક વૃક્ષ તો નિરખ્યો રે, સમળાની ભૂમિ સરખો રે. ૨૫
જેના મૂળ દુર્વાસા દીઠા રે, થડ અગર્વ રૂપી અરીઠ રે,
ઘણી શાખા સ્વામા શબની રે, પત્ર પંક્તિ તેના ધવની રે ૨૬
ઊગ્યા કુસુમ નરકમળના રે, શુંક બાગરા મૃત અમળના રે,
જ્યાં ત્યાં પાપ ફળ મોટા મોટા રે, દુ:ખરૂપી દીસે ખોટા રે ૨૭
એવો તરૂવર જોઈ નરેશ રે, પડ્યો ત્રાહિ ત્રાહિ કરી એશ રે
તેને ઈંદ્ર નભથી નિહાળ્યો રે, સ્વર્ગપુર જતો રાય ખોળ્યો રે ૨૮
આરતમને રાય ઉગાર્યો રે, અભય આપી દૂતનો તાર્યો રે,
કહ્યું શૃંગીઋષિને લાવો રે, પૂર માંહે પડો વજડાવો રે ૨૯
જો ઋશ્યશૃંગજીને લાવે રે, વૃષ્ટિ કરતા બાધ ન આવે રે,
એવું કહી વળ્યો સુરરાય રે, રોમપાદે મેળી સભાય રે ૩૦
મન કાવો મંત્રી પાસ રે, તે વર્ણવે કવિનો દાસ રે,

વલણ.

દાસ કવિનો વર્ણવે, જે મિથ્યા પ્રેમાનંદ રે,
છંદ પ્રબંધ જાણે નહિ, ગુણગાએ બાળ મુકંદ રે ૩૧

કડવું ૯ મું રાગ સામેરી.

મંત્રી મેળીને મંત્ર દીધો, સિદ્ધાંત શોધીને સિદ્ધ કીધો,
પુર માંહે પડો વજડાવો, કહો શૃંગીને તેડી તે આવો ૧

ઢાળ

આવો સભાગા હર્ષશું, લાવો શૃંગી વિપ્ર,

---

૨૫ ૨૭ એવો—તે વૃક્ષના મૂળ—(મૂળ કારણ) દુર્વાસા, સ્વગર્વ (પોતે ધર્મિષ્ઠ પણાનું અભિમાન કર્યું હતુ તે) રૂપી થડ, સ્ત્રીઓના શબ—શબરૂપી શાખાઓ, (તથા તે સ્ત્રીઓના) ધવ—(મુએલા) સ્વામીરૂપી પાંદડા, નરકમળ—(મૂએલા) માણસોના મોઢારૂપી (કમળ જેવા) કુસુમ—ફૂલ, અને (લાકડા પરના) શુષ્ક—સૂકાયેલા એવા મૃત—મડદા રૂપ અમળ—નિર્મળ એવા બાગરા જોવામા આવ્યા તેમ જ્યાં ત્યાં તે વૃક્ષપર દુ:ખરૂપી ખોગ, મોટા અને પકેલ—પાકાં ફળ પણ જણાયા. ૨૮ એશ—એશ—ખેદ—એ નભ—સ્વર્ગ સ્વર્ગપુર—અમરાવતી મનવમ કે રાજાને મર્ણ પામતો બચાવી લીધો ૩૦ જો તુ ઋશ્યશૃંગને લાવે તો પછી મારે વૃષ્ટિ કરતા કોઈ પણ પ્રકારનો બાધ આવે નહીં મંત્ર—ગુપ્ત ભેદ. ૧ સિદ્ધાંત—પ્રમાણ વાદથી નિર્ણય કરી—ને સિદ્ધ (નક્કી) કર્યો તે.

કોટયાવધિ ધન અર્પું તેને, આમ અરધું રાજ્ય. ૨
એમ સુણી દાંડીદાર તેડયો, મંત્રીએ તેવાર;
રાય ભાખ્યું સુણાવ્યું, કહ્યું ફરો નગ્ર મોઝાર. ૩
તે દાંડીદાર દદામુ લઈ, ફરતો ઠામો ઠામ;
મૃતકે મનુષ્યનાં પડયાં વાટે, તે ખુંદતો ઉદ્દામ. ૪
મુખ બોલતો તીને સ્વરે, હલકે હરતો દુઃખ;
"બ્રહ્મચારી નિરખી ન નારી, કો લાવે શૃંગી રૂખ. ૫
વળી શૃંગ માથે જેહને, નહીં નર.નારીનો ભેદ;
વિભાંડક વિપ્ર વિખુટો ન મૂકે, જથા જીવંત મેદ. ૬
તે બાળછે સો વેદપાઠી, તેને લાવે જાણ;
અર્ધ રાજ્યને મંત્રીપદ, તેહ પામે નિરવાણ. ૭
એવું બોલી ઢોલવાયે, કરે ગર્જના ઘોર;
કો જનની જાયો જાય નહિ, એક ભાગે ગૃહકે ચોર. ૮
એમ છ દિવસ ભમતાં થયા, તદપિ ન સિધ્ધું કાજ;
પ્રદોષે અંતવાસી આવી, કરે તૃષ્ણા ત્યાજ. ૯
નિરાશ થઈ નૃપને કહે, મળિયો નહિ કોઇ મહાન્ત;
સુણી વિલ્પે શાણો ઘણું, થાય શિથિલ ને શાન્ત. ૧૦
વળી કહ્યું શ્વપચ ફરો, એક દિવસ નિરધાર;
જો કદી કોઈ મળે નહિ, હું અર્પું દેહ અવિધાર. ૧૧
જો પ્રજા પીડાય માહરી, તો જીવીને શું કીજે;
ધિક્કાર મારા જીવિતમાં, જે પ્રાણ-દાન ન દીજે. ૧૨
એમ કહી રાજા પડયો હેઠો, થયો મૂર્ચ્છાવંત;
કોઇ ઉઠાડનાર મળે નહિ, વિપરિત ગતિ ભગવંત। ૧૩
એમ રાત વિતિ કષ્ટમાં, ઉદે પામ્યો ભાણ;
પડયા રાજા પૃથ્વીમાં તે, થયું સર્વને જાણ. ૧૪

---

૬ જથા-જેમ જીવંત પ્રાણી મેદ (માંસમાંની ચરબી) ને વિખુટો (અ-ળગો) મૂકીશકે નહીં, તેમ વિભાંડક ઈ. ૯ પ્રદોષે-પ્રદોષકાળે—સાંજને વખતે. અંતવાસી—અંત્યજ. તૃષ્ણા ત્યાજ—(શૃંગીને લાવવાની) તૃષ્ણાનો ત્યાગ કરે. ૧૦ મહાન્ત-(શૃંગીને લાવે એવો) મોટો પુરૂષ. ૧૧ શ્વપચ—ભંગી.

આસ્વાસના કરી ઉંડળા, ધરી રાણી મંત્રી ધીર;
ફરે દુંદીદેનાર સઘળે, (જેને) વહે નેત્રે નીર. ૧૫
ત્રાહિ! ત્રાહિ! કહી ભાખનો, કો કરો આટલું કાજ;
આજ નકાર સુણશે ગજરાજ તો, તજશે સપશે સાજ. ૧૬
વળી પ્રાણ તજે પોતા તણો, એક પ્રજા પિડન માટ;
એવું ગદ્દગદ કંઠ ભાખી, દિયે દુંદી ધારો ઘાટ. ૧૭
કોઈ હા શબ્દ શીખ્યું નહીં, જેમ નળરાજ્ય નકાર;
એમ ચોપાસ ફરતાં નગ્રમાં, થઈ સંધ્યા ફીટી સવાર. ૧૮
ઘેર જાતો મહા મે'નતે, જ્યમ કુભાર્યાનો સ્વામ;
એવે વારાંગનાવાટ આવી, ઉભો તેણે ઠામ. ૧૯
ઉલ્લસેલો ઉચ્ચાર કરવા, ધરી દાંડી 'દાય;'
ઉચ્ચર્યો કોઇ લાવે દ્વિજને, (કે) ખૂએ પૃથ્વીનાથ. ૨૦
એવો આરતં સ્વર સુણી, નીકળી એક નાર;
બારીમાંથી બા'ર કાઢ્યું, વદન કમળાકાર. ૨૧
શું દક્ષિણ ઉદયો રવિ કે, સંધ્યાએ શશધર આપ;
વા વિદ્યુત્લતાએ રૂપ લીધું, કે લક્ષ્મી ફેડન તાપ. ૨૨
અથવા ઉમા રીસાઇ આવી, મૂકી મોટા દેવ;
નિશ્ચે ન થાયે રૂપનો તે, ઉચ્ચરી સ્વયમેવ. ૨૩
ઉચ્ચાર કરતાં અધર બને, આમ્રકાતળી જાણું;

, ૧૮ જેમ નળ રાજાના રાજ્યમાં ના (ન આપવું) શબ્દ કોઇ પણ મનુષ્ય પ્રાણી શીખેલું નહોતું, તેમ લોમપાદના રાજ્યમાં શૃંગી ઋષિને લાવવા માટેનો હા (લાવીએ છીએ) શબ્દ કોઇ ભણી શકતું નહીં. ૧૯ કુભાર્યા—નઠારા સ્વભાવવાળી સ્ત્રી. વારાંગનાવાટ—ગુણકાના મહેલ્લાનો રસ્તો. ૨૦ ઉચ્ચર્યો—પ્રથમ રાજાએ કહેલું છે કે જો સાતમે દિવસે કોઇ ઋષ્યશૃંગને નહિ લાવે તો હું મારો પ્રાણ ત્યજીશ. તે પરથી દુંદીદેનાર કહે છે કેઃ—કોઈ શૃંગી બ્રાહ્મણને લાવેછે કે પૃથ્વીનાથ—રાજાને ખૂએ—મરવા દે છે. ૨૧ આરત—આર્ત—પીડિત. ૨૨ શશધર—ચંદ્રમા. વિદ્યુત્લતા—વિજળી. ફેડન—મટાડનારી. ૨૩ ઉમા—પાર્વતી. મોટા દેવ—મહાદેવ. સ્વયમેવ—પોતાની મેળે. ૨૪-૨૫-૨૬ ? ઉચ્ચાર—તે સ્ત્રીને બોલતાં આમ્રકાતળી—(કેરીની ચીરી) જેવા બે હોઠ જાણે અમૃત સ્રવતા (ધીમે ધીમે અમૃત વર્ષતા) હીરાકણી

અમૃત સ્રવવા થયા ઉભા, લઈ હીરાકણી નિરવાણ. ૨૪
એવે પ્રવાળરંગી પાતળી એક, નારી દર્શી જાણ;
તે વર વિવરથી ગમે ઉઠી, બોલી મધુરી વાણ. ૨૫
શકે-અમૃત-ઘટ ભરશે, અમર આવી ત્યાંય;
તેવી મધુરી વાણી ઉચ્ચરી, ઉભો અંત્યજ જ્યાંય ૨૬
કહે અલ્યા શું કામ છે, કયમ તજે નૃપતિ પ્રાણ;
જો વસું હું આ નગ્રમાં તો, શી બ્રહ્મચર્યની વાંણ. ૨૭
અંતવાસી-બોલીઓ, સાંભળ સલુણી શ્યામ;
ઋશ્યશૃંગ નામે ઋષિ ત્યાગી, (તેને) લાવવો આ ઠામ. ૨૮
ભાંડ વિભાંડક ક્રોધનું, તે રક્ષે સુત્ર રતન;
માગ્યો આપે નહિ કદી, (તે) આણવો રાયવતન. ૨૯
સુણી શાણી બોલી વાણી, શું થઇ અમૃત વૃષ્ટ;
જા કહે તું જઈ રાયને, વાચા મધુરી સ્પષ્ટ. ૩૦
જો વસે પૂરમાં મોહલેખા, (તો) કવણ બ્રહ્મચારી બ્રહ્મ;
જઈ લાવું એક મિષોન્મિષમાં, તજાવી એનો ધર્મ. ૩૧
પિતા પુત્ર વિયોગી થાયે, જઈ કહો રાયને એમ;
જો ક્રોધે વાડવતો ઇચ્છો, તમે તમારૂં ક્ષેમ. ૩૨
એમ સુણી અંત્યજ વળ્યો, આનંદ ઉર ન માય;

૨૫ દાંતને લઇ (સાથે રાખી) ઉભા (બોલવા ઉંચા) થયા હોય એમ જણાયું! એવામાં પ્રવાળરંગી (પરવાળાના જેવા રંગવાળી) અને પાતળી એવી એક નારી (હબશ) દેખાઈ. તે વર વિવર (ઉત્તમ મુખરૂપી ગુફા) માંથી મોહનને ઉઠી (ઉંચી થઇ) મધુરીવાણી બોલી. તત્પર્ય કે તે સ્ત્રી દાંડીદેનારની સાથે બોલવા લાગી. તેના બોલવાનો લાવણ્યનું વર્ણન કરતાં કવિ કહેછે કે, અમૃત ભરતાં અધુરો રહેલો એવો જે ઘડો, તે અમર—દેવ ત્યાં આવીને એના બોલવારૂપ અમૃતથી ભરી લેતા! ૨૭ જો—જો હું આવી સ્વરૂપવાન આ નગ્રમાં વસુંછું તો (કોઇ પણ માણસ) બ્રહ્મચર્ય પાળેછે, એમ શી રીતે ઉચ્ચાર કરી શકાય. અર્થાત જ્યાં હું વસની હઉં ત્યાં કોઈ બ્રહ્મચારી રહી શકેજ નહીં! ૨૮ સલુણી—રસીલી. ૨૯ ભાંડ—વાસણ—પાત્ર. રાયવતન—રાજાની રાજ્યધાનીમાં. ૩૨ વાડવ—બ્રાહ્મણ, વિભાંડક.

નિશ્ચિંમ મૂકી ગર્ણું દુઃખી, બેઠો રાજા જ્યાંય:— ૩૩
ત્યાં આવી અંતવાગી બોલ્યો, અમૃતથી ઉચી વાણ;
મોહલેખા મોહ ટાળે, (તે) લાવે ઋષિ નિરવાણ. ૩૪
અવનીશ ઉચ્ચો ઉતાવળો, અરે ભાઈ તે છે કોણ;
આ નગ્રમાં કો' ક્યાં વસે, જે પાળે મારું પોણ. ૩૫
દાંડીદાર કે' વેશ્યાવાડે, (વસે) વનિતા વર રૂપ;
પાળો ચળ્યો પૃથ્વીશ પોતે, (જ્યાં) વરાંગી મોહરૂપ. ૩૬
તેણે જાણ્યો નૃપ આવતો, (કે) ઉતરી અવનિ સાથ;
સ્તન ભારે કટિ કૃશ શું, કટકા થાશે ત્યાય! ૩૭
આવી બાળી નૃપને ભાગી, બોલી રસાળી વાણ;
હું કરીશ કારજ આપનું, તમો તજો ચિંતા જાણ. ૩૮
સુણી વાણી પિયૂષખાણી, ઉચ્ચર્યાં નર-નાથ;
હે નારિ! મારી લાજ રાખી, જઇ લાવ ઋષિને સાથ. ૩૯
કહે બાળા વાચ રસાળા, આવ્યો (જાણે) શૃંગી ભૂપ!
આઠ દિને તપ નષ્ટ કરીને, લાવું એહ અનુપ. ૪૦
સુણી રાયે તેડ્યા ત્યાંહે, ફળવેત્તા તત્કાળ;
મુહૂર્ત ઘડિ જોઇ લગન ઠરાવ્યું, સત્વર તેણે કાળ. ૪૧
રત્ન વિવિધને ભૂષણ લીધાં, વળી સહસ્ત્ર યુવા નાર;
આજ્ઞા માગી નૃપતિ કેરી, ચાલી વરાંગી જે વાર. ૪૨
શુભ શુકન થાતા માર્ગમાં, જોઇ હરખ્યો સૌ પરિવાર;
નિશ્ચે થયો સૌ કોઇને, એ ઠરે કાર્ય અવિધાર. ૪૩

---

૩૪ ઉચી—શ્રેષ્ટ, સારી. મોહ—બેહોશી. ૩૫ અવનીશ—પૃથ્વીપતિ. પોણ—પણ. ૩૬ જ્યાંવરાંગી (સારા અંગવાળી) અને મોહરૂપ (મોહના રૂપા જેવી) વસતી હતી ત્યાં રાજા પાળો—પગે ચાલતો ગયો. ૩૭ તે સ્ત્રીના સ્તનનો ભાર (પ્રમાણમાં) એટલો બધો હતો કે, તેવડે જાણે તેની (કટિકૃશ) પાતળી કેડના કટકા તો ચાલતી વખતે નહિં થઇ જાય; એમ લાગતું હતું. મતલબ કે તેનાં સ્તન મોટાં ને કેડ ઘણી પાતળી હતી. ૩૯ પિયૂષખાણી—અમૃતની ખાણ જેવી. ૪૦ વાચ—વાચા. આવ્યો—શૃંગીઆવેલોજે એમ ટ ભૂપ! તમે જાણો. ૪૧ ફળવેત્તા—સારું નરસું ફળ કહેનારા—જોશી.

એવું દૃઢ ધારી મન, આસન વાળીને રે,
ગંધમાદન કેરી માંય, બેઠા મદ ટાળીને રે. ૯
નહિ નાહવું ધોવું ક્યાંય, ભોજન ભાવતું રે;
દીર્ઘ લઘુશંકા ન જાય, પછી કો ટગાવતું રે. ૧૦
નહિ નિમેષોન્મેષને નિમ, નેન ઉઘાડવાં રે;
તે સારાં કરતાં શાંય, ઋષિજીને ભાળવાં રે. ૧૧
એવા ઉગ્ર તપનો આરંભ, કીધો મુનીશ્વરે રે;
તેથી ભેદ ધરી મન માંય, કર્યું સ્મરણ ઇશ્વરે રે. ૧૨
આવ્યા સુર સનકાદિક મુન્ય, બ્રહ્મા ગદાધરજી રે;
આવ્યા હર શચીપતિ સમેત, સ્મરણને સાંભળી રે ૧૩
સર્વે મળી કીધો મંત્ર, મુનિ વારવા રે;
ફરે બીડું સભા મોઝાર, સમર્થ ન ભાળતા રે. ૧૪
મૂકે તપ કરતો રૂખ, (તે) દુર્વાસા જેવો રે,
કો વ્યાઘ્ર-મુખે ઘાલે હાથ ઉભે પૂર જાય ધસ્યો રે, ૧૫
તદપિ શક્ર નેગના નેગ, રંભા નહિ કદી રે;
ઉઠી રંભા ખંભારૂપ, કર કૃત્ય મુખ વદી રે. ૧૬

---

૯ ગંધમાદન—હિમાલય પર્વતના એક શિખરનું નામ એ પર્વતપર ઘણુંકરી મોટા સિદ્ધોએ તપ કરવાની જગા પસંદ કરેલી છે. ૧૧ નિમેષોન્મેષ—આંખનું મીંચવું અને ઉઘાડવું તે. નિમ—બાનું ૧૨ ઇશ્વરે—પરમાત્માએ. ૧૩ સનકાદિક—સર્વ મહર્ષીની પેહેલા બ્રહ્માએ ચાર માનસપુત્ર ઉત્પન્ન કરેલા તે. શચીપતિ—ઇંદ્ર. પરમાત્માએ કરેલા સ્મરણને શ્રવણ કરીને. ૧૪ મુનિને તપ કરતા અટકાવનાર કોઈ છે? એવા મતલબનું બીડું દેવસભા મધ્યે બીડું ફેરવવામાં આવતું હતું પરંતુ તેને જોવાને સુધા કોઇ પણ સમર્થ થઈ શક્યું નહીં. ૧૫ મૂકે તપ કરતો (કોઇ પણ) ઋષિ દુર્વાસા જેવો ક્રોધી હોય, તો આનો પોતેજ દુર્વાસા હોવાથી, વ્યાઘ્રના મુખમા હાથ ઘાલવાનું અને ઉભેપૂર ધસી જવાનું સાહસ કોણ કરે? ૧૬ શક્ર નેગના નેગ—"શું નેગનાં ગાડાં નેગમાં રહે" રંભા—પ્રાધાની અપ્સરા કન્યામાની એક. ખંભારૂપ—કેળના સ્તંભ જેવી શોભાયમાન અગર દુર્વાસાને અગાવનાર ખંભા—સ્થિરતામાં થાભવા જેવી દૃઢ.

હરખ્યા સુરવર સર્વ, વચન સાંભળી રે;
દીધો આજ્ઞા જાઓ નાર, મુનિ મૂકો છળી રે. ૧૭
તવ મોહિની ઉચ્ચરી એમ, જાણો સહુ દેવતા રે;
આરૂપર કરે સૌ કોય, ઋષિને સેવતા રે. ૧૮
વિણ અપરાધે બાળે મુન્ય, એવો ક્રોધી ભણ્યો રે;
(તો) નાગ છંછેડી મૂકું પાગ, જોયે ગુણ ગણ્યો રે. ૧૯
કદી દીએ મુજને શાપ, વેલી વાળજો રે;
જાશે સ્વર્ગ કેરૂં સુખ, તેડી દુઃખ ટાળજો રે. ૨૦
સુણી વાણી એવી રસાળ, વધા એકગતે રે;
તુને દુઃખ શું સહુણી સ્વામ, અમો સહુ છને રે. ૨૧
એમ કહી વળાવી વાર, ગઈ ગંધમાદને રે;
તેડ્યા વસંત કામ બે મિત્ર, દઈ દઈ સાદને રે. ૨૨
આવ્યા તે લઈ સ્વસેના, રૂતુ રાજનું રે;
કીર કોકિલા કેરૂં રૂપ, સાહિત્યે સાજનું રે. ૨૩

વલણ.

સાજનું સાહિત્યે સુંદર, રૂપ રસાળીનું ઘણું રે;
વર્ણુંનું વ્યાખ્યાન હું જે, ઋષિવર કેરૂં ભણ્યું રે. ૨૪

કડવું ૮ મું રાગ ધનશ્રી.

ત્રિવિધિ સમીર ત્યાં વાયજી, કામ વસંત ચોદિશ ફેલાયજી;
નારી નેહ નમણુ અતિ કરતીજી, ફરે ઋષિ ચોપાસે ડરતીજી.

ઢાળ.

ડરતી ફરે ઋષીશ્વર પાસે, શાપ ભયથી ભામિની;
તેને હસારે સુર સ્વર્ગના રે, રખે કોપે કામિની. ૨
શું થાય એ મુનિથી તુને, એમ હિંમત આપતા;

---

૧૭ મૂકો—છળીને મૂકો—છળ્યા પછી ઋષિનો ત્યાગ કરો. ૧૮ મોહિની-મોહ પમાડનારી. ઋષિને—દુર્વાસાને. ૧૯—૨૦ વગર અપરાધે બાળે એવો દુર્વાસા ક્રોધી છે. તો હું તો નાગને છંછેડી તેનાજ મુખમાં પગ મૂકવા રૂપ દુર્વાસાનું તપ મૂકાવાનો અપરાધ કરૂંછું; તો તમે સર્વ દેવતાએ મારો ગુણ માનવો જોઈએ. અર્થાત જો એ કદી મને શાપ આપે તો મને ફેડેલાં રહેલી સ્વર્ગમાં જોયાથી લેવી જોઈએ.

ભમર શરાસન સુગંધરેખા, મઢી ભસ્મની ધારી,
કમળ કાજળ રેખ તજી, આદિ રક્તતાજ ઉતારી . . ૧૩
કીરચંચુથી મુક્તાફળ કાઢી, ફુલાવી હંસને દીધ,
વગર પાને રંગ ઉતારી, દ્વય અધર ધોળા કીધ ૧૪
ઉગટ મુખનો તજી થઇ, ઘુંઘટ વિણ રમાળી,
કર્ણફૂલ આદિક તજી, રુદ્રાક્ષ ધરી રૂપાળી ૧૫
કુચ પર્વત ભેદી હાર ઉરનો, ગયો ઉદરમુખ ગાય, . .
તેને સાંચકારી કંઠી ચોકી, ખેંચી લાવતી ત્યાંય ૧૬
તેની રાડ કાંડી નાખી આડી, ધરી ટોડર માળ,
કડાં કંકણ કાંડી બાળી, રુદ્રાક્ષ ધરી તનુમાળ ૧૭
એ વિધે શૃંગાર ઉતારી, ધર્યું ઉપવીત અંગ,
આવી ચતુરા અલેખ જગાવી, જોઈ મહત અભંગ ૧૮

---

૧૩ ભમર રૂપી શરાસન ( ધનુષ્ય ) આગળ જે સુગંધ રેખા કરેલી હતી તે કાઢી નાખી ત્યાં પણ ભસ્મ લગાડી દીધી એટલુંજ નહીં પણ કમળ જેવા નયનમાંથી કાજળની રેખ કાઢી નાખી, આંખની અંદર જેમ યોગીઓ રતાશ રાખે છે તેમ તેણે પણ રતાશ આંખોની અંતર ઉતારી મતલબ કે અંજન ત્યજી લાલ આંખો કરી ૧૪ પોપટની ચાંચ જેવા નાકે જે મુક્તાફળનું આભરણ (વાળી) હતું તે કીરની ચાંચ (રૂપ નાક) ને યોગ્ય નહિ હોવાથી ફુલાવી-ખુલી થઇ હંસો (તેનું ભક્ષ મોતી હોવાથી) આપી દીધું તાત્પર્ય કે, નાકેથી વાળી કાઢી, નાખી દીધી તથા પોતાના અનતાવડે રંગેલા અગર આપ રંગવાળા જે બે અધર તે મોઢાએ પાન કર્યા વગર ધોળા કરી દીધા ૧૫ ઉગટ મુખનો-મુખનો ઉગટ એટલે પ્રકાશ, તેજ ઘુંઘટ-ઘુમટો ૧૬—૧૭ કુચ—બે સ્તન રૂપી પર્વતને ભેદી ઉરનો હાર ઉદરમુખ (નાભિ)માં જતો હતો, તેને સાચ કરનાર જે કંઠી અને ચોકી (ચોખૂણિયો દાગીનો) તે જાણે પાછો ખેંચી લાવતા હોય, તેમ દેખાતું હતું તેથી તેની રાડ—વડવાડ મટાડી જે જણ્ણો આડ—આડી આવતી હતી—આવતી હતી તે ત્યજી દઇ ટોડરમાળ યોગીઓની (માસ્ટર) માળા ધારણ કરી નામી કે ગળાના દાગીના કાઢી નાખી તુળસીની માળા પેહેરી ૧૮ ઉપવીત—જનોઈ.

ધરી દઢ ખપ્પર ઝુંમનું, મૃગચર્મ મારી કાખ;
'કમડળું' એક હસ્ત સાં'યું, ચોળી અંગે ખાખ. ૧૯
તદપિ દિપે સુંદરી, હરથી અધિકી જાણ;
ખભે ચર્મ 'હરનું વળી (વગી), ઉન્નત સ્તને નિર્વાણ. ૨૦
સા'તી જાતી જોરમાં, કંઇ આગળા ઋષિની પાસ;
શું ઉમાએ પતિ રૂપ લીધું, (કે) વિદ્યુલ્લતા રૂપ આવાસ. ૨૧
પુરૂષપુરાણ તજી નાકી રમા, શકે ધરી જોગી કાય!
તે રૂપ કળે નહિ દેવતા, પડ્યા મોહકૂપની માંય! ૨૨
એરે અલેખ જગાવિયો, જઇ દુર્વાસા પાસ;
'ઓં નમો ગુરૂદેવ' કહી, કર્યો 'તત્વમસિ' પ્રકાશ. ૨૩
તદપિ જાગ્યા નહિ ઋષિ તવ, કર્યો મોટો નાદ;
જાગ્ય જાગ્ય એ વિપ્ર વર તું, મૂકી તપનો વાદ. ૨૪
ઉમાપતિ શો સ્વર સુણી, ચૂક્યા ધ્યાની ધીર;
નમસ્કાર કરી નમ્યા ઉઠી, આલિંગ્યા વર વીર. ૨૫
એવે મારૂતે ચર્મ ઉરાડ્યું, હદે પરનું જોઇ;
કચ્છ ગ્રંથિ શિથિલ થઇ, જવ ઋષિ ભેટ્યા દેહ! ૨૬
એણી કાળે સૈન્ય સધળું, વસન્તનું વડહથ્થ;
વિવિધ વાજું ફૂરે ત્યાંહે, સ્વર ઉચ્ચરે અકથ્થ. ૨૭
કામ કાળો કેર કરતાં, પેઠો મુનિ-નેત્ર-દ્વારે;
ત્રિવિધિ વાયો ઉતાવળો, (કંઇ) ચૂક્યો નહિ લગારે. ૨૮
દુર્વાસા દુર્મિલ હર ધારી, આલિંગ્યા અપાર;

---

૧૯ ખપ્પર—ખોપરી. કાખ—બગલમાં. ૨૧—૨૨ તે સ્ત્રી ઋષિકને જતાં એવી શોભતી હતી કે, જાણે પાર્વતીએ પતિ રૂપ એટલે મહાદેવનું રૂપ ન લીધું હોય, કે વિજળીનું ધરજ ન હોય અગર પુરૂષપુરાણ—પરશ એવા પરમાત્માને ત્યજી રમા—લક્ષ્મીએ જોગીનો દેહ ધારણ ન કર્યો હોય; એવો ભ્રમ તે સ્ત્રીનું જોગી રૂપ જોઇ થતો! એટલુંજ નહીં પણ તેના તે રૂપને દેવ પણ કળી શકતા નહોતા, તેથી તે મોહકૂપમાં ગરક થઇ ગયા. ૨૩ તત્વમસિ—વેદ મહામંત્ર (તે હું છું). ૨૪ વાદ—તપ કરવાનો વાદ વિવાદ. ૨૬ કચ્છ-કાછડો. ગ્રંથિ—ગાંઠ. ૨૭ વડહથ્થ—મોટું સામર્થ્ય. અકથ્ય-અકથ્ય—ન કહી શકાય એવા (સુંદર—વર્ણનિય). ૨૯ દુર્મિલ—

(૯૫) ઉમાનાથમાં લિંગ મનોહર, વિચે ઋષિ અવિધારી ૨૯
એક હરલિંગ ભેટતાં, કંઈ થાય અંધમોધાર,
તો ૯૬ લિંગે અતિ આદરે, ભેટે કયમ ન પામે પાર!! ૩૦
ઋષિ રીઝ્યા અતિ ઘણું, ફરી નમન કરે જે વાર;
નાઠી નારી ભય સંભારી, થઇ અપ્સરા અવિધાર. ૩૧
પાગ લાગી પાણુ જોડી, (જ્યાં) ઋષિ ઉભા વિહવળ કાય;
કુસુમ-વૃષ્ટિ દેવ કરતા, વળી શબ્દે જય જય થાય. ૩૨
મહા ક્રોધી દુર્વાસાએ, શાપી ગૌતમ નાર;
છેદ ભેદ કીધો મારી સાથે, (અવતર્ય) છળભેદકારણી સાર. ૩૩
અપ્સરાનું રૂપ તજી ધર, ગણિકાનો દેહ;
એ શબ્દ સુણી પગમાં પડી, કંપે તરૂપત્રવત તેહ. ૩૪
ઋષિ! દેવે દીધી આગન્યા, શો રોષ સેવક—સાર;
મહારાજ મુને ક્ષમા કરો, અમો અબળાનો અવતાર. ૩૫
દયા આવી દુર્વાસાને, કર્યો અનુગ્રહ તે કાળ;
ઉશ્શાપ થાશે તાહરો, હોઇશ પરોપકારી બાળ. ૩૬
એમ બોલી મનમાંય ડોલી, નિરખ્યા નિર્ઝર નાક;
ખબર લેઈશ સર્વની, હરિ હર કરી મારી હાક. ૩૭
વળી પુનરપિ તપ આરંભ્યું, પડી અપ્સરા ભૂલોક;
તે અમદેશ વેશ્યાગૃહે, પ્રકટી રહિને શોક. ૩૮

---

ન મળી શકે એવા હર—મહાદેવને ધારી દુર્વાસા આલિંગ્યા. એટલુંજ નહિ પણ '૯૫ ઉમાનાથમાં લિંગ મનોહર' અર્થાત્ એ સુંદર ઉમાનાથના લિંગ જેવા રંભાના સ્તનની વિચે—વચ્ચે દુર્વાસા આલિંગન કરતાં આવી ગયા! ૩૩ છળભેદકારણી—છળભેદ કરનારી. ૩૪ તરૂપત્ર—ઝાડાનું પાન. ૩૫ હે ઋષિ! જો દેવે આજ્ઞા કરી તો, પછી, અમારા જેવા સેવકપર આપે શો રોષ કરવો? મતલબ કે રોષ કરવો જોઈએ નહીં. ૩૬ ઉશ્શાપ—શાપમાં ઘટાડો અગર તેને બદલવો તે. હોઇશ—થઇશ. ૩૭ હરિ હર—મુખ્ય દેવ જે હરિ—વિષ્ણુ અને હર—મહાદેવ તેને હાક મારી દુર્વાસાએ કહ્યું કે હું સર્વેની ખબર લઇશ. ૩૮ ભૂલોક—પૃથ્વીમાં. ૩૮ રહિ તે શોક—શોક વગરની.

મધ્ય મહેલમાં ઉભાં નિરખી, હરખી કે' કુમ લાંબા રે;
તમારા મરમાં રાખ્યાં માટે, વારે વારે ગાયો શું દાવો? હેરી. ૬
પેગભુજપાન પીસંની પ્રેમે, જેગે ઈંમાં ઉદર કેરી રે;
રૂપ ખંજને દંભાથી ભારે, વીરે પેમાં જાગ ભેરી. હેરી. ૭
પદ્મ જાતાં પદ મુખ અતિશોભી, રોકી લીધા સરસ્વાદ રે;
સુંદરી કંજને વિખેરી નાખે, દાખે નહિ કુસ્વાદ. હેરી ૮
નૂપુર (શા) સુંદર શબ્દ મનોહર, સુણી વર વંશ(મૂપ) કાંપે રે;
અંગુલી માટે મગફળી મોડે, તોડે કરપજ સંતાપે. હેરી. ૯
કરિવર કેરી શુંઢને નંદે, વંદે નિરખી ન સુરવાહન રે;
સ્વમદ માટે મદ તરછોડે, વખોડે સાર મોહન. હેરી. ૧૦
કો આસ માટે ચતુરા ચેતી, લેતી કરિણી કેરા પ્રાણ રે;
કો ક્ષુધાતુર પંચાનન પકડી, ઝકડી લે બહુ જાણ હેરી. ૧૧
શું કટિ આમારી થઇ તમારી, ધારી નિર્બળ નાર રે;
એમ પ્રશ્ન પૂછી સિંહને સાંતી, મદમાતી અવિચાર. હેરી. ૧૨
ચતુરા હંસ ચતુરાઇ જોઇ, રોઇ કંપગે નવ રે'તી રે;
જોઈ દુઃખી તરૂણી કોઇ, રોઈ સાખી કે'તી. હેરી. ૧૩
બાઇ હંસવડે હરખે સહુઓ, કયહુંઓ તું આકળાતી રે;
તેને શાણી શુભની ખાણી. વાણી ન કે' અકળાતી. હેરી. ૧૪

૭ વીરે (લડવૈયાએ) જેમ શત્રુને ઘેર્યો હોય તેમ પોતાના પગ જેવા કળના ખંજ હોવાથી તેને દબાથી ચીરી નાખતી હતી. ૮ પદ્મ—કમળ. કંજ—કમળ. ૯ નૂપુર ઈ—ઉત્તમ વાંસના મૂળમાંથી સ્વાભાવિક જે શબ્દ નીકળતો હતો તે (ઓઓના) નૂપુર જેવો મનોહર હોવાથી તે વંશ મૂપને કાંપતી હતી. પોલા વંશવનમાં વાયુ ભરાવવાથી હંમેશાં નૂપુરાદિકના અવાજ જેવો સારો શબ્દ થયા કરેછે, તેને ઉદ્દેશી ઉપરનું વર્ણન કરેલું છે. મોડે—મોરી નાખે. ચુંટી નાખે. કરપણ—રોપા (મગના). ૧૦ કરિવર—સારાહાથીની શુંઢ જેવા પોતાના હાથ હોવાથી તેની નિંદા કરતી હતી. સુરવાહન—હાથી. સ્વમદ—પોતાને મદ ચઢેલો છે તે માટે સાર—સારો અને મોહન—પ્રખ્યાત એવો જે (માતંગનો) મદ તેને તરછોડતી (ધિક્કારતી) હતી ૧૧ કરિણી—હાથણી. પંચાનન—સિંહ. ૧૩ રોઈ—રોતી. ૧૪ હંસવડે-હંસ પક્ષીને જોઈને. કયહુંએ—કેમ. આ રૂપ ડભોઇ બાજુ ઘણું વપરાય છે.

તદપિ પૂછ્યો તેનો ઉત્તર, ઉત્તર દિશ જોઇ જોને રે;
પય પાણી એ કરે ન્યારા, લાગ્યા બાણ, ન હુંગે તેને હેરો ૧૫
કો કોયલને કાગની શાપે, તાપે સુણી તીનો નાદ રે,
ખંજન ખોળી ખોળી દાખે, નાખે ને (—ફંદે ફરી વાદ હેરો. ૧૬
એણી વિધે અગળા સગળા, બળા નગળા ફરી ગારે રે,
તદપિ રોમપાદની રક્ષેવીને, વૃક્ષવેલી સુધા ઉગારે હેરો. ૧૭
એવી રચના અનેક રચી, મચી મદમા માતી રે,
શૃંગીઋષિને ભાને જાતી, થાતી ઘણી સોહાતી હેરો ૧૮
રાય મંત્રીનુ વચન પાળવા, વળિ ટાળવા દુંખ ભાવનુ રે;
વિભાંડક—વન વામા આવી, લાવી લશ્કર વિના ધવનુ હેરો ૧૯
કરી જોજન દૂર રહી, તહીં લાધી ઋષિની ભાળ રે,
પંથ દિન પછી જાને સુરપુરમા, સુણી ઉરમા હરખી બાળ હેરો ૨૦
ગોકુલેખા એ મોટા આશ્રમ, પરમ મનોહર કીધો રે,
વિચિત્ર વેલી સ્વાદિષ્ટ ફળશું, બાગનુ આચ્છાદો દીધો હેરો ૨૧
કૃત્રિમ વૃક્ષ કર્યા અલૌકિક, બોક તણો બાગ વાર્યો રે,
કલ્પલતાએ આશ્રમ શોભ્યો, થોભ્યો દિગકર ત્રાસ્યો હેરો ૨૨
તે મધ્યે વયસ્યા રાખી, ભાખી ભામની એવુ રે,
વન સંનાડી રે'વુ માહે, ક્યાહે જાણ થયું ન કે'વુ હેરો ૨૩

---

૧૫ ઉત્તર દિશ—કંઇ મનને પસંદ પડતી વાત ન કહેવી હોય અગર તે અનિષ્ટ સૂચક છે એમ બતાવવુ હોય તો ઉત્તર દિશા તરફ જોઇ બોલવુ, એમ પુરાણાદિમા કહેલું છે. તે પરથી ઉપરની આંએ તેમ કર્યું જણાયછે વળી કહેછે કે હંસ ભેગા કરેલા પય (દૂધ) પાણીને જૂદા કરેછે, એવી ચતુર હું ન લાવાથી (એની એ ચતુરાઈના) મને બાણ વાગેલાછે. ૧૬ ખંજન—દીવાળીઘોડા (જૂઓ દયારામની કવિતા) ૧૭ એણી એ રીતે અબળા (બળ વગરની) સબળા (બળવાળી) થઇ બળા (બળવાળી)ને નબળા કરી મારતી હતી તથાપિ રોમપાદે જેનું રક્ષણ કરેલુ છે, એવા વૃક્ષ અને વેલીઓને તો તે આંઓ સુધા (તે સમય દુકાળનો હોવાથી) ઉગારતી હતી ૧૯ ભાનુ—(રોમપાદના રાજ્યની આ સમારંભ નિમિત્તે ધણી—સ્વામી વગરની આંઓનુ સર્વ મંત્રિકાઓ હોવાથી વિના ધવનુ એમ કહેલુ છે ૨૨ ત્રાસ્યો—કમળ લતાની શોભાથી ત્રાસ પામીને ઉભો રહેલો ૨૩ વયસ્યા—સખી.

એગ ઉપદેશી ગઈ બાળા, માળા મોહ ફેરવતી રે;
એવે નૌકા પદ્મ પત્રશી, તત્ર નારી મેળવતી. હેરો. ૨૪
સુમોહની સરિતામાં બાંધી, સાંધી વરેહુ મોટું રે;
કદી કદી નારી સાં'ણી જાતી, મન માતી મૂકી કોડું. હેરો. ૨૫
આશ્રય અરૂપરૂ ફરી આવે, દાવે ફાવે નહિ દ્વિજ રાજ રે;
નિરાશ થાયે નારી મનમાં, તનમાં તપે દુઃખ રાજ. હેરો. ૨૬

વલણ.

રાજ દુઃખ સાંભળી રામા, મનકામા ચિન્તવે ઘણી રે;
વાર વારે મારધામા, શ્યામા જાય બણી ઠણી રે. ૨૭

કડવું ૧૦ મું રાગ કેદારો.

મદલેખા ચોદિશ જોતી, અરૂપરૂ ફરી સંદે' ખોતી;
સોતી સમોતી, રમ્ખડે ઘણું રે. ૧

ઢાળ.

રમ્ખડે અતિ રામા રૂપાળી, શૃંગી જોવા સાર;
મુનિપત્નીથી જઈ મેળવે, પળ પળ તણા વિચાર. ૨
ક્યારે જાશે મુનિ, પાછા, વળશે કો દિને;
શૃંગી સમજે કેટલું, એટલું કો'ની મુને. ૩
મુનિપત્ની ધન લોભથી, કે' સૌ સમાચાર;
એકદા આવી ઉચ્ચરી, ઋષિ કાલ જાશે સાર. ૪
હર્ષઘે'લી મોહલેખા, થઇ તેણી વાર;
ઉત્સવ કર્યો સખી સાથ સારો, તે દિને અવિધાર. ૫
સ્થળક્રિડા બહુ કરી, વિધ વિધનાં ધરી રૂપ;
પછે જળક્રિડા માટ ચાલી, બાળી સર્વે અનુપ. ૬
સુમોહની સરિત્ મધ્યે, મન મોહની નાવા ગઈ;
વર્ણવે કવિ કેઇ પેરે, રસના એક મુખમાં રહી. ૭
કોઇ બાળા કેશ કાળા, વર્ષ દ્વાદશની હતી;

૨૪ પદ્મ પત્રશી નૌકા—કમળના પાન (ના આકાર) જેવી હોડી. ૨૫ કોડું—કોટિયું, હોડકું. ૨૬ રાજ—રાજનું. મારધામા—કામદેવના મંદિર જેવી. ૧ સોતી સમોતી—શોભાયમાન એવી સમોતી (હળી મળીને રહેનાર) ઘણું રખડતી હતી. ૭ રસના—જીભ. ૮ દ્વાદશ—બાર.

કો રસાળા અધર પ્રવાળા, વર્ષ ચૌદ થઈ છતી ૮
કો ગોરડી ચિત્ત ચોરડી, છે વય સોળની સુંદરી,
કોઇ શ્યામા વિવિધ નામા, અષ્ટાદશ વર્ષે આવરી ૯
કો વીશની વરાંગીને, પ્રગલ્ભા કે' સૌ સખી;
કો તરૂણી તરત પામી, રજ જોઈ થાતી દુખી ૧૦
એવી નારી શૃંગાર ધારી, આવી નદીને કાંઠડે,
ક્રિડા કારણ પેઠી જળમાં, વસ્ત્ર બાંધ્યા ગાંઠડે ૧૧
નગ્ન અંગે મગ્ન મહિલા, પેઠી સરિત્‌માં સાંસરી,
વિવિધ રીતે તરે વામા, ઉલટા સુન્દરી પાશરી ૧૨
કો ઉભી તરતી દીસતી, શું રવૈયો મથન તણો,
કો ઉંધી તરતી દીસતી, શું હિમપાંડ નવીન બન્યો ૧૩
તે મધ્ય કાઢી કેશરેખા, દશ ભાવ એવો થતો,
શું ગિરિ છાયો વાળથી, તે વળી તરતો જતો' ૧૪
કો છતી તરતી દીસતી, કંજ કુંભ પોયણુ રંભથી,
(કો) પલાંઠી વાળી પડી આડી, મૂર્ત્તિ પારસ દંભથી ૧૫

---

અધર પ્રવાળા—પરવાળા જેવા હોઠવાળી ૯ અષ્ટાદશ—અરાઢ આવરી—આવ્યાદિ મતલબ કે અરાઢ વર્ષની ઉમરે પોહોંચેલી હતી ૧૦ પ્રગલ્ભા—સૌકાની ઉમ્મર વીશ કરતા વધારે માનેલી છતા, પાછળ બતાવેલી સ્ત્રીઓ કરતા વીશ વર્ષની ઉમ્મર વાળી મોટી હોવાથી, તેને નાની સ્ત્રીઓ પ્રગલ્ભા કહેતી હતી ૧૦ રજ—અટકાવ (રજસ્વળાપણુ) ૧૨ સાંસરી—સીધી ૧૩—૧૪ રવૈયો—મથનનો રવૈયો—વલોવવાનો વાસ કોઇ ઉંધી તરતી એવી સ્ત્રી હિમપાંડ—જેવી (હિમાચળ પર્વત જેવી) જણાતી હતી તે પર્વતમાં (વનસ્પતિ આદિકની રેખા અને સ્ત્રી લેના વાળની રેખા) કાઢી હોય એવો ભાવ દેખાતો હતો એટલુજ નહીં પણ જાણે તે ગિરિ (ઉંધી તરતી નારી રૂપ) વાળ (ચોટલાઓ) થી છવાયલો અને તરતો જતો હોય એમ જણાતુ હતુ ૧૫ મા છતી ઈ—કોઈ છતી તરતી એવી સ્ત્રીના અવયવો મધ્યેથી મુખ (નેત્ર) કમળ, સ્તન કુંભ (ઘડા જેવા), ઉદર પોયણપાન અને પગ રંભ—કેળ જેવા દેખાતા હતા કોઇ પલાંઠી વાળી તરતી હતી, તે પારસ—પારસનાથની દભવાળી મૂર્ત્તિ જેવી દેખાતી હતી ૧૩ મી કડીથી તે ૧૭ કડી સુધીમાં દરેક જાતના તારાનું અપૂર્વ વર્ણન કરેલુ છે

કો તરતી ફરતી ચેષ્ટા, કુદરત રૂપ દેખાડતી;
હૃદય સુધી ઉંચી થાતાં, દેખને કંઇ પાડતી. ૧૬
કો પાદ ઉપર પાદ ભીડી, કે'તી હું બુડું નહીં;
(કો) શબવત્ પુડતી જળ ઉપર, એવુંહરી દર્શે તહીં. ૧૭
એમ વિવિધ ભેદે રમે રામા, ચતુરા ચતુરાઈ ચાળવી;
જેમ સંસારાબ્ધિ તરે યોગી, વિઘ્ન થાતાં જાળવી. ૧૮
તેમ વિચિત્ર રીતે ભામની સૌ, નીર નિમગ્ને નાચતી;
પુરુષ મોહો મોંઘ થય, કો સંગને બહુ જાચતી. ૧૯
કો પગડી કુચ કરે ઉંચકી, સુંદરાંગી પછાડતી;
કો કેશ ઝાલી અધર ડસતાં, ધણી તાળી વજાડતી! ૨૦
કો આલિંગે ભુજ ભરી, કે ચુમ્બન કરી ચાસતી;
કો કટિ ફરાને સાહ્'તી જળમાં. આડી પાડી ગાજતી. ૨૧
કો ચપળા ડુબકી મારી. તાદ્રુપપણું દર્શાવતી;
કો પાશ કરી કરના મનોહર, મચ્છ પકડી લાવતી. ૨૨
કો કે'તી તે મચ્છને, (કયમ) નયન ચપળતા ભાવતી;
લાવ્ય કાઢી લઈએ તારાં, (તેને) કો જઈ બીહાવતી. ૨૩
કો મકરી તાણી લાવે, તેને બહુ રમાડતી;
કે'તી ધીરજ ધન્ય તારી, મરે (પણ) ન મુખ ઉઘાડતી. ૨૪
કો કુર્મ ફેરી પુઠ લેઇ, જળ તળે જઈ શોધતાં;
પકડી લાવી અંગ કરમાં, સંકોચવા પ્રતિબોધતી. ૨૫
કો કે'તી ધન્ય કમઠ, પ્રીતિ જોઇએ તુંજથી;
ઠારંજ઼પરત્વે અંગ નીસરે, (જે) સ્વેચ્છાએ જાતાં ખશી. ૨૬
કો રમ્ય કેશનો પાશ કરીને. પકડી પોરા આખતી;
ગમ ચપળના શીદ ચોરી લીધી, એમ કહી દુઃખ દાખતી. ૨૭

---

૧૮ સંસારાબ્ધ—સંસારસમુદ્રને. નીરનિમગ્ન—પાણીમાં ડુબેલી—ગરક. ૨૨ ચપળા—ચપળ એ અગર વિજળી. તાદ્રુપપણું ચપળાનું સમાન્‌પણું. ૨૪ મકરી—મગરી. ૨૫ કુર્મ—કાચબો. ૨૬ કો' કે'તી—ઇ. કોઇ (રમણી) કાચબાને કહેતી હતી કે તારાં અંગ જેમ કારણ઼સર બાહેર નીકળે છે, અને મરજી પ્રમાણે સંકોચી લેવાય છે. તેવીજ રીતે આપણી પણ તારા અંગ જેવી કારણ હોય ત્યારે પ્રીતિ થવી જોઇએ.

(કો) મહિષ પેર મસ્તકવડે, વહે નારીશું વળી;
કેશકલાપે બાંધતી શું, હરે ગંગ બાંધી છળી. ૩૭
તાડતાં બળ દેખાડતાં, ચળી નહિ જવ સુંદરી;
મોહલેખા પાસ ગઈ, સો, વદતી ક્રોધ ઘણો ધરી. ૩૮
આપણુ સર્વે મગ્ન થઇ, નગ્ન નદીએ જે સ્થળે;
(એક) નારી નિંદે હસે બોલે, (વળી) કહ્યું કંઇ નવ સાંભળે. ૩૯
સુણી યૌવનગર્વા ભાખતી, દાખતી મન દૃઢ કરી;
સૌ મળી એને માર મારો, (વળી) તેડી લાવો યાં' ધરી. ૪૦
સુણી બોલી બાળિકા નવ, ચાલિયું કંઇ આમ તણું;
આગો સર્વ આવી તમકને, (કે'તાં) દીન રૂપ બન્યુ ઘણું. ૪૧
દયા આવી દીલ અતિશે, ગઇ રીસે ઝડપમાં;
શું પૂરપાટે નાવ ચાલ્યું, તેવી જઇ કે' કરપમાં. ૪૨
કયમ રૂપાળી ગર્વમાં તું, માનની માને નહીં;
શું અનાદર કરી આમ તણો, કુશળે જાઇશ (તું) સહી. ૪૩
મહા રોષમય રામા થઇ, બોલી બળમાં એટલું;
તદપિ ન તરૂણી તે વદી, ન ગણ્યું રજ જેટલું. ૪૪
તેથી અતિશે ક્રોધી બાળી, ઝડપમાં વદવા ગઇ;
(જ્યમ)અશોક દોહન સમે મારે, (ત્યમ)લાત મારી આળગી થઇ. ૪૫
(જ્યમ) આલિંગી સ્વામીને, ત્યમ બાથ મારી પાડતી;
(જ્યમ) અધર ડંશી ધવ તણા ત્યમ, અધર ડંશી તાડતી. ૪૬

---

૩૭ મહિષપેર—પાડાની પેઠે. નારીશું—નદી રૂપી સ્ત્રી સાથે. હરે—જેમ મહાદેવે સ્વર્ગમાંથી પડતી ગંગાને છળી (જટામાં) બાંધી લીધી હતી, તેમ કેશકલાપે (કેશરૂપી જટામાં) ને કૃત્રિમ સ્ત્રીને સર્વે સ્ત્રીઓ બાંધી લેતી હતી. ૪૦ યૌવનગર્વા—જોબનના ગર્વવાળી. ૪૨ કરપમાં—કરડકણાપણામાં. ૪૩ રૂપાળી—વક્રોક્તિ છે. ૪૫ જ્યમ—અશોક વૃક્ષને જ્યારે તરૂણ સ્ત્રી આલિંગન કરી લાત મારેછે ત્યારે તે ફળદ્રુપ થાય છે, (જુઓ મહાકવિ કાળીદાસ કૃત માલવિકાગ્નિમિત્ર નાટક) તે પરથી કવિ કહે છે કે, જેમ અશોકને દોહદ કરતી વખતે લાત મારવામાં આવે છે, તેમ મોહલેખા લાત મારી દૂર થઈ. ૪૬ જેમ સંભોગ સમયે ધવના—સ્વામીના હોઠ ડસે તેમ ક્રોધમાં પોતાના હોઠ ડશી, નદીરૂપી સ્ત્રીને મારવા લાગી.

કઇ નાવ શીળા કાઠ ઢીલા, કરી નાખ્યા ઉપરે,
લઇ વમળમા કઈ ભમરમા, હોમ હરિવદની હરે ૭૦
ક્રોધી જોઈ નદીપતિને, વ્હાર લઇ જે આવિયો,
થઇ સન્મુખ મોહનેખા, તોય દાવ ન ફાવિયો ૭૧
પણ ધીરજ મૂકી નહીં, થઇ સન્મુખ બાળિકા,
તેથી રોષ થયો ઉરે, વડવાગ્નિ પ્રકટયો જ્વાળિકા. ૭૨
મહા પૂરમા ધરી આવી, તાડી તરણી તરંગમા,
જોઇ રૂપ ભયાનક ભાગની, (તીરે) નાઠી કરી રંગ ભંગમા ૭૩
એકલી જે આડગ અબળા, મોહનેખા ન રચળી,
ક્રોધ વ્યાપ્યો વારિધિને, પકડી બહુ કરે કરી ૭૪
કેશ છૂટા જે હતા તે, અધિ પાડી ખેંચિયા,
ચુમ્બન કરી કરી લાની કાળી, લેઇ જગમા વેંચિયા ! ૭૫
ભાળ કેર તિનક તાણ્યુ, વળિ આમળી છતી કરી !
કપાળી કુચને અધર શોષી, આનિગિયો સહુ ભુજ ભરી! ૭૬
તે જોઈ નદીને ક્રોધ વ્યાપ્યો, અરે ! લજ્જા ધર આદરી
હે દુષ્ટ! ઉભી નારી તારી, લાજે ! પરસ્ત્રીથી જરી ! ૭૭
ધુરકી નારી સ્વય તણી તવ, ડરી મૂકી માનની,
તદપિ ઇચ્છે એની એ, બહુ વાન્છના વર વાનની ૭૮
મોહનેખા ભય ધરીને, નાઠી નદીથી જીવ લઈ,
રત્નાકરે જાણ્યું રત્ન જાયે, તજી ડર ગયો (પાછળ) ધઇ ૭૯

૭૦ કઈ—ક્રોધમા આવેલા સમુદ્રે નાવ (વહાણ), શીળા (પથ્થર), અને કાઠ (લાકડા) ઢીલા (અસ્તો વ્યસ્ત) કરી નાખી, તે ઊપર નાખ્યા, નાખવા લાગ્યો એટલુજ નહિ પણ વમળ અને ભમરામા તે હરિવદની (ચદ્રના જેવા મોઢાવાળી) ને લાવી હોસ હરવા લાગ્યો ૭૧ ક્રોધી—જે વ્હાર લઈ આવેલો, એવા નદીપતિને જોઈ તે સ્ત્રી ક્રોધાયમાન થઈ ૭૨ પણ ધીરજ—તે સ્ત્રી સન્મુખ થવાથી સમુદ્રને ક્રોધ દીપ્યો, તેથી જાણે જ્વાળાવાળો વડવાગ્નિ પ્રકટયો હોય તેમ દેખાયું ૭૪ બહુ કરે—તરગ રૂપી ઘણે હાથે ૭૫ ચુમ્બન—આંખો ઉપર અને ગાલ ઉપર ચુમ્બન જેવી પાણીની છાલકો વાગવાથી અજનની કાળાશ અને ગાલની લાલાશ પાણીમા ધોવાઇ ગયા એવો ભાવ.

નારીએ મહા ક્રોધથી તે, વારિયો વળી વળી;
જઈ મોહલેખા તીર બેઠી, (ત્યાં) સાગર જાય છળી છળી. ૮૦
વિથિલ વામા શિથિલ શ્યામા, કપતી થર થર લજી !
ત્યાં આવતો મહા મોહમાં કંઈ, ભય વિહ્વળતા તજી ! ૮૧
સ્વ ક્રિયા તેને ખેંચતી, તદપિ બળમાં આવતો !
ધુરકી બહુ ધુમણી લઇ, હે દુષ્ટ ! શે લજાવતો !! ૮૨
(એમ) લડી વારી ગઈ વનિતા, (તવ) તરૂણી થઈ સાંતરી;
આ' શ્રમે ક્રમ ભરતી આવી, સ્થળ પડી જ્યાં આંતરી. ૮૩
સવારે જવું મુનિ મંદિર, તે સજાઇ તો સજે;
કેવી રીતે વર્ણવું તે, ભામની દર્શી ભજે. ૮૪

વલણ.

ભજે દર્શી ભામની તે, વર્ણવું હું કેમ કરી રે;
શૃંગી જેવા છળ્યા જેણે, (તેને) વર્ણવે કો ચિત્ત ધરીરે ? ૮૫

કડવું ૧૧ મું રાગ ત્રિતાલો. (ત્રિભંગી).

સજી સુંદરી સારી, મન વિચારી, છળવા ધારી, સજ થાતી;
વર વપુ સમારી, ચાલી નારી, મોહનકારી, પથ[1] જાતી. ૧
આશ્રમને મૂકી, મુનિગઢ ઢુંકી, જતાં ન ચૂકી, ગંધ વેલી;
તેની અતિ શોભા, જોવા લોભ્યા, ગગને થોભ્યા, સુર સેલી.[2] ૨

---

૮૦ સાગરજાય છળી છળી—ભરતી આવવાથી જે કાંઠે પાણીનો ચઢાવો થાયછે તે. ૮૧ વિથિલ—વિથર—ગભરાઇ ગયેલી. લજી—લજિત થઇને, લાજ પામીને. ૮૨ સ્વક્રિયા ઇ.—જે સમુદ્ર પરક્રિયા માટે વારંવાર કાંઠા ભણી જતો હતો, તેને સ્વક્રિયા-નદી ખેંચી રાખતી હતી, તોપણ તે જવાને વિરામતો નહીં, તેથી નદી ધુરકી અને ધુમણી ગોળ ચક્કર લઇ બોલી કે, હે દુષ્ટ! બીજી સ્ત્રીઓ જૂએ તેમ મારૂં અપમાન કરતાં તું લજાતો નથી ? ૮૩ વારી ગઈ—પાછો લઇ ગઇ. સ્થળ પડી—જ્યાં વિસામો કરીને રહી હતી ત્યાં આવી. ૮૪ ભામની—શોભે એવી સ્ત્રી રૂપાળી અત્યંત કે ઘણી શોભાયમાન તે સ્ત્રી જણાઈ તેનું વર્ણન હું (કવિ) કેમ રીતે કરૂં. ૮૫ શૃંગી—જેણે શૃંગી જેવા બ્રહ્મચારીને છળ્યા, તેને મનમાં લાવીને કે મન દૃઢ રાખીને કોણ વર્ણવે. અર્થાત્ તેનું વર્ણન કરવાને કોણ શક્તિમાન હોઇ શકે? ૧ પથ—રસ્તે. ૨ સેલી—સહેલાણી—મોજીલા.

મસ્તકમાં મઢિયાં, ભૂષણ લઢિયાં, નગે જડિયાં, તે લહીએ;
જે ચક્ર ધરિયો, તે ગતિ ત્વરિયો, વિધુશું વઢિયો, જે કહીએ. ૩
શશિકિરણ કાપે, ઉદરે વ્યાપે, અતિ સંતાપે, તેજ ગ્રહી;
શીશશશિ જે ચારૂ, કરે ન વાર્યું, મન અવિચાર્યું કમળ સહી. ૪
વળી વળી જાએ, નવ લજાએ, શિશફૂલ સાંએ લુબ્ધ કરી;
મુક્તાફળ ભરિયાં, જો(ઇ)વર વરિયાં, જાય ન સરિયાં, પ્રીતિ ધરી. ૫
જોઇ મોતી પૂર્યાં, પયાર્થે શૂરાં, નાગણી નૂરા, ચઢી આવ્યાં;
નિર્ખી વિષ ધ્રુજતી, આપી સુજતી, વાટજ રૂચતી, (જે) વર કા'વ્યાં ૬
(તોય) કૂરતા નવ છોડી, મધ્ય મરોડી, (શું) દંશી દોડી, થઈ લાલી;

---

૩–૯ મસ્તકમાં ઈઃ–માથામાં જે ચક્ર–ચાક (માથે પેહેરવાનુ ઘરેણુ) તે સ્રીએ ધારણ કરેલો હતો. તે ઘણી ઉતાવળી ગતિવાળો હોવાથી (તેનો ચક્ર જેવો આકાર હોયછે તેથી) વિધુશુ–માથામાંના ચદ્રાકાર દાગીના સાથે તે વઢી પડ્યો. (૪) એટલુજ નહીં પણ તેણે તે ચંદ્રના (કિરણ) પ્રકાશનો નાશ કરી, તેનુ તેજ લઈ, તેના પેટમાં પેશી જઈ ઘણો સતાપ ઉત્પન્ન કર્યો અર્થાત્ ચાક એ અર્ધ ચદ્રાકાર દાગીનાની વચ્ચે હોય છે, તેથી કવિએ ઉપર પ્રમાણે કલ્પના કરેલી છે. તે માથામાંનો જે સુંદર ચદ્ર હતો, તેણે કમળ—કુમુદરૂપ શિશફૂલ જોયુ, તેથી મનમાં (તે કુમુદ છે એવુ) નક્કી કરી (૫) કોઇનુ પણ વાર્યું ન કરતાં જેમ ચંદ્ર કુમુદને લુબ્ધ કરેછે તેમ, માથાના ચંદ્રે શિશફૂલને લોભાવી—પાસે રાખી વારંવાર તેના તરફ જવા માંડયુ. મતલબ, કે ચાલવાની ત્વરામાં માથાનો ચદ્રાકાર દાગીનો અને શિશફૂલ અથડાવા લાગ્યાં. માથામાં જે વાળે વાળે મોતી પરોવેલાં હતાં, તે જાણે વર કેશરૂપી સ્વામીને પરણેલાં હોય, તેમ પ્રીતિ ધરી ખશી શકતાં નહોતાં. (૬) માથામાં મોતી ધારણ કરેલાં જોઈ નૂર—તેજવાળી નાગણ (અંબોડો) દૂધ પીવાની લાલચથી ચઢી આવી તે વિષથી ધ્રુજતી નાગણને જોઈ (વર) જે સ્રી ઉત્તમ કહેવાતી હતી, તેણે રૂચતી અને સુજતી વાંટ—રસ્તો તેને આપ્યો. એટલે ચાવનાં નાગણ જેવો ચોટલો મનસ્વી રીતે હાલવા લાગ્યો (૭) જો કે તે સ્રીએ ઉપર જણાવેલી નાગણને રૂચતી વાટ આપી તોપણ, તેણે પોતાની કૂરતા ન છોડતા વચ્ચેથી મરોડ ખાઇ જાણે દંશ કરીને દોડી હોય એમ કર્યું તેથી લાલાશ (નાગણે દંશ કરવાથી) થઈ. તે દંશથી થએલી લાલાશ પણ તે સ્રીને તો માથાને મોખરે (હિંગે) શોભતી હતી. એટલુંજ

(તે) મસ્તક મુખ દિસે, ડખ પણ દિસે, શુ ધરી રીસે, નદી થાગી ૭
જે ઉર્ધ્વથી પડતી, સેથે ખળતી, (શુ) લાની બળથી, વળી પાછી,
એવી નાગણ નિરખી, મનમા હરખી, કેકિન્ પરખી, ધરી ગ્રી ૮
તજી ભક્ષણ ધુધરી, શુ ભકિત નુગરી, કે તજી સુગરી ત્યગ છોડી,
ઉડે ભક્ષણ માટે, તદપિ ઉચ્ચારે, શિક્ષા (સે') સાટે, લે જોડી ૯
વાર જે વિછિયા, કર્ણ સિચિયા, ગ્રાતે ધિચિયા, કર્ણફૂલે; ૧

નદી પણ જાણે માથા વચ્ચે જે લકીર (સેથાની) તે વાળેની નદી જેવી જણાતી હતી અર્થાત્ હાનતો એવો ચોગસો દશ કરીને જતી નાગણ જેવો જણાનો, અને જે સેથાની શરૂઆતમા સિદુરની બિદી કરેની હતી તે જાણે સર્પે તર્તજ દશ કર્યો હોય, અને લાલ રૂધિર જણાય તેવો રગ સેથાના સિદુરનો ગાયગ પડતો હતો (૮) પાછળ કહેલી જે સેથારૂપી નદી ઉર્ધ્વથી એટલે અંબોડા પાસેથી (ઉચેથી) પડતી હતી, તે સેથાની શરૂઆતમા પૂરેના સિદુર ની લાલીના બળથી નીચે ન પડી જતા, પાછી વળી જતી હતી તાત્પર્ય કે અંબોડાથી તે સિદુરે પૂરેના સેથા સુધીના વાગગાની લકીર નીચે પડતી નદી જેવી જણાતી હતી એવે ઇ —એવાગા કેકિન્—ગાપાગાના મોર જેવા ગોફણાએ નાગણીરૂપ વેણી જોઇ તેથી (નાગ મોરનુ ભક્ષણ હોવાથી) ગનગા ખુશી થઇ તેને પકડી એટલે ગોફણો અંબોડાની સાથે બાધેનો હોય છે, તેથી 'ધરી' શબ્દ વાપરેતો છે (૯) તજી ઈ —તે કેકિન્—ગયુરાકાર ગોફણાના મોઢાગા ધુધરીઓરૂપી ભક્ષણ હતુ, તે નુગરી એવી ભક્તિ અને સુગરી (ફુનડ) એવી ઓને છોડી દે તેમ મોર રૂપ ગોફણાએ ધુધરીરૂપ ભક્ષણ છોડી દીધુ તે એવી રીતે કે, તે ભક્ષણ ગાટે ઘણુ ઉડયા—ઉલ્યા છતા તે નથી મળતુ ત્યારે ઉચ્ચારે વારાય છે—દિલગીર થાયછે તેથી જાણે તેને સે' સહુ—સહી—પકડી શિક્ષા કરવાને જોડી લે—સાથે બાધી દે, એમ કહ્યું અર્થાત્ ઉતાવળગા ચાલતી વખતે જે ગોફણો આફગાયા કરનો હનો, તેને અંબોડા સાથે બાધી લીધો ટીછ કડીથી તે નવગી સુધીગા ફક્ત મોઢોખાગે જે ગાથાગા આભરણ ધારણ કરેલા તેનું સેથાનું ગો અંબોડાનુજ વર્ણન કરેલુ છે ૧૦ વાર ઈ —ગારા ઓના જે વિછિયા તે ગો પેહેરેના હના, અને તે ગ તે—કાને પેહેરવાની ગાગો કર્ણફૂલવડે ધિચિયા—ધીચોધીચ થઇ ગયા હના અતિ હો પાગતા ઓના જે રમિગ દેર તે તો વેસર—નાની વાળીગા પામ પૂરીને

વેસરમાં વસિયા, અડોટી ફસિયા, સુર શા રસિયા, અતિ સૂતે ૧૦
નયનાંજન રેખા, ચક્ષુ વિશેખા, રમ્ય શી મેખા, એ જોઈએ;
છે ભાળ વિશાળા, હરિ રસાળા, રૂપ અજવાળ્યા, શા લૈએ. ૧૧,
મનોહારી બંદી, ત્રાજુ અનિંદી, ભવશર વદી, સુખી થૈએ;
શું મીન મકલાતાં, ખંજન તરતાં, મૃગલી મનાતાં, ચખ કૈએ. ૧૨
માંહિ રેખા લાલી, કાળી વાળી, ઘણી રસાળી, રમ્ય દીસે;
નાકે નથ ધાલી, કીર સંભાળી, હમે ભાળી, તે હીસે. ૧૩
થઇ તૈલની ધારા, દીપકજ્વાળા, તેથી મરાળા, ત્રાસી ગયા;

---

રહેલા હતા; એટલુંજ નહીં પણ અડોટીમાં તો તે ફસી ગયા હતા. ૧૧ નયનાંજન ઈ:—કર્ણનું વર્ણન કર્યા પછી કવિ કહે છે કે હવે આપણે મેખા—રમ્ય એવી સીધી (મેખા—મેખ—ખીલી જેવી) લીટીમા નયનાંજનદ્વારાએ થઇ મોટા એવા ચક્ષુ—નેત્રનું વર્ણન કરીએ. અર્થાત્ તે સ્ત્રીના નેત્ર અણીઆળાં હોવાથી તે કાન પર્યંત સીધી લીટીના આકારમાં શોભી રહ્યાં હતાં. તેના વિશાળ ભાળમાં એક તો ચોઢેલા ચાંદલા રૂપ અને બીજો કપાળ રૂપ રસવાળો હરિ—ચંદ્રમા શોભતો હતો. મતલબ કે તેના કપાળમ રૂપ—એ ચંદ્રની આકૃતિઓ જણાતી હતી. ૧૨ મનોહારિ—મન હરણ કરે એવી કરેલી બિંદી, નિંદિ નહિ શકાય એવું ત્રાજુ—છુંદણું અને ભવશર—એટલે ધનુષ્ય રૂપી ભવાંને વદી સુખી થઈએ તેમ હતુ. અર્થાત્ તેણે કરેલી બિંદી, છુંદણું અને તેનાં ભવાં ઘણાં મઝેનાં હતાં. તેનાં ચખ—નેત્રને મકલાતાં એવાં મીનની, તર્ત ઉત્પન્ન થએલાં ખંજનની (દીવાળી ઘોડા) કે મૃગલીનાં સુંદર મનાતાં એવાં ચક્ષુની ઉપમા આપીએ. ૧૩—૧૪ માંહી ઈ:—તે નેત્રમાં ઘણી રસવાળી બાશ ( લાલાશ ) અને કાળી શોભાયમાન રેખાઓ દીસતી હતી. મતલબ કે તે સ્ત્રીએ અંજન કરેલું તેની કાળી રેખ અને આંખ મધ્યેની લાલી શોભી રહેલી હતી. વળી તે સ્ત્રીએ જે નાકે નથ ધાલેલી હતી તે નાસિકા રૂપ કીરે સભાળી; પરતુ નથ મધ્યે મુક્તાફળ હોવાથી તેને કપોળે આવી રહેલા હસે પોતાનું ભક્ષ ધારી ખુશીથી જોઇ. તે વખતે તૈલની ધાર જેવી અને દીપક જ્વાળા—દીવાની જ્યોતિ જેવી નાસિકાને જોઈ મરાળા—મોતીનું ભક્ષ મેળવવા આવેલા જે હંસ તે ત્રાસીને નાશી ગયા! તાત્પર્ય કે તે સ્ત્રીની નાસિકા પોપટ, તેલધાર અને દીવાની શગ જેવી સુંદર હતી. પાછલા ચરણમાં તૈલની ધારા

તે કોમળ ભૂષણે, આણ્યા દુષણે, વેર્યા રૂપણે, ગિરિ ભોગે,
જે કરવત કાપે, ઉભયે તાપે, નહિ સતાપે, આ રોગે ૧૯
ડરી તેથી બાળા, ચોળી ધારી, તદપિ અકારી, તે થાતી;
જે મયૂર મરાળા, ધર્યા કરાળા, ડરતી બાળા, લજ્જાતી ૨૦
વૃશ્ચિકને મૂકી, ગિરિશૃંગ ઢુકી, મુક્તા ચૂકી, સ્તન ગ્રેંતા;
તેને ઉરાડી, નયને તાડી, કરથી કાઢી, રસ લેતા ૨૧
કચુકી નીવી, પડી ગ્સનીવી, સુખી થઈ શીળી,(પણ) દુ ખ દાતા;
કટિ કૃશ અતિને, (નતિ) રમણુ વિશેરે, સ્થૂળ કુચ દર્શે, પસ્તાતા ૨૨
શાધારે રંગે, ગુરુત્વ સંગે, ભાંગે કંગે, વિરહિ વળી,

૧૯ તે કોમળ ૪—ને પેહેરેના ભામળ (સુંદર) ભૂષણે પણ દુષણમાં લાવી રૂપણે—ગેપથી મોટા ગિરિ વેહેરી નાખ્યો હોય તેમ કર્યું હતું તથાપિ જે કરવત થઇ કાપે છે તે તો ઉભયે તાપે એટલે કાપનાર લાકડાને અને પોતાને તાપ ઉત્પન્ન કરેછે અર્થાત્ વેહેરાતુ એવુ લાકડુ અને કરવત બંને ગરમ થઈ જાયછે પરતુ જે ઉપના ચરણમા કરવતરૂપ કોમળ ભૂષણે ગિરિ વેર્યા હતા, તેથી તે એકને (કરવત કે વેહેરવાના પદાર્થને) આરોહ (ભાર-કાપ)થી કે સતાપ ઉપજતો નહોતો મતલબ કે તે સ્ત્રીએ જે દાગીના ધારણ કરેના હતા, તે ચાલતી વખત ગિરિશૃંગ જેવા સ્તનની વચ્ચે અફળાતા હતા, તેથી વેહેરાતા ગિરિ જેવો ભાવ દ્દષ્ટિગોચર થતો હતો ૨૦-૨૧ ડરી ૪ —ઉપર પ્રમાણે કરવતથી ગિરિ વેહેરાતો જોઇ, તે સ્ત્રીએ તેને અટકાવવાને માટે ચોળી ધારણ કરી તથાપિ તે પણ અકારી—નહીં પસદ પડે તેવી થઈ કારણ કે તે ચોળીપર જે કરાળ—વિકાળ મોર અને મરાળ ચિતરેના કેબરેના હતા તેના વર્તનથી તે સ્રી લજ્જિત થઈ ડરના લાગી ડરવાનુ કારણ એવુ બન્યુ કે, (૨૧) તે ચિત્રિત મયૂર અને હસના મુખમા વૃશ્ચિક (વીંછી) અને મુક્તા (મોતી) હતા તેને મૂકી દઇ તે ગિરિશૃંગ જેવા સ્તન લેવા તેની પાસે ગયા તેને—તે રસ લેતા મરાળ અને મયૂરને નેત્રવડે પ્રહાર કરી ઉરાડી દીધા એટલુજ નહીં પણ હાથથી કચુળીને પણ કાઢી નાખી ૨૨-૨૩ કચુકી ૪ —કાઢી નાખેલી લીંવી કાચળી રસ વગરની (સ્તન સ્પર્શના રસ વગરની) વીવી (શિથિલ) બની તેથી તે શીળી—એવી જે સ્રી તે મયૂરાદિકનો ત્રાસ ઓછો થવાથી સુખી થઇ. પણ આખરે તો તે કાઢેની કચુકી દુ ખરૂપજ નિવડી તે કેવી રીતે કે

દયા ધરી એવી, કંચુકી દેવી, લોભે સેવી, વાયુ બળી. ૨૩
તે ધરી વનિતા, વેગે સરિતા, ચાલી હરિતા, ચિત્ત તણી;
તે સરિમાં ગળતી, ત્રિવેણી વળતી, કૂપશું હળતી, મગ્ન બની. ૨૪
નયનથી નીકળી, હકળીવકળી, જાતી મંકલી, મદનસરે;
ત્યાં જતાં વિરામી, નદી મા' નામી, મોહકરામી, નયનશરે. ૨૫
કૂપ ભુજ અંબુજ, વર ભૂષણ રૂચ, ધરિયાં સ્વસુઝ, મુદ્ સહી;
અંગુલિ મગફળી, જાતી ન કળી, મુદ્રિકા મળી, દિપી રહી. ૨૬

---

તે સ્રીની કેડ ઘણી કૃશ હતી, અને રતિ વખતે (સંભોગ સમયે) રમણ કરવાનાં એવાં જે કુચ તે વિશેષ સ્થૂળ દેખાતાં, તેથી ગગનમાં તેનું રૂપ જોતા એવા જે દેવ તે પસ્તાતા હતા. અને વિચાર કરતાહતા, કે, મોટાં એવાં સ્તન જે તે સ્રીની કટિ ઘણી કૃશ છે, તો શા આધારે ગુરૂત્વનું (બોજાનું) સહન કરી શકશે. અને જો તેનાથી સહન નહિ થાય તો તે વિરહિણી (ઋષિને મળવાના વિરહવાળી) કોને કહેશે. એવી દયા લાવીને દેવતા પૈકી બળવાન વાયુએ કંચુકી દેવી–કાંચળી આપવાનો વિચાર કર્યો. પરંતુ ખરી રીતે જોતાં વાયુનો વિચાર દયા લાવવાનો નહોતો. પણ તે કંચુકી સાથે મિશ્ર થઈ સ્પર્શ સુખ લેવાનો ધરાદો હતો, તેથી લોભ વડે તેનું સેવન કર્યું. ૨૪ તે ધરી ઇ૦—તે વાયુએ આણી આપેલી કંચુકી ચિત્તને હરનારી એવી વનિતાએ ધારણ કરી, સરિતાને વેગે ચાલવાં લાગી. તે વેગ રૂપી સરિતામાં ઉદરપરની ત્રિવલીરૂપ ત્રિવેણી ગળી ગઇ. એટલુંજ નહિ પણ મગ્ન થઇ તે નાભિરૂપી કૂવા સાથે વેગવાળી સરિતાએ અને ત્રિવેણીએ સંગ કરી દીધો. મતલબ કે તે સ્રીનો ચાલવાનો વેગ નદી જેવો ઉતાવળો, તેને પેટે સુંદર ત્રિવલી તથા કૂવાના આકાર જેવી નાભિ, શોભિ રહ્યાં હતાં. ૨૫ નયનથી—પાછળ જે વેગરૂપી નદી જણાવી તેનું મૂળ નયનમાં હતું. અર્થાત્ તે નયનમાંથી નીકળી હકળીવકળી—શિથિલ વિગર થએલી અને મકલાતી મનદસરે (ગુપ્તરપણે) જતી હતી. એટલુંજ નહીં પણ ઘણા મોટા નામવાળી જે મોહ કરનારી નદી તે નયનશર- વડે ત્યાંજ (મદનસર પાસે) વિરામ પામી—શમી ગઇ. તાત્પર્ય કે તે ઉતાવળી જતી એવી સ્રીની નજર સ્વ શરીરના નીચલા ભાગ પર પડતી હતી. ૨૬ કૂપ ઇ૦—તેના બે હાથ કમળ જેવા હતા તેણે, પોતાની ગરજ પ્રમાણે મુદ્—આનંદયુક્ત ઉત્તમ શૃંગાર ધારણ કરેલા હતા.

ધરી કંકણુ ચૂડી, ખાટકે રૂડી, (શકે) વળગે ઉડી, એવી ધરી;
બાજુ બંધ મુક્તા, હાર સજુક્તા, ઝુકતા ઝુકતા, ચિત્તહરી. ૨૭
તે વર તનું ધારી, પ્રભાકારી, જંઘા સારી, કેળ જરી;
કળાવેતી શી કળા, શબ્દ બહુ ગળ્યા, કટિમેખળા, વરાંગ લસી. ૨૮
(તે) રવ કિંકિણી ભળનો, (પદ) ઘુઘર ભળનો, નૃત્યમાં હળનો, શબ્દ શુચી;
પાદાંગુલિ પેરી, નૂપુર જેરો, કૈડા કેરી, રમણુ રચી. ૨૯
સજી કાંગી કલ્લાં, દીસે ભલ્લાં, ચાલે ન વલ્લાં, ચતુર મણિ;
એ વિધિ આભા, દરસ્યે આભા, લાવણ્ય લાભા, દિસે ઘણી. ૩૦
શું મારનીમૂરતી, સુધાસૂરતી, રતિની પૂરતી, આવી બની;
કે વિદ્યુત બાળા, રમા રસાળા, માલ્યની માળા, વાન તણી. ૩૧

---

૨૭ સજુક્તા—જુક્તિવાળા; જેડાઈ ગયેલા. ચિત્ત હરી—ચિત્તને હર્ણ કરે એવા. ૨૮ તે વર ઈ:—ઉપર જણાવેલા ઉત્તમ તનુને ધારણ કરનારી એ જાગે તે કેળના થાંભલા જેવી હતી કળાવતી—કેલ—ગણિકા તેની કળા કળાવતી જેવી હતી. તેની સાથે આભૂષણુના અને કટિ મેખળા (કેડના કંદોરા) ના શબ્દ વરાંગે લશી—શોભી રહ્યા હતા. ૨૯ તે રવ ઈ—ઉપર જણાવેલો એવો શુચિ—પવિત્ર શબ્દ કિંકિણી—ઘુઘરીઓમા ગળી જતો હતો. તેમ તેની સાથે પગના ઘુઘરાનો શબ્દ પણ ભળનો હતો, તેથી જાણે થતા નૃત્યમાં તે રવ હળી જતો હોય એમ લાગતુ હતુ. પગની આગળીએ નૂપર, જેરી—જેવર (પગે પેરવાનું સોના મોતીનું ઘરેણુ) કૈડા (પગની છેલ્લી આંગળીએ પેરવાની આમળાદાર વીંટીઓ) કેરી (કેરીના આકારનાં ફૂલ) રમતાં રચી ઉપજે એવા પેહેર્યાં હતાં. ૩૦ સજી:—તે ચતુર શિરોમણિ કલ્લાં કાંણી પેહેર્યાંથી સારી દેખાતી હતી, તથાપિ એ બધો આભૂષણુનો ભાર થયાં છતાં, તે વલ્લી (વંકાયલા જેવી) ચાલતી નહોતી. મતલબ કે ઘણા દાગીના પેહેર્યાં છતાં તેની ચાલ મઝેની હતી. એ પ્રમાણે તેની ઘણી આભા—કાંતિ તથા લાવણ્યતાનો લાભ દર્શે—દેખીને જોનાર આભા થઈ જતા હતા. ૩૧ તે સ્ત્રી મારની મૂર્ત્તિ (કામદેવની પ્રતિમા), સુધાસુરતી (અમૃતની સીકલ) અથવા રતિની પૂરતી (કામદેવની સ્ત્રીની મદદગાર) જેવી બની તે વનમાં આવી. વળી કહે છે કે તે સ્ત્રીનાવાન-સરીરની શોભા વિદ્યુલ્લતા (વિજળી) જેવી, રમવાળી રમા (લક્ષ્મી) જેવી કે માલ્યની (પુષ્પની) માળા જેવી હતી, તે નક્કી થઇ શકતુ નહોતું.

એવી વર રૂપા, જાય અનુપા, મોહની કૂપા, મુનિ પાસે;
જેમ શરશું સાથે, ન લશ્કર માયે, ત્યમ સૌ થાયે, જે વાંસે. ૩૨
એ વિધિ વામા, વિતનુ ધામા, સુંદર સ્યામા, જાતી હવી;
તે હવી પાંશરી, નવી સાંતરી, રવિ આંતરી, કથશું કવિ. ૩૩

વલણ.

રવિજ્યોતિ જેણે આંતરી, તેને કવિ કયે કહી રે;
શું વેલ જાણે હેમની, ચાલી કુંદનમાં ધરી રે. ૩૪

કડવું ૧૨ મું રાગ દેહરા.

વિભાંડકવન વામા આવી, ચતુરા ચપળાકાર;
કોણ રોકે ઉમા લક્ષ્મી, તેમ થયું અવિધાર. ૧
વનદેવતા અંજાઈ સહુ, ભૂલી ખાલન ભાન;
ટગમગ જૂએ વરાંગીને, કે થાય સમાધાન. ૨
મૂળ માહાત્મ્ય મુનિ કરે, (થયાં) ક્રૂર પ્રાણી બાલ;
વળિ રામા રૂપ પાશમાં, (હવો) તદાકાર કૈવલ્ય. ૩
તેને જોતી ચાલતી, કરતી અંકિત એહ;

---

૩૨ એવી ઇઃ—એવી સુંદર રૂપ વાળી અનુપા કે જેને બીજાની ઉપમા ન આપી શકાય એવી; તથા મોહના કૂવા જેવી, મુનિની પાસે ચાલી. તે વખતે જેમ કોઇ શૂરાની સાથે જતું લશ્કર માય નહિ, તેમ તે સ્ત્રીની વાંસે—પાછળ સર્વે કોઇ જવા લાગ્યું. ૩૩ એઇઃ—એવી રીતે વિતનુધામા—કામદેવના ઘર જેવી સુદર સ્ત્રી જવા લાગી. તે પાંશરી થઇ નવી સાંતરી એટલે બીજી બારકી, આશ્રમ પાસે આવેલો હોવાથી ઠાઠમાઠ કરી તૈયાર થઈ. તેણે પોતના તેજવડે રવિની જ્યોતિને પણ આંતરેલી હતી. તો પછી તેને કવિ કેવી રીતે કથી શકે. મતલબ કે તે કવિથી પણ વર્ણી શકાય એવી નહોતી. ૩૪ શું વેલ ઇઃ—જતી એવી સ્ત્રી જાણે સોનાની વેલ કુંદનમાં-ઉંચી જાતના સોનામાં ધરીને ગળવા જતી હોય, તેમ જતી હતી. અર્થાત્ તે હેમની વેલ જેવી મોહલેખા કુંદન રૂપ શૃંગીઋષિને મળવા જતી હતી. ૨ ખાલન—ખાળવાનું—રોકવાનું. થાય સમાધાન—મનનું સમાધાન થાય કે આ રોકવા લાયક નથી. ૩ કૈવલ્ય—બ્રહ્મરૂપ, મોક્ષ. ૪ અંકિત—પગનાં ચિન્હવાળી પૃથ્વીની (ખેહ) રજને કરતી હતી. એટલુંજ નહીં પણ અવનિ—પૃથ્વી પણ તેના પગના સ્પર્શને [illegible] ઇચ્છતી હતી; તેથી ચાલતાં

અવનિ ઇચ્છે પાદ વળિવળિ, (થાય) પૂર્વ નેહની તેહ. ૪
સઘુણી સ્યાગા સર્વ જોતી, વ્યાઘ્ર વરૂ વિહાર;
(કો) પચાનન પડચો પ્રૌઢો, (તેના) મુખ મૃગ મારે મારો ૫
(તેના) દંત ગણતું દીસતું, શૃગાળ શાણું ત્યાંય;
આવ'આવી.લાન મારે, પડચો પંચાનન જ્યાંય! ૬
વ્યાઘ્ર વરૂ સન્મુખ થઈ, વાજી વદે અપાર;
નકુલ ન પકડે નાગને, મૂષક રદ મઝાર. ૭
વાન–વાળ કાપે કર થાપે, ઉંદર બિલાડી પાસ;
ત્યાં ફરે હોવા ડોલતા, ન સિંચાણાના ત્રાસ. ૮
ઉલૂક વાયસ એક સંપી, થઈ રમે રમ્ય વૃંદ;
નહિ ભેદ ભોગી ગૃધ ત્યાં, સૌને મન આનંદ. ૯
કો શુક પઢતા ઋગ્ યજુ, વળી સામને અથર્વ;
કૃષ્ણ શુક્લય જુપપાઠી, ધરી શિક્ષા તજી ગર્વ. ૧૦
સંહિતા શીખી સારિકા, (જેમાં) સ્તોત્ર સંગ્રહ મુખ્ય;
બ્રાહ્મણ પઢી કરે પ્રાર્થના, શુકલો બની રૂપ. ૧૧
(કો) વાયસપંડિત બોલતા, છે સંહિતા પ્રાચીન;

---

આવતાં પાછળ રહેવી એવી જે રજ તે તેની (સ્ત્રીની) પૂર્વ—આગળ થતી હતી. ૬ શૃગાલ—શિયાળ. ૭ વાજી—ઘોડો. નકુલ—નોળ. મૂષક—ઉંદર. રદ-દાંત. મંઝાર—બિલાડી. ૮ વાનવાળ ઇ:—ત્યાં બિલાડીની પાસે ફરતા એવા ઉંદર તેના શરીરના વાળ કાપતા હતા. એટલુંજ નહી પણ તેના માથાપર હાથ પણ મૂકતા હતા. ૯ ઉલૂક—ઘુવડ. વાયસ—કાગડો. વૃંદ—ટોળામાં. ૧૦ કો શુક ઇ:—કોઇ પોપટ ઋગ્—ઋગવેદ, યજુ—યજુ-વેદ, સામ—સામવેદ અને અથર્વ—અથર્વવેદ ભણતા હતા. તેમ કૃષ્ણ અને શુક્લય જુપ એટલે જે યજુર્વેદના કૃષ્ણયજુપ અને શુક્લયજુપ એવા બે ભેદ છે તેનોજ પાઠ શિક્ષાનો ગર્વ તજી કરતા હતા. ૧૧ સંહિતામાં સ્તોત્રનો સંગ્રહ હોય છે. તેથી સારિકા સ્તોત્ર શીખી એમ કહેલું છે. બ્રાહ્મણ-એક વેદના પેટામાં સંહિતા અને બ્રાહ્મણ એવા જે બે ભાગ હોય છે તે. જેમ સંહિતામાં સ્તોત્રનો સંગ્રહ હોય છે, તેમ બ્રા-હ્મણમાં વેદના અર્થ, મંત્રવિયોગ, કારણ, અર્થવાદ, વિધિ વગેરે હોય છે. ૧૨–૧૩ તે વનના ઉલૂક સંહિતા અને બ્રાહ્મણ વગર જે વેદના અષ્ટક

ઉલુક ભાખે અષ્ટક અધ્યા', મંડળી ન અર્વાચીન. ૧૨
અનુવાક સુક્તને મંત્ર પઢતા, લઢતા તંત્રે જાણ;
વાજસનેય વખાણતા, બકપંડિત નિરવાણ. ૧૩
ઠગ વિશેષણ પરાં કીધાં, જેમ વાલ્મીકિ મહાભાગ;
(ત્યમ) બકઋષિ ધ્યાનસ્થ બેઠા, (જેના) તળાંસે મીન ત્યાગ ! ૧૪
ચકવા ઉપનિષદ બોલે, કોકિલા ઉપવેદ;
આયુર્વેદ શીખ્યાં સર્વેકો, લહે રોગના ભેદ. ૧૫
ધનુર્વેદ પઢિયા ગજઆરિ, મુક્તામુક્તના ભાગ;
પિક દાદુર કેકિ પઢિયાં, ગાંધર્વવેદ મહાભાગ. ૧૬
ષડાંગ શીખ્યા શુકસા, શિક્ષા મરાળ પ્રમાણ;
કલ્પ શીખ્યા કોક પક્ષી, શ્રૌત ગૃહ્યને જાણ. ૧૭

---

અધ્યાય, મંડળી, અનુવાક, સુક્ત અને મંત્ર વગેરે ભાગછે તે ભણતા; અને કહેતા કે તે અવાર્ચીન–નવીન નથી. કેટલાક તો તંત્ર વિદ્યાથીજ વાદ વિવાદ કરી લઢતા હતા. વાજસનેય–ધોળાયજુર્વ. ૧૪ જેમ મહાભાગ એવા વાલ્મીકિએ પૂર્વાશ્રમના નઠારાં વિશેષણો ત્યાગ કર્યાં હતાં તેમ તે વનના બકઋષિઓએ પણ કરેલું હતું. ૧૫ ઉપનિષદ–સંહિતા અને આરણ્યમાંથી થયેલા ગ્રંથ. ઉપવેદ –આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને સ્થાપત્યવેદ. એટલે ઉપવેદ પણ વેદની માફક ચાર છે. આયુર્વેદ—એમાં રોગાદિ જન્મ અને દુઃખ નિર્વાણાદિ ઔષધો તથા ચિકિત્સા શાસ્ત્રોનો સમાવેશ કરેલો છે. તે સર્વ પ્રાણી, વનમાં શીખેલાં હતાં. મતલબ કે પક્ષીવર્ગ માંહોમાંહે ઔષધોપચાર કરી લે તેવાં હતાં. ૧૬ ધનુર્વેદ—એના કર્તા વિશ્વામિત્ર કહેવાય છે. એમાં આયુધ અને સેના —નિરૂપણ કરેલું છે. તે તો તે વનના ગજઆરિ એટલે સિંહજ શીખેલા હતા. તાત્પર્ય કે જો કદી કોઇ શીકારી શીકાર રમવા આવે તો તેનાં હથિયારથી કેમ બચી જવું, તે ત્યાંના સિંહ જાણતા હતા. મુક્તામુક્ત, બરછી-વગેરેથી બચવાની વિદ્યા. ધનુર્વેદના ચાર ભાગ કરેલા છે, જેવા કે, મુક્ત, અમુક્ત, મુક્તામુક્ત, અને યંત્રામુક્ત, તેમાંનો એક ભાગ. પિક–કોયલ. દાદુર–દેડકો. ગાંધર્વ વેદ–એના પ્રકટ કર્તા ભરત કહેવાય છે. એમાં સ્વર, તાલ, મધુરતા, ગીત, નૃત્ય, વાદ્ય ઇત્યાદિનું નિરૂપણ કરેલું છે. ૧૭ ષડાંગ—વેદનાં ૬ અંગ છે તેને ષટ દર્શન પણ કહે છે. એમાં શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ એ ૬ શાસ્ત્રોનો સમાવેશ થયેલો છે. શુકસા–શુક–જેમણી કાં-

ત્યાં કોક કાગર બોલતી, નિરૂક્તનું ધરી ગાન;
બોલતા વ્યાકરણ સકરા, ન અશુદ્ધ અનુમાન. ૧૮
છંદશાસ્ત્ર કલિંગ શીખ્યા, સ્વતંત્રતા સુઅંગ;
જ્યોતિષપાઠક ચાતકા, ચકોર (ખટ) શાસ્ત્ર સુરંગ. ૧૯
ખનિયા પુરાણી ખુનખુના, સુસ્વરે ભાખે જ્ઞાન;
ઉપપુરાણ ને પુરાણનું, મેળવે બહુ ગાન. ૨૦
વાગોલ શીખી સ્મૃતિ સારી, ધરી પૂર્વનુ ધ્યાન;
કે' તજશે સ્વામી સેવા, (તે) લટકે ઉંધે વાન. ૨૧
એમ શાસ્ત્ર કેરાં અધ્યયની, વન પશુ પક્ષી સર્વ;
વિશેષ દીઠું એટલું જે, (સૌ) કામ ક્રોધ વર્જિત ગર્વ. ૨૨
નહીં ભેદ નર નારી તણો, ત્યાગી મૈથુનજ્ઞાન;
દેહ દમન કરી રહેતું, ગણવાં સર્વ સમાન. ૨૩
આનંદ ઉદધિ માંય ના'વુ, ધરવુ શૃંગી ધ્યાન;
એ વિધ વનચર નિહાળી, ભૂલી ભામની ભાન. ૨૪

---

હલા વગરના પોપટ. શિક્ષા-એ વાણી કૃત કહેવાય છે. એમાં મુખ્યત્વે કરીને વેદ ભણવાનો વિચાર દર્શાવેલો છે. મરાળ-હંસ. કલ્પ-સૂત્ર. એ કાત્યાયન અને આશ્વલાયનાદિ મુનિ કૃત છે. એનાથી વેદ બોધિત કર્મના અનુષ્ઠાનની રીત જાણવામાં આવે છે. કોક—ચક્રવાક પક્ષી. શ્રોત અને ગૃહ્ય એ સૂત્રના બે પ્રકાર છે. ૧૮ નિરૂક્ત—એમાં સંજ્ઞાબોધક કોશ, કઠિન શબ્દોની વ્યાખ્યા અને વેદના અપ્રસિદ્ધ પદોના અર્થ આપેલા છે. સકરા—બાજ. ૧૯ છંદશાસ્ત્ર—પિંગળ. કલિંગ—એ પક્ષી સિંહના દાંતમાં વળગી રહેલા માંસને નિડરપણે મેળવી પોતાનું જીવિત ચલવે છે. ખટ શાસ્ત્ર—(હારમાળા જૂઓ). ૨૦ ઉપપુરાણ—જેમ પુરાણ અરાઢ છે (જૂઓ રાગુયન્ત્ર) તેમ ઉપપુરાણ પણ અરાઢ છે. જેવાં કે:—લઘુકાલિકા, બૃહત્કાલિકા, પરાશર, સિંહ, નારદ, સનત્કુમાર, સૌર, દુર્વાસ, કપિલ, માનવ, વિષ્ણુધર્મોત્તર, શિવધર્મ. માહેશ્વર, નંદી, કુમાર, ઔશનસ, દેવી અને વરૂણ પુરાણ. ૨૧ સ્મૃતિ-એને ધર્મશાસ્ત્ર કહે છે. સ્મૃતિઓ ઘણી છે, અને તે યાજ્ઞવલ્ક્ય આદિક ઘણા ઋષિઓએ કરેલી છે. તે તો ત્યાં વાગોલ શીખેલી હતી. એટલુંજ નહીં પણ તે કહેતી કે, જે આ સ્વામી સેવા તજશે તે અમારી પેઠે ઉંધે મસ્તકે લટકશે.

(જે) વન તણાં જંતુ ન જાણે, સંગ તે શું થાય !
(તે) કંઈ પેર મુનિ ચળે હુંથી, રખે વચન મુજ જાય. ૨૫
(એમ) હર્ષ વિસરી હરિવદની, ગઇ મુનિમંદિર જ્યાંય;
અવિલોકી આશ્ચર્ય પામી, શોભા મનહર ત્યાંય. ૨૬

વલણ.

મનહર શોભા મુનિમંદિર, જોઇ જુવતી જાંખી થઇ રે;
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં કંઈ, તેવી શોભા નવ લહી રે. ૨૭

કડવું ૧૩ મું રાગ મારૂની ચાલ.

નારી મૂકી બીજી વાટ, આવી મુનિ જહીં;
જોઇ શોભા નંદનવન, તે કયમ વર્ણું કહી. ૧
નદી-તટ ઉપર પાવન, મુનિમંદિર છે;
ત્રય તરફે તરૂ ફળરુપ, અતિ સુંદિર છે. ૨
માલતી મલ્લિકા-મંદિર, ચારૂ ચાર મગે;
જુઈ જાઇ તુલસી જ્યાંય, ઘણી મગમગે; ૩
કદળી કેતકી કેરાં વન, કણેર ફૂલી ઘણી;
રમ્ય તડાગની ગાંય, શોભા જલજં બની. ૪
પદ્મ પદ્મિની અરપરૂ જોઇ, મળવાને તરસે;
તદપિ સંતાડેલો સ્વામ, જોઇ કંજ નવ હરસે. ૫
મહા ક્રોધી થઇ તન માંય, કર પ્રફુલ્લ કરે;
જયમ સહસ્રરશ્મિ સૂર્ય, સ્વકર ક્રોધી ધરે. ૬

---

૧ જોઈ શોભા ઈ:—તે સ્રીએ દેવના નંદનવન જેવી ત્યાં શોભા જોઇ, તેનું વર્ણન કરીને, કવિ કહે છે કે, હું કંઈ પેરે કહી શકું. ૩ માલતી—મોગરો. મલ્લિકા-મંદિર—ચંબેલીનાં ઘર. (માંડવા). મગ—તરફ—બાજુએ. ૪ કેતકી—કેવડો. જલજ—કમળ. ૫-૬-૭ પદ્મ-કમળ અને પદ્મિની-કમલિની (રાત્રીનાં) તરસ્યા-તલસ્યા કરતાં હતાં, તેમને પ્રભાત થવાથી વિયોગ ભાગવાનો સમય આવેલો હતો; તદપિ કમલિનીએ ઉરમાં ભ્રમર રૂપી સ્વામી સંતાડી રાખેલો હોવાથી, કંજ-કમળ (વ્યભિચાર દોષને લીધે) રૂપી (કમલિનીનો) સ્વામી ખુશી થતો નહોતો, એટલુંજ નહિ પણ કોપાયમાન થઇ તેણે (પોતાના) કર (પાંખડિયો) ફેલાવી તે ક્રોની

તેથી ડરી કમળિ(ની) અપાર, ધીમે (ધીમે) શીર ઉંચકે;
જેમ ક્રોધી જોઇ સ્વામ, સુંદરી મન ચળે. ૭
હો ધવલ સ્વરૂપા નાર, થઇ છે ધણી વિના;
તે શિથિલને થઇ મ્લાન, જેમ જળ વિણ મીના. ૮
તેવા સરોવરની ચોપાસ, ગુલાબ લેહેરતા;
ફૂલે દિવાકરને જોઇ, ઘણા એ'ફના. ૯
ફૂલતી કળીઓ કેરા રવ, થાય ફડાફડે;
તેથી ડરતી તરૂણી અપાર, ધ્રુજે કુચ ઘટે ! ૧૦
આવી કલ્પવૃક્ષની ડાળ, આડી કંઈ અનિશે;
અશોક લોભી થઇ ધરે ચીર, રામા બરતી રીમે. ૧૧
રાયણ સેવા કરે લાવ, ફળે વધાવતી;
દાડિમ રદ ઈર્ષાએ ઉર, ચીરી બતાવતી. ૧૨
નાળિકેરી કે' તજ્ય ગર્વ, દષ્ટિ ઉર્ધ્વ કરી;

પેડે કેઃ—જેમ સહસ્ત્રરશ્મિ (કિરણ) વાળો સૂર્ય સ્વકર—પોતાનાં કિરણો ક્રોધાયમાન થઈ ધરે—ધારણ કરે તેમ લાગતું હતું. ઉપર પ્રમાણે કમળને ક્રોધાયમાન જોઈ તેની સ્ત્રી ઘણી ડરી જતી હતી. તેથી તે ધીમે ધીમે પોતાનું માથુ ઉંચકતી વખત જેમ ક્રોધાયમાન સ્વામીને જોઈ સારી સ્ત્રીનું મન ચળી જાય; અને તે જેવી દેખાય, તેવી કમલિની દેખાતી હતી. તાત્પર્ય કે તે વખતે હજાર પાંખડીનાં કમળ ખીલ્યાં હતાં, અને સૂર્યને ઉગવાની તૈયારી હોવાથી કમલિનિ બંધ થએલા ભૃંગોને મુક્ત કરી ખીલવાની શરૂઆતમાં આવેલી હતી. ૮ ધવલ સ્વરૂપાનાર—પોયણી. ધણી—ચંદ્ર. મીના—મીન—માછલી. ૯ દિવાકર—સૂર્ય. ગુલાબ સૂર્ય વિકાશી ન હોવા છતાં પ્રાતઃકાળે ઘણાંખરાં પુષ્પો ખીલે છે, તેથી 'ફૂલે દિવાકરને જોઈ' લખેલું છે. ૧૦ રવ—શબ્દ. કુચ ઘટે—ઘડા જેવડા સ્તંને—છાતીઓ, ગુલાબની ખીલતી એવી કળીઓના રવ—શબ્દથી ધ્રુજવા લાગી. ૧૧ કલ્પવૃક્ષ—આંબો. ૧૨ રદ—દાંત. દાડિમ તે સ્ત્રીના દાંત જેવા પોતાનાં બીયાં હોવાથી તેના દાંતની ઈર્ષા કરતી હોય તેમ પોતાનું પેટ ચીરી (બિયાં) બતાવતી હતી. મતલબ કે ત્યાં પક્વ થયેલાં ઘણાં દાડિમ ચીરાઈ રહ્યાં હતાં ૧૩ નાળિકેરી કે:—વળી તે સ્ત્રીને નાળિકેરી—નારીએળી કહેતી હતી કે, ઉંચી દષ્ટિ કરી તુ તારો ગર્વ છોડિ દે. કારણ કે જે તારાં બે સ્તન છે, અને તેનોજ તુ ગર્વ કરેછે, પરતુ

મુજ રૂપ શાં છે હું પાસ, (અનેક) જો તું ચિત્ત ધરી. ૧૩
એ આદિ વર તનુ અનેક, તે વન રાજતાં;
ગયાં રંભા રાણી ત્યાં, સ્વરૂપે સાજતાં. ૧૪
જોઇ પર્ણકુટી પાવન, બાળા અધર ડસે;
દ્રાક્ષ-વેલિયે વિંટ્યા અશોક, તેથી ક્રોધ વસે. ૧૫
અન્ય લતાએ આશ્રય લીધ, તેણે રૂડી લસે;
રંભા ઈર્ષાએ કાઢી ચક્ષ, તોડી (તેનાં) તનુ કસે. ૧૬
મધુમાલતી મા'લતી તહિં, સહકારને વળગી;
લુમે ઝુમે લુમખાંય, થાયે (પતિથી) નવ અળગી. ૧૭
એ વિધે (દંપતિયે) નારી કરી, ઋષીશ્વર રહેવા;
તે મઢી મઢુલી સુગને, ન કો સમર્થ કહેવા. ૧૮
આશ પાશે પ્રડી જ્યાંય, સ્ફટિકની શીળા;
તે પર ફોડ્યાં ફળ અવધ્ય, નિરખંતી ગહિલા. ૧૯
જોઇ રૂપ ચકિત થાય, પર્ણકુટીનાં પક્ષી;
પરભૃત કલ ઉચ્ચરી ઘણું, (કર્યો) ગુંજા રવ મદ મક્ષી. ૨૦
ભૃંગ ભૃંગી મદમસ્તે, ભં ભં શબ્દ ભાખે;
સારિકા શાણી ટૌકે ત્યાં, વળી વળી ક્રોધ દાખે. ૨૧
ખબડદાર જાતું નહિ, કીર કંચુકી ભણુતા !
ગત•મયૂર નૃત્યને મૂકી, જાય ડગલાં ગણુતા. ૨૨

---

• મારી પાસે તો જો તું ચિત્ત ધરીને જોઈશ તો એવાં અનેક છે. તાત્પર્ય કે ત્યાં નારીએરીએ ઘણાં નારિયળ લાગેલાં હતાં. ૧૪ એ આદિ ઇ:— એ વગર સારાં શરીર જેવાં શોભાયમાન ઘણાં વૃક્ષો દીપી રહ્યાં હતાં. ૧૬ તેણે—તેણે તે (લતા) રૂડી લસે—શોભતી હતી. કસે—ખેંચે. ૧૮ એ વિધિ—ઉપર જણાવેલી રીતે લતાઓએ અને વૃક્ષોએ એક મઢી (પર્ણકુટી) રૂપી સ્ત્રીને સુગન-પુષ્પોવડે મઢી—આચ્છાદિ લીધી હતી. તેની શોભાનું વર્ણન કરવાને કોઇ પણ સમર્થ નહોતું. મતલબ કે ઋષિજીની પર્ણકુટી લતાઓ અને પુષ્પોથી ઢંકાએલી હતી. ૧૯ સ્ફટિક—એક જાતનો મણિ. અવધ્ય—ન ફોડવા લાયક. ૨૦ પરભૃત—કોયલ. કલ—અસ્પષ્ટ. ૨૧ ભૃંગ ભૃંગી—ભમરો ભમરી. ભં ભં-તેમનો ગુંજારવનાદ. ૨૨ કંચુકી—ચોબદાર.

હેમ દાવશી આવંત, અવળાને.સવળી;
ત્યાં ચક્રવાકી તજી પ્રીત, કહેતી રે'ની ખળી. ૨૩
આવે ધાતો ત્યાં ચક્રવાક, (જે) ત્વરિત ગતિયો;
મોટો કપિવર આવી આડ, કરે ગત ગતિયો. ૨૪
માતંગ મૂકી જળ ખેપ, આવી ઉભા રહ્યા;
ગલિત મદે સુવાસીત દેહ, તેણે ગદ સહ્યા. ૨૫
વારવા આવ્યાં પ્રાણી જેહ, તે સો મો' પામ્યાં;
રૂપ જોઈ રસાળુ રમ્ય, મન માંહી વિરામ્યાં. ૨૬
બાળી પેઠી બળશુ ત્યાંય, લતા અરૂપરૂ તોડી;
મંદિર(માં) ગઇ ગાનીતી નાર, મર્દતરૂ માન મોડી. ૨૭

વલણ.

મોડી મર્દતરૂ માન ગાનની, ગઈ જ્યાં મુનિ વાસરે;
અજ્ઞાત નાયક તણી ગતિ તો, કહે કવિનો દાસરે. ૨૮

## કડવુ' ૧૪ મું' રાગ સામેરીની ચાલ લેહેકતી.

ગઇ બાળા મંદિરમાં મા'લતી રે, વર તનુ તાપસ બાળતી રે;
પ્રાતઃકર્મ કરંતો મહામુનિ રે, આવી વાચા અવિચ્છિન્ન તે સુણી રે. ૧
જોઇ રૂપ રમા રસમાતી રે, થઇ કામાતુર લજ્જાતી રે;
જટાજૂટ શકર શીર રાજે રે, શૃંગ જટાશું અધિક્ વિરાજે રે. ૨
શ્યામ કેશ કલાપને જોઇ રે, વગંગી વનિતા મોહી રે;
વિશાળ ભાગમાં ત્રિપુણ્ડ્ર તાણ્યુ રે, મધ્યે શૃગ શશિજ્યોત માન્યુ રે! ૩
ભ્રુવ શરાસનની તોલે રે, (માંહી) ભર્યાં દૃષ્ટિ-શર અમોલે રે;
રૂડી અણીઆળી છે આંખી રે, તે કયમ જાય હુંથી ભાંખી રે. ૪
નાસિકા શું તેજની ધાર રે, અધર પ્રવાળી અવિધાર રે;

---

૨૪ કપિવર-મોટો વાનર. ૨૫ ગલિત—ગળેલો. બહાર નીકળી રેલા ઉતરેલા તે. ૨૭ મર્દતરૂ—પુરૂષના નામવાળાં જે તરૂ આડાં આવતાં હતાં તેમનું માન મૂકાવી (તેને ભાંગી નાખી) તે સ્ત્રી મુનિના મંદિરમાં ગઈ. ૨૮ અજ્ઞાત નાયક—કામશાસ્ત્રના ભેદ નહિ જાણનાર એવો અજાણ્યું નાયકઃ— (ઋષ્યશૃંગ.) ૨ જટાજૂટ—જટાનો બનાવેલો જે મુકુટ રૂપ આકારતે ૩ શશિજ્યોત માન્યુ—ત્રણ શેરનુ તિલક કરેલું હતું તેની વચ્ચે જે શીંગડુ હતું તે ચંદ્રમાની જ્યોત જેવુ જણાતું હતું.

નિરંતર તપશીને પાડના લપશી રે, પામ જઇ આર્નિંગી ચપશી રે ૧૨
ભાખી ગમા રસાઉ રમીવી રે, (આશ્રમ) પાસ તપશી વાડી ખીલી રે,
કંદ ફળ મૂળ થાય છે વાડ રે, પામો હર્ષ આ સ્થળ વિચારૂ રે ૧૩
આવી દર્શને ઋષિ ભગવાન રે, થાતુ વિઘ્નનારવાનુ અભિમાન રે;
તપ કેરી વૃદ્ધિ ભાખો રે તમ જનમની આભા દાખો રે. ૧૪
તમો પ્રિય કરો છો તેનુ રે, વેદાભ્યાસી વપુ વર જેનુ રે,
તમો તેવા થયા વેદપાઠી રે, એમ પૂછતા રસના ગાઢી રે ૧૫
જોઈ રૂપને લાગી લગ્નિ રે, અનાયાસે જાગો કામ અગ્નિ રે;
બોલ્યા ઋષિવર આગે લાગી રે, તમો કાંતિવાન સોહાગી રે ૧૬
આજે નમન ઘટે મુનિ અમને રે, અર્ઘ્ય પાદ્ય આપ્યુ જોઈએ તમને. રે,
મૃગચર્મ પર કુશાસન કીધુ રે, બેમો બેસોજી કહી માન દીધુ રે ૧૭
(હુંય) કરજોડી પૂછે ઋષિ સારો રે, મમ પ્રશ્ન તમો ઉર ધારો રે,
કહ્યુ પિતાએ મુને પે'લુ રે, કરવુ મહતનુ પૂજન વે'લુ રે ૧૮
એમ કહી વર્ણવ્યા મુનિ મોટા રે, તેથી અધિક્ કેમ કહુ જોટા રે,
કહો આશ્રમ કયા તમારૂ રે, અભિધાન આપે શુ ધાર્યું રે ૧૯
બ્રહ્મચારી જાણુ તમાને ભાણુ રે, કહો વ્રત ધાર્યાનુ પ્રમાણુ રે,
જીતેંદ્રિય છતા વર વાન રે, (છે) શોભિત શરીર સૂર્ય સમાન રે. ૨૦
રો હૃદે ઊગ્યુ મુજથી ઘણુ રે, જટાકલાપ શ્યમ કરી વરણુ રે,
મમ પિતાશુ રૂડુ ભાળ રે, તદપિ શોભાએ અધિક્ રસાળ રે. ૨૧
ધર્યું વલ્કલ જે ઋષિ તમે રે, તેનું વર્ણન થાય ન અમે રે,
તમ તનમાથી આવે જે વાસ રે, મુજ ભસ્મ (એવો) ન કરે પ્રકાશ રે. ૨૨
પૂછુ ધર્મ ક્રિયા ને ગોત્ર મેણુ રે ગુરૂ કવણ ધર્યું કયુ પોણુ રે,

---

૧૪ આભા–કાન્તિ ૧૬ લગ્નિ—પ્રીતિ ૧૭ કુશાસન–ડાભનુ આસન ૧૮–૧૯ કહ્યુ છે—મારા પિતાએ કહ્યુ છે કે મહત્—કોઇ મોટા ઋષિ આવે તેનું સત્વર પૂજન કરવુ અને એવુ કહી તેવા મોટા ઋષિ ઓળખવાની નિશાની મને બતાવેલી છે, તેના કરતા પણ તમે અધિક્ છો એટલે તમે તેમની જોડના હશો એમ હુ કેમ કહી શકુ ૨૨ તમ ઈ—તમારા શરીરમાથી જેવી વાસ આવે છે તેવી સુવાસ મારે શરીરે લગાવેલી ભસ્મ કેમ પ્રકાશ—પ્રકટ કરી શકતી નથી?

એવા વિચિત્ર વેણને સુણી રે, સ્મિત કરતા છતા તે ધૂણી રે ૨૩
તદપિ બોલી વિવેક લાવી રે, મુનિ લીધા લાવણ્યે લપટાવી રે,
કે'તી સુણ વિભાંડક તન રે, છે આશ્રમ મારો ધન્ય રે ૨૪
કામિની કુચનું ગિરિશૃંગ દર્શે રે જ્યાં નયન તણા શર વર્ષે રે,
તે પૂછે છે મમ ધામ રે, છય જોજન અહીંથી સ્વામ રે ૨૫
ત્યાં છે નિવાસ મારો નિત્યે રે, અન્ય ઋષિ છે ત્યાં અમિતે રે,
મારો ધર્મ એવો મહારાજ રે, અમો સર્વને નમુ સુખસાજ રે. ૨૬
કો અમને નમે તેને ત્યાગુ રે, તેવાથી શત જોજન ભાગું રે,
અમો નવ લઇએ ફળ મૂળ કોના રે, અર્ધ્ય પાદ્યને માનુ, વગોણા રે ૨૭
નમસ્કાર તમથી (હુને) ન કરાય રે, કદી કરીએ તો અમથી થાય રે,
અધિમાર નમા વિણ અમો રે, એક આલિંગવાનો તમને રે ૨૮
એવી વાણી રસાળી સુણી રે, હાજી હાજી કરી બોલ્યા મુનિ રે,
જો મમાશ્રમ પધાર્યા રાજ રે, તો મુજ આતિથ્યનુ કરો કાજ રે ૨૯
ઉત્તમોત્તમ ફળ અમો આપુ રે, ભલ્લાતક આમળી છગોળી કાપુ રે,
વળિ ધામણી પીપર કેરા ફળ રે જે ખાધે વાધે મુનિ બળ રે ૩૦
ગ્રહણ કરી તેનુ દિવ્ય દેવ રે, કરો મારૂ પ્રિય તજી અહમેવ રે,
સોમશ કે' સુણો ધર્મના ધામ રે, આપ્યા ફળ મુનિયે ઉદ્દામ રે ૩૧
તેનો ત્યાગ કરી વર વેસ્યા રે, કાઢ્યા અન્ય જે અંતર પ્રવેસ્યા રે,
ચંદ્રબિંબ શા ખાજા ઘેબર રે, કળી જલેબી પેંડા શું જેવર રે ૩૨
સૂત્રફેણી મોતીચૂર સારા રે, કણમઇ સાકરિયા અવિધાર્યા રે,
એ વિધ બત્રીશ જાતની સુખડી રે, જેથી ભાગે ભવની ભૂખડી રે ૩૩
એવા એકથી એક અનુત્તમ રે, કાઢી આપ્યા રીઝે ઋષિ જયમ રે,
ભરી થાળ સુવર્ણે બોની રે, ઋષિ લ્યો મુજ ફળ કહી ડોલી રે ૩૪
કહે શૃંગી મુનિ એ અન્યા' રે, અત્રે આ'ર તમારો ન ધન્યા રે,
એ શાસ્ત્રથી છે અવિરોધી રે, જો સત્ય હોય તો આપો શોધી રે ૩૫

૨૩ સ્મિત—ધીમેથી હસવુ તે સ્મિત કરતી વખત ધૂણાતુ નથી, પરંતુ આ સ્ત્રીએ આવેલુ અટ્ટહાસ્ય દબાવી રાખી સ્મિત કરેલુ માટે તે સ્મિત કરતા, ધૂણી એમ વર્ણવેલુ છે ૩૧ ધર્મના ધામ—પાડવો ૩૨ અંતર પ્રવેસ્યા—પાસે રાખેલા હતા તે અગર મુનિના મનમાં પેઠા, એવો ભાવ. પેંડા શું જેવર—જેવરના આકારના કે તેવી શોભા ।। પેંડા ૩૪ અનુત્તમ — ચઢતા. ૩૫ અત્રે-મારે ત્યા તમારો આહાર કરવો એ ખાત્રબર નથી.

એમ કહી કાઢયાં પુસ્તક પાનાં રે, કે' તે કરો શે એવડાં વાનાં રે;
જો ભક્ષણ મારૂ નવ ગ્રહો રે, જાઉં અમો સુખી તમો રહો રે. ૩૬
ઋષિએ જાણ્યું દુભાયા ઇશ રે, મુજ વચને ચઢી હશે રીસ રે;
તેને નમન કરી બોલ્યા બાળ રે, મહારાજ ! લેઉ ફળ અમો રસાળ રે. ૩૭
રખે દુભાવો તમો દાતા રે, એમ બોલી ફળ ઋષિ ખાતા રે;
નહિ જન્મમાં જે દીઠાં રે, કોહાં બોરાં મીઠામાં મીઠાં રે ૩૮
તેણે સારી સુખડી ચાખી રે, તેની ગાઢા કયમ જાય ભાખી રે;
વાહવા મુનિ ફળ બહુ સારાં રે, તમને કેમ ભાવે આ આકારા રે. ૩૯
કહો તમો નિત્ય આવાં ફળ ખાઓ રે, બોલો બોલો શે લજ્જાઓ રે;
નારી કે' ઉત્તમ ફળનો આ'ર રે, એથી શત ઘણો કરૂ સાર રે. ૪૦
જોઇએ તો આવજો મારે ધામ રે, એવાં ઘણા ફળ અરપું સ્વામ રે;
એમ વાતો કરતા વિપ્ર જમે રે, થાય તૃપ્ત તે કર્યા ન કયમે રે. ૪૧
હતું થાળમાં તે આરોગી રે, (ઉદરે) હસ્ત ફેરવી હર્ષ્યા જોગી રે;
એવે સુંદરીએ કાઢયાં તબોળ રે, આપ્યાં ઋષિને કરી રંગરોળ રે. ૪૨
સુગંધી સુમનો આપ્યાં અનેક રે, પદાર્થ પેયના સવિવેક રે;
અન્ય સ્વાદિષ્ટ મુખવાસ દીધા રે, તે ઋષિવરે આનંદે લીધા રે. ૪૩
વિચિત્ર વસ્ત્રને અગના લેપ રે, આપી સફળ કરી સ્વ ખેપ રે;
તાપસ ગ્રહણ કરી આનંદ્યા રે, અટ્ટહાસ્ય કરી મુનીશ્વર વધ્યા રે. ૪૪
ત્યારે બાળીએ કદુક કાઢયો રે, ઋષિ અગ પર હાસ્યમાં તાડયો રે,
વળી ઉછાળી તેને ઝીલ્યો રે, દેખાડયો હૃદયકંજ સ્થળ ખીલ્યો રે. ૪૫
અવળી સવળ નાખી દડો લેવા રે, દોડી કે મુનિ દોડ્યા એ'વારે;
એમ અન્યોન્યે કદુક ઉછાળે રે, તેત્રીશ કોટિ ટગમગ ભાળે રે. ૪૬
એવે બાળીએ બળ અતિ કીધુ રે, તેથી કારજ તેનુ સીધ્યુ રે,
ફળયુત વેની નમે ત્યમ નમતી રે, જઈ આલિંગી મુનિને ગમતી રે. ૪૭

---

૩૮ કોહાં ઇઃ-ઋષિએ જે ફળ જોયા હતાં તે મધ્યે મીઠામાં મીઠા કોક અને બોરાં હતા. ૩૯ આ આકારાં–આ મારાં નઠારાં ફળ. ૪૩ સુમનો—પુષ્પો. પેયના—પીવાના. ૪૪ સ્વખેપ—પોતે જે માટે ખેપ કરીને આવી હતી તે ધારણા. અટ્ટહાસ્ય—આડા પડી જઇ મોટેથી હસવું તે. ૪૫ કદુક—દડો. દેખાડયો ઇઃ—હૃદય રૂપ કમળનું સ્થળ જે કુચમંડળ તે પ્રફુલ્લિત થયેલું છે એમ સૂચવીને, દડો ઉછાળતી વખતે મોહલેખાએ દેખાડી આપ્યું.

કુચ સ્પર્શે આનંદ થયો દુણો રે, અટાટ્ટહાસ્ય કરી મુનિ ધૂણ્યો રે;
વળી મદોન્મત્ત ગાનની દોડી રે, અશોકાદિક (વૃક્ષ) ન નાખે તોડી રે. ૪૮
(તેવાં) માલ્યરક્ષ ન નમવા દેતી રે, ચિત્ત તાપસનું ચોરી લેતી રે;
આખરે જોયા ઋષિ મહારાય રે, તદ્રૂપ કામ તણે લુબ્ધ કાય રે. ૪૯
તદપિ વારંવાર આલિંગી રે, દાબી પાડી ઉઠાડી શૃંગી રે;
બોલી વર તનુ વાગા સુખે રે, અમો જાઉં તમો રહો સુખે રે. ૫૦
(થયો) અગ્નિ હોમ તણો મહાકાળ રે, (એમ) કહી જોતી જોતી ચાલી બાળ રે;
લોગશ કહે સુણો પાંડુકુમાર રે, (હવે) કહું શૃંગી ઋષિના વિચાર રે. ૫૧

વલણ.

વિચાર કહું શૃંગી તણા, જે થયા કામાતુર રે;
બ્રહ્મચર્ય ભૂલી ગયા, મુનિ માંય ચોટ્યું ઉર રે. ૫૨

કડવું ૧૫ મું રાગ મેવાડો.

મદોન્મત્ત થઈ ગયો હો, ઋષિનો બાળકો;
વ્યગ્ર ચિત્ત સો ગયું હો, થયા તેના હાલકો ? ૧
લાગી લલનામાં લગ્ન હો, નિશ્વાસને મૂકે;
ગયો ગયો બાખો હો, ધ્યાન તેનું નવ ચૂકે. ૨
ક્વાસિ ક્વાસિ કરી કૂટે હો, બાળ પોતા તણું;
મુનિ શે સંતાયા હો, મુને દુઃખ દેવા ઘણું. ૩
એમ વિલપતાં વિતી હો, ઘડી દ્વય તો તહીં;
એવે ઋષિ આવ્યા હો, વિભાંડક તો સહી. ૪
જેનાં સિંહ સરખાં હો, પીળાં નેત્ર વર દીસે;
(પચ) કેસ નખ મોટા હો, જોઇ જોઈ મન હીસે. ૫
વેદાભ્યાસી પૂરા હો, સમાધિસ્થ જે રહેલા;
મહા ઋષિ મોટા હો, કશ્યપ પુત્ર જે કહેલા. ૬
તે તો આવ્યા આશ્રમે હો, સ્વર્ગથી કામ મૂકી;
પડ્યો વેહેમ તેથી હો, આવ્યા ઋષિશ્વર ઢુંઢી. ૭

---

૪૮ દુણો—બમણો. અટાટ્ટહાસ્ય—અટ્ટહાસ્યથી પણ અધિક હાસ્ય તે. ૪૯ માલ્યવૃક્ષ—ફૂલનાં ઝાડ. ૫૦ દાબી પાડી—પોતાના શરીરના ભારવડે શૃંગીને દાબી પાડી નાખ્યા, અનેવળી પાછા તેમને ઉઠાડ્યા ઇ. ૫૨ મુનિ માંય—મોહલે ખાસ મુનિમાં. ૧ હાલકો—કેવા હાલ. ૩ ક્વાસિ ક્વાસિ—તું ક્યાં છે તું ક્યાં છે.

જોયો સ્વઆત્મજ હો, વિકળ વિહ્વળ થયેલો,
વિચારગ્રસ્ત ચિત્તભ્રમ હો, જેનો દાંત સૌ ગયેલો ૮
મુહુમુહુ મૂકે હો, (તે) નિશ્વાસ મુનિ મોંગી,
ઉંચી દૃષ્ટિ રાખે હો, જેનો અન્ય નહિ જોટો ૯
વિતનુવ્યાધિ લાગ્યો હો, મોહે મન લુબ્ધ કીધુ,
જ્યમ ભૂત ભમાવે હો, ત્યમ શૃંગી ચિત્ત લીધુ ૧૦
એ દ્રુપ શત્રુએ હો, નિરખ્યા ઋષિ ક્રોધે ભર્યા,
ગભરાઇ નાઠા હો, તેથી તનુ તાપ ધર્યા , ૧૧
ઋષીશ્વર બોલ્યા હો, કયમ છુ બેબાકળો?
પુત્ર આરૂપરૂ જોતો હો, ક્યમ દીસે આકળો? ૧૨
હોમ કરવાના સાહિત્ય હો, કયમ સજ્જ કર્યા નથી?
અરણિ નવ દેખુ હો, શે તેને મથી નથી? ૧૩
તુ ને હોમ કીધો હો, હુને અતિ ભ્રમ થાયે,
સ્રુક્ તથા સ્રુવા હો, નિર્મળ નવ લેવાયે ૧૪
પંચગવ્ય હોમનું હો, રાખેલુ નવ દીસે,
વાછરડો છોડ્યો હો, જેને સુરભી જોઈ હીસે ૧૫
જવ તલ નવ દેખુ હો, પુષ્પછાબ ભાળુ નહીં,
ચંદન ધૂપ દીપને હો, તેં તો નાખ્યા કહીં ૧૬
ઓનો ઓનો બાળા હો, કયમ ચિત્તભ્રમિ હુવા,
પૂર્વે શા નવ નિર્ખુ હો, તમે હુને દશા જૂઆ ૧૭
અધિકાધિક ચિંતામા હો, થાતો હુને શુ લાગે,
ચેતના ગઇ તારી હો, હવે કર દેઉ ભાગ્યે ૧૮

૮ આત્મજ—છોકરો વિચારગ્રસ્ત—વિચારમા લુબ્ધ—સપડાયલો દાંત-ઇંદ્રિય દમન કરેલો ૯ મુહુર્મુહુ—વારવાર ૧૦ વિતનુ–વ્યાધિ–કામ રૂપી રોગ ૧૩ અરણિ– એક જાતનુ ઝાડ–એના લાકડાને એક બીજા સાથે ઘસ્યાથી અગ્નિ પેદા થાય છે ૧૪ સ્રુક્–તથા સ્રુવા–એ બને હોમના ખપમા આવતા વાસણો છે ૧૫ પંચગવ્ય-ગાયથી ઉત્પન્ન થયેલા પાંચ વાના દૂધ, દહી, ઘી, મૂતર ને છાણ વાછરડો–વાછરડો છોડી મૂક્યોઉ અને તેથી સુરભી-ગાય હિસારવ કરે છે, તો તેને વખત વગર કેમ છોડી મૂક્યો છે? ૧૭ જૂઆ—જૂદા

દીનત્વરૂપ આણું હો, બોલો બેલો બરદાળા;
અહીં કોઈ આવ્યું હો, કહો કહો વ્રતવાળા. ૧૯
કો પુરુષ અહીં આવ્યો હો, વાલેશરી કહી દાખો;
અધીરપણું ટાળો હો, જે હોગે તે ભાખો. ૨૦

વલણ.

ભાખો જે હોય તે મુજને, સુણવા તલપે તન રે;
વિપ્ર પ્રેમાનંદ વર્ણવે તે, ધરો શ્રોતા મન રે. ૨૧

કડવું ૧૬ મું રાગ સામેરી.

ઋશ્યશૃંગે હર્ષે ઉચ્ચર્યો, સુણો તાતજી રે;
કહું સંશય પડિયો જેહ, સાંભળો વાતજી રે. ૧
અત્રે આવ્યો જટા જૂટવાન, જોગી એકલો રે;
(તે) નહિ ઉંચો નીચો સમાન, મનસ્વી દીસે ભલો રે. ૨
જેનું વાન તો કનકાકાર, ચંપક નવ ભજે રે;
જેનાં મોટાં સુંદર નેત્ર, કાળકને સજે રે. ૩
શોભે અસુર સુરની માંય, (તો) માનવ ક્યમ કહું રે;
(જે) રમ્ય રૂપ ધરે વર વાન, સૂર્ય ઝાંખો લહું રે. ૪
કર્પૂરગૌર શો ઉજવળ દેહ, શરદ-શશિ લાજતો રે;
જેની જટા કેરો કલાપ, બાંધ્યો રૂડો રાજતો રે. ૫
જેવી મારી જટાની રજ્જુ, જનકજી છે સહી રે;
(તેથી) શ્યામ લંબ સુગંધે યુક્ત, સુવર્ણ શી લહી રે. ૬
તેણે બાંધી જટા વિચિત્ર, માંહી ઝુમખાં રે;
કાંઈક નાનાવિધના દ્વિજ, લેતા લુમખાં રે. ૭
વર ગળસ્થળની માંય, માળા તો હતી રે;
દર્ગે તુલસીસ્થળ શી તેહ, હૈયે બાંધી છતી રે. ૮

---

૩ જેનું ૦:—જેનું શરીર સોનાના આકારનું (રંગનું) હતું, એટલુંજ નહીં પણ તેની શોભાની બરાબરી ચંપો પણ કરી શકતો નહોતો. કાળક—કાળાશ. ૫ કર્પૂરગૌર—મહાદેવ. ૬ રજ્જુ—દોરી. જનકજી—પિતાજી. મારી જટાની દોરી છે તેના કરતાં કાળી, (લંબ) લાંબી, સુગંધવાળી અને સોનાજેવી તેની જટાની દોરી હતી. ૭ દ્વિજ—પક્ષી. મયૂરાકારનો ગોફણો વગેરે. ૮ તુલસીસ્થળ શી—તુલસીક્યારા જેવી. શૃંગીએ બીજું કંઇ નહિ નિહા-

તેં મમથ દેણાતી માળ, શું ચમકી વિજળી રે,
આધું નીતો ધર્યો આમર, દૂધ કરમા ગળી રે ૯
સુણો સુણે પિતા મારા પ્રાણ, હતુ એક સ્થાન તુ રે,
તેના વક્ષસ્થળની માય, મુને જેતુ હતુ રે ૧૦
તેણે ધર્યો નીતો શણગાર, તે ઓડતી બાધતી રે,
માહી પિંડ મનોહર બેય, લઈ લઇ સાધતી રે ૧૧
હે તાતજી ! તે વર પિંડ, બહુ સારા દીસે રે '
ગહિત રૂવાળીએ શોભાય, કર મૂક્યો લસે રે !! ૧૨
વળી તે બ્રહ્મચારી ભગવાન, કેરી કટિ કહુ રે,
નાભિ સહિત ઝીણી સાર, (જેવી) મારી નવ લહુ રે ૧૩
તે કારણ એ' સુજાણ, મધ્ય આતર રહ્યુ રે !
શોભે વસ્ત્રમા મેખળા જોડ, તે જોડશે કહ્યુ રે ૧૪
તે હતી ચપક આકાર, પીળી વાજની રે,
તેવી નથી મારી ક્યમ નાથ, કહોજી સાજતી રે ૧૫
મુનિ તેની પદાગુલિ માય, દે રમ્ય દીપતા રે;
રૂમ ઝુમ ઝુમ શો રવ થાય, જેમા મન લીપતા રે ૧૬
તેના હસ્તમા મારા બાપ, દૂધ ત્રય શોભતા રે,
મુજ બેરખાથી અનુપ, જોઇ મન લોભતા રે ૧૭
વળી તે બ્રહ્મચારી મહંત, જન ક્રિડા કરે રે,
(તન) હસ્ત પદના ધર્યા શણગાર, ચિત્ત મારૂ હરે રે ૧૮
લાગે મદોન્મત્ત કનહંસ, તડાગે રવ જશો રે,
તેવો બાપજીનો સુણ્યો શબ્દ, કહી ખડ ખડ હસ્યો રે ૧૯

---

જેતુ હોવાથી મુખને તુનસીના રોપા જેતુ અને મગરથળના નીચલા ભાગને તુલસીક્યારા જેવુ, ધારી આની ઉપમા આપેલી હશે ૯ આધું નીતો આકાર—ચોળી ૧૧ પિંડ—સ્તન ૧૨ લસે—ચપતી જાય અગર શોભે ૧૩ વળી ઈ—વળી એ બ્રહ્મચારીની (મોહનેખાની) કુરી સહિત જેવી કેડ પાતળી હતી, તેવી મારી મને જણાતી નથી, ૧૪ અતર—ભેદ જોડશે કહ્યુ—કહેવુ પડશે ૧૫ તે—મેખળા—કદોરો ૧૬ દે રમ્ય એટલે બે નુપૂર લીપતા—લેપાતા—ખૂતતા ૧૭ દૂધ ત્રય—ચૂડી કકણ વગેરે ૧૮-૧૯-તે બ્રહ્મચારી જ્યારે ક્રિડા કરતો હતો ત્યારે તેણે હાથે પગે પહેરેલા ઝનકારો મારા ચિત્તને હરણ

સુણો સુણો પિતા તમે આજ, કહુ એક વારતા રે,
તેના વસ્ત્રની શોભા અપાર, રણે નૂપ ધારતા રે । ૨૦
જૂઓ જનક તેનુ મુખ, તે પણ અતિ ભલુ રે,
અ ભુત મનોહર રમ્ય, ચિત્ત મારૂ ચળ્યુ રે ૨૧
સારૂ થયુ તમો નવ તાત નહિતો લોભતા રે ।
(તેનુ) ચિત્તાકર્ષ ચારૂ વદન, જોઈ નવ થોભતા રે । ૨૨
શુ કહુ વળી વળી આજ, તેની વાણી રે,
હારે કોકિલાનો સાજ, એવો સ્વર માણીને રે ૨૩
તે સ્વરે હર્યું મમ ચિત્ત, અતિ વ્યાકુળ રે,
સ્મરણે તાપ પામે ઘણું ત । થાયે બહુ આકુળ રે ૨૪
તમે ધ્યાન ધરી સુણો સવ કહુ પિતુ આદરા રે,
તેનુ સેવેલુ વાયુએ વાન કર્યુ મમ (ખાઈ) તાહરા રે ૨૫
વર વામ આવે સુખદાઈ, તેથી લાગતુ રે,
વૈશાખ વાયુ સ્પર્શ્યું વન મન અનુરાગતુ રે ૨૬
તેના લલાટ કેરી પાસ, હૃદય ભાગે રહી રે,
સારી સરખી સુવાસિત તેહ, કઇ વિખરઈ ગઈ રે ૨૭
તેના ચક્રાક શા બે કર્ણ, ભિન્નતા નવ લહે રે,
પૃષ્ટ ભાગે ગયા શોભે રમ્ય (તે) મન મારૂ નવ કહે રે ૨૮
હે પિતા સુણો એક વાત, ઘણી છે કામની રે,

---

કરતા હતા અને તેનો રવ પણ તડાગ તળાવ કિનારે મદોન્મત્ત કલહસના ઉચ્ચરાતા શબ્દ જેવો થતો હતો અને તેના બાપણુ અવાજનો શબ્દ મ સુણતો કહી ખડખડ હસવા લાગ્યો ૨૨ સારૂ ઇ સારૂ થયુ કે હે તાતા તમે અહીં નહોતા, નહીં તો તમે પણ લોભાત । અને તેનુ ચિત્ત મોહે એવુ રૂપાળુ વદન જોઈ મે હને વશ થયા વગર રહેત નહીં ૨૩ માણીને ભોગવીને, એના જેવો સ્વર કાઢીને ૨૫-૨૬ તુમે કંઈ-હે મારા પિતા ! તમે ધ્યાન ધરીને બધુ સાભળો તેના વાયુએ સેવેલુ શરીર તમારા સગપણથી કહુ છુ કે ઘણુ સુવાસિત લાગતુ હતુ અને જેમ વૈશાખના વાયુએ સ્પર્શ કરેલુ વન મનના અનુરાગ (પ્રીતિ)ને વધારે તેમ વધારતુ હતુ ૨૭ હૃદય ને ભાગે રહેતી એવી જે લલાટ પાસેની ભમરો તે ૨૮ તેના બે કાન ચક્રાકની જોડી જેવા સરખા અને વદનના ભાગથી પાછળ ગયેલા, શોભાયમાન હતા, તેને મારૂ મન પણ કહી શકે તેમ નથી એટલે હું તેનુ વર્ણન કરી શકુ એમ નથી

(તે) બ્રહ્મચારી લાવ્યો એક ફળ, શોભા કહુ નામની રે. ૨૯
તે દડો દડો કરતો ઉચ્ચાર, ઉંચી નાખીને રે;
વારંવાર પડે ચઢે બોમ, ગ્રહે કંઇ ભાખીને રે. ૩૦
પડે તદપિ ગ્રહે દ્વય હસ્ત, વળી ઉછાળતો રે,
આકાશે ખાળે કદુક બોમ, વળી મુને ભાળતો રે ૩૧
તેથી શોભે તેનુ શરીર, તે ક્યમ કહી શકુ રે;
કદળી કંપ્યાનુ મ્રુ દષ્ટાંત, તદપિ ઠરે બકું રે. ૩૨
(તે) ઉછળતે ફળે થયુ મન, ઉભયનુ તે કહુ રે;
સુરગણ પુત્રે આસક્તિમાન, ત્યમ બંધન સહ્યુ રે ૩૩
હાં! હા! ભૂલ્યો કહુ ભગવાન, એક તેણે કર્યું રે;
તેનુ વસ્ત્ર વિનાનુ શરીર, જોઈ મુજ મન ઠર્યું રે. ૩૪
એવે આવી તેણે મારા બાપ, શરીર સાહી દીધુ રે,
કે'તી આલિંગન તેનુ નામ, જેણે મારૂ મન લીધુ રે! ૩૫
કહોજી કહોજી પિતા મહારાજ, તેનો અર્થ શો હશે રે!
સાઇ શબ્દ સુણ્યો નહિ કાન, તેથી મારૂ શુ થશે રે!! ૩૬
તેણે જટા ધરી એક પાણુ, મારી મહાગતિ કરી, રે,
(મુજ) મુખ નમન કરી મહારાજ, સ્પર્શ્યું (તેનુ) ચિત્ત ધરીરે! ૩૭
તેમ કરતા કર્યો ઉચ્ચાર, જે નવ કહી શકુ રે,
(પણ) વત્સ પયપાને રત હોય, તે તાદૃશ્ય ઝકુ રે! ૩૮

---

૨૯ નામની–તે ફળના નામની. ૩૦ પડે ચઢે—તે દડાને ઉછાળવાથી તે નીચે ઉચે જતો હતો. તે કંઇ ભાખીને એટલે ગાયન કરતા કરતા દડો ઉછાળતી હતી. ૩૨ તેથી ઇ—એવી રીતની ક્રિડા કરતા તેનું શરીર શોભાતુ હતું, તે હુ કેમ કહી શકુ? જો કંપતી એવી કેળનું દષ્ટાંત આપુ તો પણું બકુ—વૃથા બકવાદ કરેલ્યુ ગણ ઠરે' અર્થાત્ તે વાયુવડે કંપની કેળ કરતા પણ ક્રિડા કરતી વખત વધારે સારી દેખાતી હતી ૩૩ તેઉ—તે ઉછળતા ફળે-દડે-દડાવડે જે ઉભય-(મારૂ અને એનુ) બેજણનું મન જેવુ થયુ તે કહુ છુ, જેમ દેવતાનો સમૂહ છોકરામા આસક્તિમાન હોયછે, (તેમને થતા નથી માટે) તેમ અમોએ (પ્રેમનુ) બંધન સહ્યુ–સહન કર્યું હતુ! ૩૬ સાઇ–આલિંગન. ૩૮ તેમ કરતાઈ—ચુંબનકરતા જે શબ્દ થયો તે કહી શકાય તેમ નથી. પરતુ ધાવતી વખતે વત્સ–વાછરડો

તેના તાપે તપી ઉકળ્યું તન, દુઃખ સહેતું નથી રે. ૫૦
ઇચ્છુ માન માગી મહારાજ, આપિયે સુજનને રે;
હું મણું ઉતાવળે આજ, તો પડે સુજને રે. ૫૧
કે વસાવો મારી પાસ, તે મોઘા પ્રભને રે;
નહિતો જાઉં અમો સાક્ષાત, મૂકી ધર્મ કર્મને રે. ૫૨
ધન્ય ધન્ય પિતા મહાન, તેના વ્રતને રે;
ધરે બ્રહ્મચર્યો કેરૂં માન, વળી રૂડા મતને રે. ૫૩
હું પણ કરૂ તેના જેવું તપ, તવ તમ તન ખરો રે!
મમ હૃદયે રાખું તે ધ્યાન, તજો તમે અરઅરોરે!!૫૪
બોલો બોલો તમે બિરદાળ, અમો ક્યારે જવુ રે;
તેની સાથે કરૂં તપ કાજ, એવુ ચિત્ત દઢ લહું રે. ૫૫
તમો ઉપદેશ્યું મારૂં મન, થાવુ મોટા મુનિરે;
આજ આપો આજ્ઞા કરૂં કાજ, વચન રૂડાં સુણીરે! ૫૬
કથમ ધ્યાની દીસો મન વ્યગ્ર, બોલો આપજીરે;
ટાળો પ્રકટ્યો મારો સંતાપ, સમર્થ છો આપજીરે ૫૭

વલણ.

આપ સમર્થ સંતાપ હરવા, છો મુનિ મહારાજ રે;
કરગરી કહું કારજ કીજે, સરે મનોરથ આજરે. ૫૮

કડવું ૧૭ મું રાગ ધનાશ્રી.

વિશાંક ઉચ્ચર્યા સુણ બાળજી, અતુલ્ય પ્રાક્રમી અદ્ભુત કાળજી;
ધરે દાનવ એવા રૂપ અપારેજી, વિચિત્ર દર્શી કરે નિરધારજી. ૧
ને ધારે વિઘ્ને કરવાનું કામજી, અસુર સર્વે જેહ ઉદામજી;
ધરે અનેક પ્રકારનાં રૂપજી, લુબ્ધાવે તપશીને તેહ અનુપજી. ૨
કરે ઉપાય નાના વિધનાજી, મોહ પમાડવા મન સિદ્ધનાજી;
તપશ્ચર્યા-સુખથી કરે ભ્રષ્ટજી, પાડે પરલોકથી તેવા નષ્ટજી. ૩
અંદર કુચ કરી આગળ ઊભેજી, બંધન થયે મનસ્વી ક્ષુભેજી;
આગળે મગ રૂડે, રાગેજી, કંદુકને ઉછાળે અનુરાગેજી. ૪
ઉત્તમ લોકની ઇચ્છા જેનેજી, સ્થિર મનવાળા ઇચ્છે ન તેનેજી;

---

૫૦ વિયોગજન્ય-વિયોગ ઉત્પન્ન થવાથી. ૩ નષ્ટ-નીચા. ૪ અનુ-રાગે-પ્રીતીવડે.

યાતુધાનનું સ્વરૂપ નિંદેજી, તેનું સેવન કરી નવ વંદેજી. ૫
તેનું કારણ કહું હે પુત્રજી! મુનિ ફરાં ભાગે ધરસૂત્રજી;
પાપાત્મા તે આચરણે કુડાજી, કરે વિઘ્ન તપસીને રૂડાજી. ૬
(પછે) પોતે અત્યંત હર્ષને પામેજી, વિરોધ પર જેનું ચિત્ત વિરામેજી;
(તેથી) તપશી જૂએ ન તેના સામુજી, માને આડંબર એ નકામુંજી. ૭
માટે હે તનું! સુણુ શિક્ષાયજી, જો ઈચ્છે તપની રક્ષાર્થજી;
તો તુજ પાસે આવેલા પુષ્પેજી, અશુચિ ફળ આપ્યાં મૂખેજી. ૮
એવાં પાપ રૂપ ફળ અધર્મજી, રૂડા ઈચ્છે તેને કયમજી?
પેયના જે મિષ્ટ પદાર્થજી, તે બગાડે મુનિનો સ્વાર્થજી. ૯
આ ઉજ્વળ સુગંધી માલ્યજી, મુનિ સેવન કરે ન કો કાળજી;
તુજ શું (વ્યગ્ર) મન મુનિ નવ કરતાજી, તેવાનું મન અસુર નવ હરતાજી. ૧૦
લોમશ કહે સુણો અજાત શત્રુજી, (વળિ) તમો સર્વ ધરો ચિત્ત ભ્રાતૃજી;
એ વિધે વારી પુત્ર પોતાનોજી, નારી શોધે ગયો દ્વિજ માનોજી. ૧૧
ફર્યો ત્રય અહર્નિશ વન ગહનજી, શોધ લાગી ન તે સ્ત્રીજનજી;
આવ્યા આશ્રમ પોતા કેરેજી, તોય અરૂપર નારી હેરેજી. ૧૨
દીધી શિક્ષા વિવિધ પ્રકારજી, શૃંગી શુદ્ધ થયો અવિધારજી;
પૂર્વે શો અવિ લોકી બાળજી, ગયા દૂર વનમાં તત્કાળજી. ૧૩
ઈષ્ટિ કારણ લાવ્યા ફળજી, શુદ્ધ પુત્ર જોઈ વાધ્યું બળજી;
એવે સ્વર્ગપુરથી સેવક આવ્યોજી, સુરપતિ સમાચાર લાવ્યોજી. ૧૪
કહ્યું તેડે છે સહસ્રનેત્રજી, ચાલો પરમ પુનીત મહાક્ષેત્ર;
ઉર્દ્ધરેતા કે' ચાલો આવુંજી, પુત્રને શીખ દઈ સમજાવ્યુંજી. ૧૫
જો બાપ ન કરીએ કુસંગજી, એથી થાએ સુતપનો ભંગજી;
મને બે દિન સ્વર્ગે લાગેજી, તું રહેજે તપને અનુરાગેજી. ૧૬
એમ શીખામણ દઈ સારીજી, પુરંદરપુરે ગયા વેદધારીજી;

---

૫ યાતુધાન–રાક્ષસ. ૮ અશુચિ—અપવિત્ર. ૧૦ આઈ:—આ ઉજળાં અને સુગંધીવાળાં માલ્ય—પુષ્પો. ૧૧ ભ્રાતૃ—ભાઈઓ. ભીમ નકુલાદિક. નારી શોધે-શૃંગીને ચળાવનારીની ખોળ કરવા તે સારો દ્વિજ (વિભાંડક) ગયો. ૧૨ અહર્નિશ—દહાડો રાત. ગહન—જવાને અઘરૂં. નારી હેરે—તે સ્ત્રીને જૂએ. ૧૪ ઇષ્ટિ—હોમ અગર બલિદાન આપવાની ક્રિયા. ૧૫ સહસ્રનેત્ર—ઈંદ્ર. પુનીત-પવિત્ર. મહાક્ષેત્ર-મોટા તીર્થ જેવા. ઉર્દ્ધરેતા—ઋષિ.

તે જાણી મોહલેખાએ વાતજી, (કે) આવી લોભાવ્યા મુનિનાથજી. ૧૭
આમ તેમ જોઈ રગ માંડયોજી, (કે) ધારેલો નીમ મુનિયે છાંડયોજી;
જેમ રવિ દેખી ખીલે કમળજી, (કે) વેંગી નાખેલા જોઇ રમળજી. ૧૮
તેમ ખીલ્યું ઋષિનું ગાત્રજી, જોઈ મોહલેખાને માત્રજી;
બોલ્યા આવો આવો મુનિરાજજી, ગમ પિતુ ગયા કંઈ કાજજી. ૧૯
તે તો બે દિને નવ આવેજી, જેથી આપણે રૂડુ ફાવેજી;
આવો આવો ક્રમમ ખચાવોજી, તમ શાસ્ત્ર મુને વંચાવોજી. ૨૦
ગઈ ગોરી ગૌરવ ધારીજી, મુનિને કે' ચાલો મોરારીજી;
મુજ આશ્રમ ગિરિથી ઢુંકડોજી, આ સમય રખે તમે ચૂકોજી. ૨૧
મુનિનું મોહ્યું અંતઃકર્ણજી, તદપિ ચાલે ન જાવા ચર્ણજી;
સાંભરે હેત પિતાનું ગાઢુંજી, ઇચ્છે દુઃખ તેને ન પમાડુંજી. ૨૨
(તેણે) બોલ્યા ગૌણ વાણી રમાળીજી, નયન મીચી વજાડી તાળીજી,
સર્વ વાતે કહો ત્યમ કીજેજી, આશ્રમ મૂકે મન નવ રીઝેજી ૨૩
કરૂં હાસ્ય વિનોદ આ ઠામેજી, પિતુ આવ્યે આવુ તુજ ધામેજી;
હું ઔરસ પુત્ર હું તેનેજી, ગયા પુછી કૃત્ય કે' કેનેજી. ૨૪
એમ બોલે કરી મન ધીટજી, કિન્તુ છૂટે ન લાગી મીટજી;
કામનીએ કામ જગાવ્યોજી, સમય સમજીને દાવ બજાવ્યોજી. ૨૫
હા ના કરી વાત વિસારીજી, પછે વામાએ મત વિચારીજી;
કરાવી ભોજન પાયું પેયજી, મદિરા મિષ્ટ ચખાડી જેયજી. ૨૬
રાગ આલાપી ગાયન ગાયુંજી, ચિત્ત ચતુરાએ ચોરિલ સાં'યુજી;

---

૧૭ પુરંદરપુરે—ઈંદ્રના શેહેર પ્રત્યે. ૧૮ ધારેલો ઈ—જે સ્થિર ચિત્ત રાખવાનો નિયમ ધારણ કરેલો હતો તે મોહલેખાને જોઈ ઋષ્યશૃંગે મૂકી દીધો રમળ—ભવિષ્ય દેખાડનાર પાસા. ૨૧ ગૌરવ—મહતા. ૨૩ ગૌણ વાણી એટલે મુખ્યત્વે કરીને જનાતું મન નથી એવી માયા ઉતાર વાણી શૃંગી બોલ્યા. તદપિ તેને (મોહલેખાને) ખોટું ન લાગે માટે તે ગૌણ વાણી તો હતી, પરતુ રસવાળી-મધુર હતી. નયન ઈ:-કોઈનું કૃત્ય દિલગીરી સાથે ન કરવું હોય ત્યારે એ પ્રમાણે કરવામા આવેછે ૨૫ ઔરસ પુત્ર-પરણેલી સ્રીથી થયેલો પુત્ર. પરતુ અત્રે તેવો અર્થ લેતાં બંધ બેસતું નથી, કારણ કે શૃંગીની ઉત્પત્તિ પરણેલી સ્રીથી થયેલી નથી, માટે પ્યારો પુત્ર એવો અર્થ હોઇ શકે. અથવા અનૌરસ પુત્ર એમ હોવું જોઇએ. ૨૫ કિન્તુ-પણ.
૨૬ મદિરા-દારૂ.

કહે કાગની ઋષિવર આવોજી, કામશાસ્ત્રનો લીજીએ લાવોજી. ૨૭
તમો પઢ્યા પુસ્તક પોથાંજી, રાત દિવસ ખાધાં ગોથાંજી;
શીખો શાસ્ત્ર અમો શીખાવુંજી, ઇચ્છો મુક્તિનું પદ સાંચુંજી ૨૮
કામશાસ્ત્ર જે પઢિયો રૂખજી, તેણે ખોયાં સઘળાં દુઃખજી;
કે'શો તાને શે ન પઢાવ્યુંજી, (તેણે) ગુરૂભાગે મન દ્રઢાવ્યુંજી. ૨૯
હું તે શીખવું જ્ઞાનની કુંચીજી, જો હોય તમારી રૂચીજી;
તમ આશ્રમથી નદી-નટેજી, જોગ સાધવા બેસીએ હઠેજી!
ઋષિ કે' ગુરૂજી બતાવોજી, શિષ્ય થઈ અમો લઇએ લાવોજી! ૩૦

વલણ.

લાવો લઇએ શિષ્ય થઇ તે, સુણો સદ્ગુરૂ જાણુ રે;
કામશાસ્ત્ર શીખે શૃંગી તે, શ્રોતા સુણો સુજાણુ રે. ૩૧

કડવું ૧૮ મું ભુજંગી છંદ.

થયો તે સમે બાળ વિભાંડ ઉભો, ગુરૂજી હુને શીખવો નાહિ દૂભો;
કરૂં સેવના આપની દીલ ધારી, ગ્રહું દેવી વિદ્યા રૂડી જે તમારી. ૧
રૂડું દાન દેવા તમો ચિત્ત ધારો, પિતાએ ન દીધું તમો અર્થ સારો;
ગુરૂ-ભાગ રાખ્યો પિતા માહરે જે, મૂકી ટેક તેવો કરો જાહરે તે. ૨
સુણી વાણી સારી વદી વેશ્યા વામા, રૂચે આપને તો પઢાવું સુધામા;
મહા શાસ્ત્ર મોટું ઉરે આપ લાવો, કહું સ્થાન જોવે મુનિ હાલ આવો. ૩
નદી-તીર જાતાં જહીં બાગ ભાળો, ખીલી ભાર જ્યાંહે અઢારે નિહાળો;
જુઇ જાઇ ને કેતકી મ્હેક રૂડો, ગુલાબે ભર્યો વાસ હોયે ન કુડો. ૪

---

૨૯—૩૦ કામશાસ્ત્ર—જે ઋષિ ( રૂખ ) કામશાસ્ત્ર શીખ્યો તેણે સર્વ દુઃખ ખોયું, એવું તે ઉપયોગી શાસ્ત્ર છે. તે માટે તમે કદી એમ કહેશો કે તે મારા પિતાએ મને કેમ ન શીખવ્યું? તો તેનો ખુલાસો એવો છે કે, તેણે ગુરૂભાગ (કંઈ પણ વિદ્યા શીખવી તેમાં કંઇ બાકી રાખવું તે) રાખવાને મન દ્રઢ કરેલું હોવાથી, તમને આ વિદ્યા શીખવી નથી. ૧ નાહિ દૂભો-શીખવવાને વધારે વાર લગાડી મને દુઃખ ઉત્પન્ન કરશો નહીં. ૩ સુધામા-સારા આશ્રમવાળા. ૪ ખીલી ૯૯-તે સ્થળે અઢારે ભાર વનસ્પતિ ખીલેલી હોવી જોઇએ.

જહિંકે બહુ ચંપકે વાસિ હામો, ફૂલી દુગવેલી મહા ત્યાં વિરામો;
અશોકે ભર્યાં હોય તાસે તગાસે, શુકે હમ કારડવે કે ગરાળે. ૫
ચકોરો કરે ગર્જના જ્યાંહિ સારી, ગયૂરો પુકારે ધરી ઢેલ પ્યારી;
પપૈયા કહે પિયુ પિયુ ઉચ્ચારી, સુણો કોકિલા કેરી વાણી રસાળી. ૬
ચિત્તે હર્ષ મેના તણે તો વધારો, જહીં ચક્રવાકો તણા સોર ધારો;
વળી રમ્ય ખાવી રચ્યાં હોય જ્યાંહે, રૂડાં કંજ, જાણું મુનીંદ્રજ ત્યાંહે. ૭
મદોન્મત્ત ભૃંગો કરે ગુંજ મોટી, મૃગો-જૂથ ખાઝી પડે જ્યાંહિ લોટી;
તૃણાંકુર લીલાં ધરી મુખ સેવે, ઋષિજી પધારો તમો સ્થાન એવે. ૮
જૂઓ રૂડું એ હામ દર્શે રૂપાળું, જ્યહાં મંદ સુગધ ને શીત ન્યાળુ,
ત્રણે બાજુઓ ગિરિ છે જ્યાં અગમ્યો, શિળાઓ સુંવાળી પડી જ્યાંય રમ્યો. ૯
ઘટા છે ગહને રૂડી ને રસાળી, મુનિનાથ મારા વિરામોજ ભાળી; .
શિળા રમ્ય લીસી અતિશે સુંવાળી, થઇ સ્થિર બાળા તહીં શ્રમ ટાળી. ૧૦
અલાપ્યો પછે રાગ રૂડો રસાળો, કહું શું હું બોલી છળી રગ ચાલ્યો;
મૂળે છે મૃગીથી ઉત્પત્તિ જહેની, વળી ચિત્તને હોઇ આસક્તિ તહેની. ૧૧
સૌલીને બુખારી ઋષિરાજ બોલ્યા, પધારો પધારો કહી તર્ક તોલ્યા;
કયા ગુરૂનું લેઇને નામ મારે, કહોજી કયો મન્ત્ર ઉચ્ચાર બારે. ૧૨
કયા આસને ધારી બેસું હું ધ્યાને, સમાધિ પ્રયોગો કહો જોઇ માને;
સુણી વાણી રંભા કરી મંદ હાસ્યે, વિચારી વદી ધારી અગાત પાસે. ૧૩
અહો નાથ! મારા કહું મંત્ર શિક્ષા, ધરો કામશાસ્ત્રે તમે રૂડી દીક્ષા;
સુણો એહ વિદ્યા તણો મર્મ પેસો, ગુરુ ચિતનો ગૌરવાધીન સેંલો. ૧૪
જપ્યે મોહ મંત્રો જડે રૂડી વિદ્યા, રતિ આમને પામશો રૂડી સિદ્ધા;
ધરો તંત્ર ધ્યાને તપોને વિચારી, હરો ધ્યાન તો તો વરો બુદ્ધિ સારી. ૧૫

---

૫ ચપકે વાસિ હામો એટલે ચપાનાં ફૂલવડે સુવાસિત થયેલાં ઠે-કાણું હોવાં જોઇએ. તાસે—તાડનાં ઝાડે. તમાવે—તમાલ—એક જાતનું ઝાડ. એની છાલ તે તજ ને પાનાં તે તગાવપત્ર કહેવાય છે. ૬ ઢેલ—મોરની માદા. ૮ તૃણાંકુર—ઘાસના તુર્ત ફૂટી નીકળેલા ફણગા. ૧૨ મંત્ર ઉચ્ચાર બારે—બારે મત્રનો ઉચ્ચાર કરવો. ૧૪ ચિતનો—કામદેવ. એ વિદ્યાનો (ગૌરવ) મોટાઇને આધીન એવો સહેલો ગુરૂ કામદેવ છે. ૧૫ ધરો ઈ—એ વિદ્યા શીખતાં તપો—તપરૂપી તંત્ર વિચાર કરીને ધ્યાનમાં લાવવાનો છે. અને બ્રહ્મ આદિકનું જે તમારૂ ધ્યાન છે તે છોડી દ્યો તો તમે એમાં સારી બુદ્ધિ ધારણ કરનાર મનાશો.

અમારા પ્રયોગો મુનિ બાણ પાંચે, સમાધિ સુખો અંગ સંયોગ સાચે;
સુણી વાણી એવી ઋષિરાજ રીઝ્યા, શિખાવો શિખાવો કહે હર્ષ ભીંજ્યા. ૧૬
કહે કામની રાજ વિદ્યા વિચારો, મતિ ધારી સુધી ગજગર્ણ ધારો;
અહો ચંદનાલેપ આનંદકારી, ગયો માન મૂકી ધસો અંગ વારિ. ૧૭
કટિ સાહિ કાલા વળી દંત ડાળી, ધરો પીન પિંડો દયાદેવી દાળી!
વળી વેણી મારી વિખેરો વિહારી, જૂઓ શું જૂઓ શું ન થાઓ વિચારી. ૧૮
ધરો ધ્યાનમાં શીખવા શાસ્ત્ર સારૂં, કહ્યું માની માંરૂં કરો અવિચાર્યું;
ચઢી એમ વાગા જઇ પાસ આસી, મુનિરાજ શીગ્રાતળે પાડી બાળા. ૧૯
અહો દેવ મોટા મૂકો માન ખોટું, પ્રતિબોધ માનો કરું કૃત્ય મોટું;
ઘણી વિધ એણી રીતે તો ઉચ્ચારી, ઋશ્યશૃંગ જાણે ન કાંઈ સમારી. ૨૦
ફરે બાળા શું પાન આષય ટૂટ્યું, ન થાયે વપુ તોય તે સંગ છૂટ્યું;
દયા હીન દેતા ન કંપેય મૂકે! પણી જાય તોપે મહી સાંધ ઢૂંકે. ૨૧
વહે માદરે નાહિ વિદ્યાનું કામે, મૂકોજી મૂકોજી કરો શુંય આમે!
કહી એમ નાસે મુનિરાજ ધામે, મહુ ગોરડી તેહને નિજ ઠામે. ૨૨
યથા શ્વાન શિયાળની રીતિ દરો, કરે કોટિ ઊપાય તોપે ન સ્પર્શે;
જૂગે નાક ઉભા રસીલાજ દેવો, હસે વસ્ત્ર મુખે દઈ તાસ કેરો! ૨૩
થઈ તેથી બાળી ઘણી દીન કાપે, વિવિધોપચારે ઋષિરાજ સાંપે;
કરી યુક્તિ પ્રુક્તિ વિચારી વિચારી, ધરી ધ્યાનમાં મારને તો જગાડી. ૨૪
જૂત્યા ઈશ બ્રહ્મા ત્રિપુરારિ જેવા, કહો શૃંગીના ત્યાંયતો એમ કેવા;
ગયા મોટપોટે શિખ્યા સારી વિદ્યા! ગયા ગુંજને આવી ગોઠી અવિદ્યા.૨૫

કહે મુનિ મુને શિખાવો શિખાવો, ધન્ય ભાગ્ય મારૂ મળ્યો ગુરૂ આવો!
શિખે વાર વારે ન તૃપ્તિને પામે, બહુ નારીઓ એ વિધે મંન કામે. ૨૬
પછે ઉચ્ચરી, પ્યારી તે મોહલેખા, કટાક્ષે કરી દેતી ના દેતી દેખા;
જઉછું મુનિરાજ હું મુજ ધામે, હવે આવીશુ ઇશ્વરાધીન કામે. ૨૭
કહી એમ પ્રોઢી મુનિ ધાય પૂઠે, દિયો પૂરી વિદ્યા બરો શેજ રૂઠે!
કંઇ કાન ધાર્યું ન ચાલી મરાળી, ઋષિ ધાય પૂઠે સમિ દૃષ્ટિ ભાળી. ૨૮
અહો મુનિ મોટા થયા ગુરૂ જ્યારે, વિદ્યા આપી ઓછી જવું નાહિ ક્યારે!
કરે એ વિધે બાળ બકવાદ પૂઠે, હિંડે નારી નાઠી ધરી હસ્ત મૂઠે. ૨૯
નિહાળી ન બીજું ગુફા મધ્ય પેઠી, વયસ્યા સહુ જ્યાં રૂડી રીત બેઠી;
ધસી આવિયો મુનિને મુનિ જોતો, કહે વ્યાકુળો મુખ સમારી રોતો ૩૦
તિને આવી બેઠી મહા મોહલેખા, ઘણી નારશુ દર્શિ રૂડી વિશેખા;
થઇ શાંત ત્યારે મુનિરાજ બોલ્યો, ભૂલ્યો હું પ્રભુ તોલ રૂડો ન તોલ્યો. ૩૧
અરે હે મુનિ! આ સહુ ક્યાંથી સારા, મુને પ્રિય છો આપ અન્યે ન પ્યારા;
કહી એમ જોડી દ્વયે હસ્ત બેઠયા, રહું આપ કો' ત્યાં રખે જાવ નેઠયા. ૩૨
પિતુ માત મારે ગુરૂ સ્વામી મોટા, નહીં ભૂમિ મધ્યે તમારાજ જોટા;.
કહી એમ ઊભો વિભાંડક બાળો, રસે શીખવ્યો મોહલેખા રસાળો. ૩૩

વલણ.

રસાળો રસ શીખવ્યો, તેણે હરેખ્યો મુન્ય રે;
વિપ્ર પ્રેમાનંદ શુ કથે, ગુરૂઅણુ કેર પુણ્ય રે. ૩૪

કડવું ૧૯ મું રાગ સારંગ.

કહે તે કરવા થયો મુનિ સજ, કર્દમ મધ્ય બધાયો શું ગજ;
જ્યાં ત્યાં જપે મુનિ મુખ, અધક્ષણ સે'ન વિયોગ દુઃખ. ૧

ઢાળ.

વિયોગ દુઃખ સહે નહીં, ઋષિ થયો સ્વાધીન શ્યામ;

---

૨૮ મરાળી—હસીના જેવી ચાલ ચાલનારી હોવાથી, તેને મરાળી કહેલી છે. ૨૯ ધરી હસ્ત મૂઠે. એટલે હાથની મૂઠીઓ વાળીને. ૩૦ મુનિને—મોહલેખાને. મુનિ—શૃંગી. ૩૨ અહોરે ઇઃ—હે મુનિ (મોહલેખા) આ (બીજી સ્ત્રીઓ હતી તે) બધા સારા (મુનિયો) ક્યાંથી આવ્યા છે. પરંતુ મને તો આપજ પ્રિયકો, બીજા પ્યારા નથી. ૩૨ નેઠ્યા—નાઠા (!) ૩૪ ગુરૂગણુ—ગુરૂનાં ટોળાં. ૧ કર્દમ—કાદવ.

ધરી પળ વિપળે ઉચ્ચરે, મુને શીખવો (વિદ્યા) કામ. ૨
મોહલેખા મહા હર્ષમાં, કરે તૃપ્ત તાપસ તન;
નવીન બંધે (મનં) નાખી, તાએ કર્યું તન મન. ૩
પછે ઉચ્ચરી મધુરે સ્વરે, અધુરી વિદ્યા રાખી!
મુનિ અમો જાઉં આશ્રમે, તમો જાવ આશ્રમ ભાખી. ૪
કરપલ્લવી કરી સખી કોને, નેત્રદ્વાર સમજાવ્યું;
નાવ સજ કરી લાવિયે, હઉં હવે વન તજાવી. ૫
સખી સમજી નાવ લાવી, અતિ મનહર સજ કરી;
વિવિધ ધનસ્પતિ કનક કુંભે, ધરી માંહિ (વિણ) રજ ભરી. ૬
જાય સંશય નિદર્શે જ્યમ, આદર્શ તેવા ટાંકિયા;
ટાંકી ઝાલર છત પુંઠે શું, અશોક વાડે વિંટિયા. ૭
આરૂપરૂ આવી અટારી, જોઈ મનમાં આવતું;
પ્રાસાદ જળમાં ક્યાંથી પ્રગટ્યું, દરશે રૂડું ભાવતું. ૮
(તે) મધ્ય નારી સહસ્ર સજ થઈ, તાલ પખાજ વજાવતી;
કડીધીમ કડીધીમ રવ નોબત, વદી સત્ય લજાવતી. ૯
કો વાય વીણા સ્વરે ઝીણાં, કરી કટાક્ષ નરવા ઠોકતી;
મૂરજ પાવા મન સાંવા, તણા સ્વરને ઝોકતી. ૧૦
કો કુસુમ ધરી કરી રૂમઝુમ, નયનાંજન કરી નાચતી;
સ્વપ્રતિબિંબ સલિલે જોઇ, કોક મનમાં રાચતી. ૧૧
એવે નાવે નારી આવી, બેઠી શૃંગીને ધરી;
હે પ્રાણપ્યારા! જાવ મારા, જાઉં હું આશ્રમ ફરી. ૧૨

---

૪ મુનિ. ઇ:—મોહલેખાએ કહ્યુંકેહું મારે આશ્રમે જાઉં છું અને તમે તમારે આશ્રમે જાઓ. ૫ કરપલ્લવી–હાથની ઈશારતથી સમજાવવું તે. ૬ વિવિધ ઇ:–કનકના ઘડામાં વિવિધ પ્રકારની વનસ્પતિ–ફૂલઝાડ કે જેને રજ–ધૂળ પણ અડકેલી નહોતી, એવાં મૂકેલાં હતાં. ૭ જાય ઇ:–જેમ નિદર્શ–દૃષ્ટાંત આપી વાત કરવાવડે સંશય દૂર થાય તેમ આદર્શમાં–આરસામાં જોવાથી સ્વરૂપાદિકનો સંશય મટે એવા તકતા ટાંકી દીધા હતા. અશોક—આસોપાલવ. ૮ પ્રાસાદ—મંદિર. ૯ નોબતના ખરેખરા શબ્દને કૃત્રિમ (મૂખવા) સ્વરે લાજ પમાડતી હતી. અર્થાત્ નોબતના જેવા શબ્દ તે સ્ત્રીઓ મોઢેથી કરતી હતી. ૧૦ મૂરજ—એક વાદ્ય. ૧૨ જાઉંછું:—હું મારે આશ્રમે હવે અહીંથી પાછી ફરીને જાઉં છું.

પા। લવગ વદને ધરી, મુનિ પગગા પધગવિયા ૨૩
ગદોન્ગત્ત માતગ કેરા, આણી ગદ અતિ લાવિયા,
ઉત્તમોત્તમ પાઇ વારૂણી, (તોય) ઋતિ કામ ન આવિયા ૨૪
પછે મોદલેખા પાસ ગઇ, ધગી મુનિ હૃદે ચાપિયા,
તે ઉષ્ણોપચારે ઉર્દ્ધરેતા અજ થઈને કાપિયા ! ૨૫
આરૂપરૂ જૂએ બાવરા પ્રાસાદ ઋષિયો ક્યાથકી,
તેનો મોહ ટાળો મોહલેખા, આપતી આ વિધ વકી ૨૬
આ 'ના યાશ્રમ' ગાઢરૂ મુનિ, શુ જોઇ મન કચવાય છે,
કહે તાપમ નહિ તપશી મુજ તન ઘણુ સચવાય છે — ૨૭
તે જોઇ દુ ્ નવત લાગે માય મુજ મુનિ સેવતા,
વદી વાંમા રેણુ લાવી, કાય કામશાસ્ત્રે રેતા! ૨૮
આ 'નાવ્યાશ્રગ' ગાઢરૂ, આ શિષ્ય સહુ અમો કયા,
મુનિ પાગ લાગી વદે વળિ વળિ અમો જોઇશુ (એવા) ચિત્તધર્યા! ૨૯
એવે આવિયુ પૂર રાય કેરૂ, વધાઈ ગઇ વેગમા,
આનિયો ઋશ્યશૃગ ઋષિ, ભાગની ॥ ભેગમા ૩૦

વલણ.

ભેગ મધ્યે ભગવત આવ્યો, છીપ મગતુ મોતી રે,
વધાઇ સુણુતા મેઘ ગર્જ્યો, છનાઈ દિનકર-જ્યોતિ રે ! ૩૧

કડવુ ૨૦ મુ રાગ ગોડીની દેશી ફેર.

ઘન ગર્જ્યો મુનિ પાવને, સુણુ રાય રે,
થાય કાટકા ઘોર ગભીર મુનિરાય રે ૧
તડિત* ઉચી નીચી ચઢે સુણુ રાય રે
ધરી વિધ વિધ રગે ધીર, મુનિ પાય રે ૨

---

•ણી જાતની સુગધી મેળવીને તૈયાર કરેલો જે પીળો ભૂકો તે ૨૪ ગદ-હાથી ઉન્મત્ત થયેથી તેના ગડુસ્થળમાથી જે પરમેવાનુ ઝરણુ ફૂટેછે તે લાવિયા—લગાવ્યા—ચોપડયા ઉત્તમોત્તગ—સારાગા સારો વારૂણી—દારૂ ૨૫ ઉષ્ણોપચાર—ગરમ ઉપાય ૨૭ ના યાશ્રગ—નાવરૂપી ઘર ૨૮ રેણુ—ધાતુ ે સાધનારો કેટલીક ધાતુ ભેગી કરી બનાવેલો પદાર્થ રેવ તા—ઝગી લેતા ૩૧ દિનકર—સૂર્ય

રાજા આવ્યો રિઝમાં, સુણ રાય રે;
નમન કરી પડિયો ત્યાંય, મુનિ પાગ રે. ૨૫
પછે નમ્યો મોહકારણી, સુણ રાય રે;
તુજવડે નિરખ્યા આપ, મુનિ પાય રે. ૨૬
મોહલેખાએ ઉઠાડિયો, સુણ રાય રે;
નર ઘટે મોટા મહારાજ, લાગુ પાય રે. ૨૭
અમો છું સેવક ઈંદ્રનાં, સુણ રાય રે;
ઈંદ્રાંશ કેરું કર કાજ, લાગુ પાય રે. ૨૮
તુજ જામાતે હુને છોડવી, સુણ રાય રે;
થયો દુર્વાસાનો શાપ, લાગું પાય રે. ૨૯
એવે શૃંગીને વિરહ ઉપન્યો, સુણ રાય રે;
શીખવો વિદ્યા જાયે તાપ, લાગુ પાય રે. ૩૦
રાજા સમજ્યો સાનમાં, સુણ રાય રે;
વર ભવન આપી કન્યાય, લાગ્યો પાય રે. ૩૧
મોહલેખા વદી પછે, સુણ રાય રે;
શીખવું શાતાને રૂડી વિદ્યાય, લાગુ પાય રે. ૩૨
(પછે) મુનિ-મન મારણ મંત્ર શીખવી, સુણ રાય રે;
ગઈ ગોરી નિર્ઝર પામ, લાગી પાય રે. ૩૩
સપદિ શાણો શૃંગી શું કરે, સુણ રાય રે;
તે વર્ણવું ખોઈ ત્રાસ, લાગી પાય રે. ૩૪

વલણ.

પાય લાગી વર્ણવું, શૃંગી તણા ગુણ ગ્રામ રે;
વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, ધરૂ ઉદર નિમિત્ત કામ રે. ૩૫

---

૨૬ મોહમારણી—મોહ ઉપજાવનારી એવી જે મોહલેખા તેને. ૨૮ ઇંદ્રાંશ—ઈંદ્રના અંશવાળા સર્વ રાજાઓ છે, તેથી તેમને ઇંદ્ર માની અમે જો ઇંદ્રનાં સેવક છીએ તો અમારે તેઓનું પણ કામ કરવુંજ જોઇએ. ૨૯ જામાતે—જમાઈએ. ૩૩ નિર્ઝર—દેવ ૩૪ સપદિ—હવે. ૩૫ વિપ્ર ઇ—મારૂં નામ જે પ્રેમાનંદ છે તે મિથ્યા છે. કારણ કે જે પ્રેમાનંદ-પ્રેમના આનંદવાળા હોય તે, ઉદરે નિર્માણ કરેલા કામને માટે ઇચ્છા રાખે નહીં, અને હું તો રાખું છું માટે મારૂં નામ મિથ્યા પ્રેમાનંદ છે.

## કડવું ૨૧ મું રાગ કેદારો.

ગઇ રંભા રૂપ રસાળી, મુનિ મન વિયોગે બાળી;
ઉર્ધ્વ બાળી સંભાળી, વિલપે ઘણું રે. ૧

### ઢાળ.

વિલપે અતિ વર વાન વાડવ, ગઇ ગઈ ઇમ ઉચ્ચરે;
શાણી શાન્તા વિવિધ પેરે, મન મુનિ મગન કરે. ૨
કંઈ હાવથી કંઈ ભાવથી, કંઇ વાસ એકાંતે જઈ;
કંઈ નયન ઘેરે વિવિધ પેરે, વિસરાવતી વિયોગ સહી. ૩
કંઈ કટાક્ષમાં કંઈ સાક્ષમાં, દૃષ્ટાંત દેઈ ભાખતી;
કંપાવી કુચ વધારી રૂચ, રૂપ લાવણ્ય દાખતી. ૪
શીખી શાણી સખી પાસે, સ્વપુરૂપ રીઝાંવવા;
તે મંત્રે મુનિ મેળવ્યા, લાગી વળી સમઝાવવા. ૫
હે નાથ ! નિરખો હું વાણી, આપને હું ભિન્ન છું;
પુરૂપત્વ જે છે આપ પાસે, સ્વામિ ! તે હું વિણ છું. ૬
કામનીત્વ નહિ નાથ તુમાં, ભેદ એવો બહુ વિધિ;
નારાયણે નર નારી નિર્મ્યાં, (હું) નારી નર તું ગુંથુ નિધિ. ૭
જે મોહલેખાં મુનિ માન્યો, (તે) નારીમાં નરતી હતી;
અપ્સરા જાતિ તેહની મુનિ, (તપ) ચળાવવા યથે છતી. ૮
હું રાય-કન્ય નહીં અન્યા, તું યોગ્ય હું છું સુંદરી;
હું રત્નજા તે કાચ કુળની, (એ) ભેદ જાણો દિગંબરી. ૯
એ વિધે એક પક્ષ પૂરણ, ભેદશાસ્ત્ર ભણાવિયું;
પછે કામશાસ્ત્ર શીખવી, જે ગદ હતું જણાવિયું. ૧૦
વળી સાથ લઈ સખીમાં ગઇ, ત્યાં લજ્જિતપણું બતાવિયું;
ગુહ્ય સ્થાનક ફૂલ કેવું, કામશાસ્ત્રે ભાખિયું. ૧૧
જુઓ વારના આ સૌ નર, ફરી ફરી કારજ કરે;
મૈથુન નિર્લજ પશુ સેવે, સ્ત્રી પુરૂપ ચિત નવ ધરે. ૧૨

---

૭ કામનીત્વ—સ્ત્રીપણું. ૯ રત્નજા—રત્ન રૂપ રાજાના કુળમાં ઉત્પન્ન થએલી. દિગંબરી—દિગંબર—દિશારૂપી અંબરવાળો. અર્થાત્ વસ્ત્ર વગરનો. બહુધા એ શબ્દ શિવને લગાડવામાં આવે છે. ૧૦ ગદ—ગુહ્ય.

એમ કોટયાવધિ પ્રકાર દાખ્યું, ભાખિયું બાણાવિધુ;
અજ્ઞાન તિમિર કામ કાઢી, રૂડુ જ્ઞાન ગખાવિધુ ૧૩
મુનિ મરદ મેરી ભેદ ભાખિયા, (પછે) જાણ્યો રાય શ્રશુગ;
નિત્ય પ્રતિ ખટ કર્મ કરી જાય, સભા મધ્યે શુર. ૧૪
વિવિધ શાસ્ત્રે વાદ કરતા, ડરતા વિપ્ર તમામ;
પૂછે જે તે ઉભ અર્થે. (શું) સાક્ષાત સરસ્વતિ–ધામ. ૧૫
રાય રીઝે અતિઘણો જોઈ, યાગાત પુણ્ય પવિત્ર;
પણ ભય નિરંતર મન મધ્યે, વિભાંડક મહા વિચિત્ર. ૧૬
જેના ક્રોધે સુર કંપે, જદપિ નહિ અપરાધ;
તો અપરાધ કરી કો પામે, સુખી દુખી સાધ ? ૧૭
એમ વિચારી મન માંહે, ઋષિ રીઝ ઉપાય;
કંયાં ગયે અવનવા દ્વિજ, નવ જેથી દુભાય. ૧૮
હવે આવ્યા વિભાંડક ત્યાં, રીઝવ્યા જયમ રાય;
વર્ણવું હું તેહ મહિમા, કયમ ઋષિ શાંતજ થાય. ૧૯

વલણ.

કઇ પેર ઋષિજી શાંત પામે, જૂએ પુત્ર આસક્ત રે;
શી આજ્ઞા કરે પુત્રને, જોઈ વિષયારક્ત રે. ૨૦

કડવું ૨૨ મું રાગ મેવાડો.

મુનિ આવ્યા રે, સ્વર્ગથકી આશ્રમ ફરી;
ફળ મૂળ લાવ્યા રે, મળિયાં માર્ગે શુદ્ધ કરી. ૧
પવિત્ર પાણી માગ્યુ રે, શુદ્ધાચમન કરવા;
મંદિરમાં નવ લાગ્યુ રે, માનવ ચિત્ત ધરવા. ૨
મુનિ મન વ્યાકૂળ રે, ગયા મઠ મધ્ય ધસ્યા;
આરૂપરૂ (જોઇ) આકૂળ રે, આવી શોક માગા વસ્યા. ૩
કરી નાદ આરત રે, મુનિ પુત્ર પુત્ર કહે;
સુણો તમે ભારત રે, વિયોગ ઋષિ કેમ સહે? ૪

---

૧૩ અજ્ઞાન છઃ—કામદેવનું અજ્ઞાનરૂપી અંધારું મટાડીને તે મા-
હેલ જે જ્ઞાન હતું તે બતાવી દીધું. ૨૦ વિષયારક્ત—વિષયવડે લાલ થએ-
લા અર્થાત્ લુબ્ધાયલા. ૪ ભારત—પાંડવ.

વલણ.

વદે સત્ય રાયે કહ્યું જે, હસ્ત જોડી ગોપાળ રે;
સુણો મુનિ મેં કહ્યું, કૃપા કરો કૃપાળ રે. ૧૮

કડવું ૨૩ મું રાગસારંગ.

કરજોડી વદે ગોપાળ, સુણો વાણી દીનદયાળ;
આ પુરનું ગોપુર નામ, કાંઈ ઋષ્યશૃંગનું વિશ્રામ. ૧
અમો સેવક સર્વે તેનાં, મહુ ગોધણ સ્વામી જેનાં;
આ સુરભી સુરભીબંધન, (મુનિ)એ મર્મ ઋષ્યશૃંગનું ધન ૨
(અમો) તમ વાણી રૂપી રજ્જુ વડે, બંધાયા મુનિ શૃંગીજડે;
માટે કાંઈ કરીએ કેમ, ઇચ્છો પુત્રનું મુનિ ક્ષેમ ૩
ગોપ વદી લાગે એમ પાગે, તેથી મુનિ થયા અનુરાગે,
તદપિ ક્રોધ થયો પ્રદીપ, શું અંધારે પ્રકટ્યો દીપ ! ૪
નવ બોલ્યા ચાલ્યા કંઈ, બીજી દિશાએ ગયા વહી,
(ત્યાં) જોયા સેવકે મુનિ જ્યારે, લાગ્યા (તે) દિશાના પાગે ત્યારે ૫
અર્ધ્ય પાદ્ય આરતી કરે એહ, કહો મુનિ આજ્ઞા હોય જેહ;
મુનિ કહે આ કયું ગામ, ગોપ કે' વત્સપુર છે નામ ૬
રોમપાદે આપ્યું કન્યાદાને, શૃંગીએ સ્વસ્તિ કહિ લીધું માને,
સુખી થયા તેહ દિશાએ, રહ્યા વાગો ત્યાંહિ નિશાએ. ૭
ગયા બીજે દિન અન્ય દિશ, ત્યાં પણ ઉતરી મુનિ રીસ,
એ વિધ આઠે દિશાએ ફર્યા, (પણ) ઋષિએ પૂરા પાપ ન ધર્યા. ૮
જ્યાંથી થઈએ સુખી આપ, ત્યાંથી જઈ કરગ દઈએ શાપ;
ધર્યું ધ્યાનમાં ગગને જતા, ત્યાં પણ મૂંક્યા વિમાન સાંતા. ૯
અવનિ ફોડી જો ઋષિ આવે, તેને સેવક સુમને વધાવે;
એવી રાગે કરી હતી રીતિ, લહી મુનિએ સર્વે નીતિ ૧૦

---

૨ સુરભીબંધન—ગાયને બાંધવાના દોરડા. ૩ અમો ૪—અમો સર્વે સેવક તમારી વાણી રૂપી (રજ્જુ) દોરી વડે, ઋષ્યશૃંગ રૂપ જડે (મેખે) બંધાયા છીએ. અથવા શૃંગીજડે—જડમાંથી તમારી વાણીરૂપી દોરીએ બંધાયલા છીએ. ૪ પ્રદીપ—પ્રદીપ્ત—સળગી ઉઠ્યો. મતલબ કે ઘણો ક્રોધ ચડ્યો. ૭ સ્વસ્તિ—કલ્યાણ.

આખર ગયા નૈઋતખૂણ, કુમારિકા કે' નિગમ્યા ઓણ,
એમ બોની લાગી પાય, વીહિએ વધાવ્યા દ્વિજરાય ૧૧
ઋષિ ચાલે છે ધરી ક્રોધ, થતો કુસુમ વૃષ્ટિએ રોધ,
લાજ નાખે લજ્જિત નારી, શીતળ સુગંધી છાંટે વારિ ૧૨
મોટા ધનાઢ્યના જૂએ ધામ, જે તે કે' આ સૃંગી ઠામ,
કો વણિક ધનના લોભી, જેની લક્ષ્મી ભગિની શોભી ૧૩
કો વૈશ્ય છે ધનના એ'તા, લક્ષ્મી-પિતુ-માતુ કરી કે'તા,
તેવા કે' આ સર્વે તમારૂ, તમો આપો તો ચિત્ત આવિધાર ૧૪
કોઇ ભરતા લક્ષ્મી કેરા, ધન વાપરી કઢાવે વેગ,
તેના ઢગને વેહેંચે ધન, જોઇ મુનિ મોકળા (મૂક્યા) મન ૧૫
પ્રાત:કાળના સંધ્યાકાળે, ગયા પ્રયત્ને ભૂપને બાળે,
રાયે દીઠા જ્યારે મુન્ય, પૃથ્વી પડતો ગયો હૃદેશૂન્ય ૧૬
થઇ બેઠા બેની જોવે રાય પાદ પડી અતિ સેવે,
પ્રથમ ધોયા આંસુએ પાય હસ્ત જોડી ઉભો કંપકાય ૧૭
બોલ્યો બોબડી તોતળી વાણી, હું અપરાધી પુસ્તકપાણિ !
જોએ તો હું દગણું શાપો, પણ પુત્ર ઉપર રખે તાપો ૧૮
તેનો વાંક નહિ ગયા મુન્ય એને આપ્યો લગાડી ધૂન્ય,
જોઇ દીન રૂપ દયાળ, મુનિ રીઝ્યા પરમ કૃપાળ ૧૯
ધન્ય રાય રૂડું તે કીધ તુજ સૃષ્ટિ બચાવી લીધ,

---

૧૧ નૈઋત કોણ—અશુભ કૃત્ય કરવું હોય તો નૈઋત કોણનો આશ્રય લેવા પુરાણોમાં કહેલું છે માટે વિભાંડક આખરે તે દિશા તરફ થઇ પુરમાં પેઠા ઓણ—આ બાજુ વીહિ—ડાંગેર ૧૨ લાજ—ખોઈ ધાણી ૧૩–૧૫ કોઇ ધન લોભી વણિક લક્ષ્મીને ભગિની (બેન) અને માબાપ જેવી ધારી તેની સેવા કર્યા કરતા હતા અર્થાત્ તેને પૂજ્ય ગણી સંઘરી રાખતા હતા પણ રતું ખરચતા નહીં, તેવા લોભી પણ આ સર્વ સૃંગી ઋષિનું છે એમ વિભાંડકને કહેતા હતા. કેટલાક લક્ષ્મીના સ્વામી થઈ, તેનો ઉપયોગ કરી લક્ષ્મી વેરા-સાગા વગેરે કઢાવી નાખતા; તેવા પુરુષો તો મોકળા મનથી ઢગો ધન વેહેંચી દેવા લાગ્યા ૧૬ હૃદેશૂન્ય—ભયથી જેનું હૃદય શૂન્ય થઇ ગયેલું છે એવો રાજા ૧૮ પુસ્તકપાણિ—જેના હાથમાં પુસ્તક છે એ વિભાંડક

ધન્ય રાય રૂડુ તેં કીધ, તુજ સૃષ્ટિ બચાવી લીધ,
પણુ તેં શૃંગી સતાડયો કઈ, એને હુ અવિલોકુ નહીં ૨૦
કહે રાય ચાલો જઇએ ત્યાય, મુનિ શૃંગી રે'તા જયાય,
પૂર્વે સર્વેને કીધુ સહુ માન દીધુ મુનિને બહુ ૨૧
ઋશ્યશૃંગના સેનક બાલે જાઓ ગૃહમા મુનિ પણે,
સમસ્યાએ જોઈ સ્થળ પાય મારે હાક મુનિ ભરી આશ ૨૨
હે શૃંગિ ! શૃંગિ ! પુત્ર મારા, કેમ વૃદ્ધ પિતુ વિસાર્યો ?
સુણી આરતનાદ મુનીશ શૃંગીએ આવી નામ્યુ શીશ ૨૩
ઉભય દંપતિ ઉભા સાગા, રૂપ ગર્વ મૂકે માર રામા,
ઈદ્રિ ઇદ્રાણી તે માણુ લેખે, તેથી અધિક ઋષિ દ્વય દેખે ૨૪
દક્ષિણુ પદ ધર્યો કર શૃંગી, શાતાએ વામ ગ્રહ્યો ઉમગી,
દર્શ્યો ભાવ તે સમે જેવા, ચર્મરસના ક્યમ કે' તેવો ૨૫
જાણે હરને સુદર્શને જાચે, રમા રાજીવલોચન સાચે
તેમ શૃંગી અને રમ્ય શાતા, પાદ લાગે કય ને કાતા ૨૬
એવા જોઇ દંપતિ રૂડા, મૂકયા મુનિયે ધારેના કુડા
રાય પણ રીઝી આશીશ દીધ, શૃંગી હૃદે લગાવી લીધ ૨૭
મૂકયો શાતાને શીર હાથ સુખ ભોગવો સ્વામીસાથ,
આવી માયા વળગી સ્નેહ, તેને કાઢી નિ સંદેહ ૨૮
ઓત્યા સૂર્ય વન્હિ શા સુન્ય, તેવા તેજસ્વી મહાપુણ્ય,
હે વત્સ ! શીખામણુ મારી રહેજે અહીં તુ એહ સભારી ૨૯
થાયે તન તુને એક જ્યારે, તજી વૈભવ આવજે ત્યારે,
કરી રોમપાદનુ પ્રિય પુત્ર, તેનુ વધારી ઘરસૂત્ર. ૩૦
આવજે વનમા વે'લો વે'લો, રખે માયામા થાય ઘેલો,
દઈ શીખ લઈ આશાય, ઋષિરાય વિદાય તો થાય ૩૧

---

૨૨ પણે—પેલી જગાએ સમસ્યા-ઇશારત ૨૪ માર રામા—કામદેવ અને રતિ ૨૫ દક્ષિણુ—જમણો વામ—ડાબો ૨૬ જાણે ઈ—જાણે મહાદેવને (રમા)—લક્ષ્મી અને (રાજીવ—કમળના જેવા લોચનવાળા) વિષ્ણુ સુદર્શનચક્ર (અમર સાગ દર્શા)ને મેળવા યાચતા હોય તેમ દેખાતુ હતુ

હવે કહું રામજન્મ મહિમાય, કથ્યું વાલ્મીકિ મહાકાય;
નથી ભારતમાં એ કથા, કહું સંક્ષેપે સર્વથા. ૩૨

ચલણ.

સર્વથા સંક્ષેપ માંહે, કહું રામચરિત્ર રે;
બાળકાંડે બોલિયા, વાલ્મીકિ મહા પવિત્ર રે. ૩૩

કડવું ૨૪ મું રાગ ગોડી.

સાર ગ્રહી રામાયણનોજી, વર્ણવું મહિમાનારાયણનોજી;
કહ્યું દશરથને સુમંત્રેજી, આણું હું મારે અભ્યંત્રેજી. ૧

ઢાળ.

અભ્યંત્ર આણી વર્ણવું, રાજીવલોચન રામ;
શૃંગીએ ઉપજાવિયા જે, જગતજીવન નામ। ૨
રાય દશરથ મહા દુઃખમાં, પડ્યો એકજ વાર;
મંત્રી મેળી મંત્ર કીધો, ધિક્ પુત્ર વિણ અવતાર. ૩
હવે રાજ્ય કરું નહીં, જાઉં આમો વનવાસ;
તવ સુમંત્ર બોલ્યો શાંત થઇ, રાય તજો મનનો ત્રાસ. ૪
સુણિયું મેં પૂર્વે જેવું, તેવું કરું વિખ્યાત;
રોમપાદ રાજા તણો, જામાત જેહ પ્રખ્યાત. ૫
તેને તેડી યજ્ઞ કરતાં, પુત્ર પામો રાય;
સુણી વાણી પિયૂષખાણી. રાજ થયો મહાકાય. ૬
અંગદેશાધિપને જઇ, ભેટીઓ ભૂપાળ;
કહી વાર્તા વિગત સર્વે; છું અપુત્રીઓ મહીપાળ. ૭
તું મિત્ર મારો પરમ પુનીત, માટ માગું એક;
પુત્રી જમાઈ આપ્યા મુજને, તાહરાં સવિવેક. ૮
તુજ જામાતા મુનિ મોટો, સુણ્યું આમો સિદ્ધાંત;
યજ્ઞ કરાવે એ કહી તો, થાય મુજ મન શાંત. ૯
લોમપાદ કે' મિત્ર મારા, પૂછીએ જઈ ત્યાંય;
પછે બેયે વિનવ્યા જઈ, શૃંગી બેઠા જ્યાંય. ૧૦

---

૧ સુમંત્ર—દશરથ રાજાનો મુખ્ય મંત્રી. અભ્યંત્રે—અભ્યંતરે—અંતરમાં. ૭ અપુત્રીઓ-પ્રજાવગરનો. મહીપાળ-રોમપાદ.

શ્વશુરે ઓળખાણ આપી, મુજ મિત્ર દશરથ નામ;
એને અશ્વમેધ કરવો સહી, છે તમારૂં ત્યાં કામ. ૧૧
જો જવા ઈચ્છા મન વસે તો, જાવ કરી ઉપકાર;
તવ ઋષિ કે' અમો કરાવું, અશ્વમેધ અવિધાર. ૧૨
પછે શુભ મુહૂર્ત જોઇ, ગયા દશરથ મુન્ય;
વધાઇ છૂટી નગરમાં, ઉદે થયું રાય-પુણ્ય. ૧૩
માર્ગે સુવાસિત કરી, વધાવિયા મુનિરાય;
રાય—ગૃહની રાણીઓએ, પૂંછી શાંતા-કાય. ૧૪
રમણીય મંદિર આપ્યો, ઉતોરો મહારાજ;
પછે યજ્ઞ આરંભિયો, શૃંગી કરાવે કાજ. ૧૫
સભાસદ ઋત્વિજ કંપે, ઉદ્‌ગાતા હોતા જેહ;
બ્રહ્મા અધ્વર્યું આદ લઇ, શૃંગીથી વૃદ્ધો તેહ. ૧૬
કંઇ મંત્રનો ઉચ્ચાર કરવા, ધરે પુસ્તક પાણ;
મુખપાઠ બોલે શૃંગી તે, વિના અશુદ્ધ પ્રમાણ. ૧૭
એ વિધિ અશ્વમેધ પૂરણ, કર્યો વસિષ્ઠાદિ મુન્ય;
તઃપિ રાય દશરથ સ્તવે, શૃંગી મુનિ મહાપુણ્ય. ૧૮
મુને પ્રજોત્પત્તિ થવા, મુનિ કરો કાઇક કાજ;
સુણી તેની વિનતિ પછે, કલ્પસૂત્ર સાધ્યું સાજ. ૧૯
તે ગ્રંથ જે પ્રસિદ્ધ હુતી, પુત્રેષ્ટિ મહાપુનીત;
તે અથર્વવેદના મંત્રથી, સાધી રૂડી રીત. ૨૦

---

૧૨ જાવ ઈઃ—મારા ઉપર ઉપકાર કરી દશરથ રાજાનેત્યાં જાવ. ૧૬ સભાસદ—યજ્ઞમંડપની સભામાં બેસનાર મુખ્ય, વૃદ્ધ અને વિદ્વાન બ્રાહ્મણો. ઉદ્‌ગાતા ઈઃ—ઋગ્વેદી બ્રાહ્મણો યજ્ઞમાં હોય તે ઋત્વિજ સામવેદી તે ઉદ્‌ગાતા, અથર્વવેદી બ્રહ્મા, અને યજુર્વેદી અધ્વર્યું. તેમનાં કામ (૧) હોમ વખતે મંત્ર વગેરે ભણવા, (૨) દેવની સ્તુતિ કરવી, (૩) યજ્ઞનું અધ્યક્ષપણું, (૪) અને યજ્ઞ ગોઠવણની તપાસ. (ઋત્વિજને હોતા એટલે હોમ આપનાર પણ કહેવાયછે.) ૧૯ કલ્પસૂત્ર—એ નામનું શાસ્ત્ર. ૨૦-૨૧—પુત્રેષ્ટિ અને કામેષ્ટિ કરવાનો વિધિ કલ્પસૂત્રમાં કહેલો છે.

વળી પુત્રની પ્રાપ્તિ અર્થે, કામેષ્ટિ કરવા માંડી;
તેથી અગ્નિ કંપિયો, તેણે રાડ સર્વે છાંડી. ૨૧
એકદમ ઉત્પન્ન હુઓ, અગ્નકુંડે આપ;
અતુલ્ય કાંતિ રૂપ વિષ્ણુ, મહાવિર્ય બળ તાપ. ૨૨
કૃષ્ણવર્ણે રક્તાંબરી, રક્તમુખ દુંદભિનાદ;
લક્ષણે સંપન્ન દીસે, વળી રહિત જેનો વાદ. ૨૩
પંચાનન સરખા ચીકણા, દાઢી મૂછ મસ્તક વાળ;
દિવ્યાલંકારે શોભતો, (શું) પર્વત શિખર કરાળ. ૨૪
મદોન્મત્ત સિંહશો પ્રાક્રમી, સૂર્યથી અધિક શોભાળ;
એવો અગ્નિ પ્રકટીઓ, યજ્ઞથકી તતકાળ. ૨૫
તેણે સુંદર જાંબૂનદની, ગ્રહી થાળી પાણ;
તે દિસતી શું પ્રિયા પકડી, કો પ્રેમી પુરૂષે જાણ! ૨૬
તે યજ્ઞપ્રભુજી બોલિયા, હે રાય! લે પ્રસાદ;
એમ કહી થાળી આપી કરમાં, કે હુઓ જયજયનાદ. ૨૭
એવે અલોપ અગ્નિ હુઓ, રીજયો ઘણો રાજાન;
મુનિ-આજ્ઞાએ વે'ચીઓ, જે મળ્યો પાયસાન્ન. ૨૮
પ્રથમ આપ્યો કૌસલ્યાને, પછે સુમિત્રા જાણ;
કૈકેયીને અષ્ટમાંસ આપી, પ્રસાદ ધરીઓ પાણ:- ૨૯
ઋષ્યશૃંગ કે એ પ્રસાદી, નહીં તારે નાગ;
કોઇ પ્રિય સ્ત્રીને આપ્ય એ તું, થશે તેનું કાગ. ૩૦

---

૨૨ મી કડીની અડધી ટુંકથી તે ૨૫ મીની અડધી સુધીમાં અગ્નિનારાયણનાં વિશેષણો વર્ણવેલાં છે. ૨૩ રક્તાંબરી—લાલ લુગડાંવાળો. દુંદભિનાદ—દુંદભિના જેવા નાદવાળો. રહિત વાદ એટલે જેનો વાદ—બરાબરી કોઈ કરી શકે નહીં તેવો. ૨૫ શોભાળ—શોભાયમાન. ૨૬—જાંબૂનદ—સુવર્ણ. ૨૮ પાયસાન્ન-દૂધપાક. ૨૯ કૌસલ્યા—ભાનુમાન્ રાજાની કન્યા અને રામચંદ્રની માતા. સુમિત્રા—મગધ દેશના શૂરરાજાની કન્યા. દશરથની બીજી સ્ત્રી અને લક્ષ્મણ શત્રુઘ્નની માતા. કૈકેયી—અશ્વપતિરાજાની કન્યા, દશરથની ત્રીજી સ્ત્રી અને ભરતની મા. પ્રસાદ ૯:—વેહેંચતાં બાકી રહેલો. પ્રસાદ રાજાએ પ્રાશન કરવાની ઈચ્છાથી હાથમાં લીધો.

ભાગ પાડી રાખીઓ તેં, પાયસાન્ન પવિત્ર;
આપશો જે નારી તેને, થશે બે પુત્ર વિચિત્ર. ૩૧
રાયે વિચારી આપિયો, સુમિત્રાને જ્યાંય;
પછે પ્રકટ્યા કૌસલ્યાથી, રાજીવલોચન ત્યાંય. ૩૨
કૈકેયીએ ભરત પ્રકટ્યા, મહા ધૈર્ય બુદ્ધિમાન;
સુમિત્રાએ લક્ષ્મણ અને, શત્રુઘ્ન પ્રકટ્યા ભાન. ૩૩
એ વિધે ચો પુત્રથી થયુ, રાય—રાજ્ય રળિયાત;
અસંખ્ય ગોધન આપિયુ, શૃગીને ભલીભાત. ૩૪
ચંપાપુરી સુધી રાય દશરથ, વળાવવાને જાય;
માર્ગમાં ઋશ્યશૃંગ કે'તા, સુણો તમો મહાકાય. ૩૫
રાય ચાર રૂપે તુજ ગૃહે, અવતર્યા શ્રીભગવાન;
હું નિમિત્ત માત્ર મોટો કર્યો, નહિ કોઇ તુજ સમાન. ૩૬
એમ ગોષ્ટ કરતાં આવિયું, ચપાપૂર ઉદામ;
સુંપરત કરી જામાતની, પછે ગયો દશરથ ધામ. ૩૭
મહિમા વાધ્યો શૃગીનો, મહારાય આવે ત્યાય;
દર્શન કરી અઘઓઘ મૂકે, શૃગી બેઠે જ્યાય. ૩૮

વલણ.

શૃગી બેઠે જેહને, તેહનાં અઘ જાયરે;
વિપ્ર પ્રેમાનંદ શુ સ્તવે, રામ જન્મ મહિમાયરે. ૩૯

### કડવું ૨૫ મું રાગ સામેરી.

મહિમા વધ્યો શૃંગી તણો, થઇ વારતા દેશ વિદેશ રે;
દર્શને આવે લોકના કંઈ, થોકે થોક વિશેષ રે. ૧
બાધા આખડી ચાલતી, શૃગી સેવે વર્ણ ચારરે;
માયાજાળે બધાયો દ્વિજ વર, એને પુત્ર હવો નિર્ધાર રે. ૨
તેને આશ્વાસી મોટો કીધો, થયો અષ્ટ વર્ષનો બાળ રે;
જાનકર્મ કરી નામ ધરિયું, કૃષ્ણકેશ ભૂપાળ રે. ૩
પછે પિતુ વચનનું સ્મરણ કરી, મુનિ ચાલ્યા વન મોઝાર રે;
આજ્ઞા લીધી લોમપાદની, સાથે શાંતા થઇ તૈયાર રે. ૪

---

૩૩ ભાન-ભાનુ—સૂર્ય. ૩ આશ્વાસી—આશ્વાસન કરી.

ઉગર્યા દંપતિ આવ્યાં વનમાં, તજી રાજ્યના રૂડા ભોગ રે;
નગર-લોક વળાવી વિલપે, રાય-શોકનો કયમ કહું થોક રે। ૫
અતિકાળે વિયોગ વિસર્યો, જોઇ દૌહિત્રનું સુખ રે;
ગદ્ગદ કંઠિત બાળ હુઓ તેણે, પામ્યાં સર્વે સુખ રે; ૬
જે શૃંગી મુનિ ગયા વનમાં, તેણે કર્યાં પિતુ દર્શન રે;
નારી સાથે પાગે લાગ્યો, તેણે થયા જનક પ્રસન્ન રે. ૭
દિકરો હોય કલ્યાગરો તેને, કહો શી રહે બાકી રે;
તૃષ્ણા તાપસની સૌ ફીટી, ગયું કષ્ટ સર્વે થાકી રે. ૮
પછે ઋષ્યશૃંગે તપ આરંભ્યું, કાયા કષ્ટને કરતો રે;
બ્રહ્મ થવા બ્રાહ્મણ ગયે તે, કથું શું રઢકણો રે. ૯
શાન્તી શાન્તા સેવા સાધે, ધર્મ કર્મને ધારી રે;
જ્યમ આકાશે રોહિણી ચંદ્રની, અરૂંધતી વસિષ્ઠની સારી રે. ૧૦
લોપામુદ્રા અગસ્ત્યની જ્યમ, દયમંતી રાય નળની રે;
શચી કરે જેવી પૂજા શક્રની, તેવી પૂજા કરે વિભુછાગની રે. ૧૧
વળી જ્યમ ભદ્રા ઇંદ્રસેનાએ, મુદ્‌ગલની સેવા માંડી રે;
તેવી સેવા કાન્તની કરતી, મદ મત્સરને છાંડી રે. ૧૨
તે મુનિયે કીર્તિ જશ લીધો, આ આશ્રમ રાજા તેનું રે;
અજમીઢવંશ શિરોમણિ અમો, આખ્યાન કહ્યું જેનું રે. ૧૩

---

૬ દૌહિત્ર—દિકરીનો દિકરો. ૧૦-૧૨ રોહિણી—દક્ષની ૬૦ કન્યાઓમાંની એક અને ચંદ્રની ૨૭ સ્ત્રીઓમાંની મુખ્ય સ્ત્રી તે. અરૂંધતી—કર્દમ પ્રજાપતિથી દેવહૂતિ વિષે ઉત્પન્ન થયેલી નવ કન્યાઓમાંની એક, અને વસિષ્ઠ ઋષિની સ્ત્રી. વસિષ્ઠ—સપ્તઋષિમાંના એક ઋષિ. દશરથના ઉપાધ્યાય. ૧૧ લોપામુદ્રા—વિદર્ભરાજાની કન્યા અને અગસ્ત્યની સ્ત્રી. એની મુદ્રાનો લોપ અગસ્ત્યમુનિના પ્રતાપથી થઈ ગયેલો હતો, માટે તેનું એવું નામ પડેલું છે. અગસ્ત્ય—કર્દમ પ્રજાપતિની હવિર્ભુવા નામક સ્ત્રીને વિષે ઉત્પન્ન થયેલા બે પુત્રોમાંના જ્યેષ્ઠ. અસુરોનો ઉપદ્રવ મટાડવા એમણે સમુદ્રનું પાન કર્યું હતું. શક્ર—ઈંદ્ર ૧૨ ભદ્રા—કલ્યાણકારી. ઈંદ્રસેના—મુદ્‌ગલ ઋષિની સ્ત્રી. મુદ્‌ગલાની—મુદ્‌ગલ—એક શીલોંછવૃત્તિવડે આજીવિકા ચલાવનાર બ્રહ્મર્ષિ. ૧૩ અજમીઢ—પૂરૂ કુળમાં જન્મેલા હસ્તિરાજાના ત્રણ પુત્રમાં જ્યેષ્ઠ. પાંડવ કૌરવનો પૂર્વજ.

ધીરાભક્તકૃત.

# પરચુરણ કવિતા.

---

સંશોધન કરી ટીકા તથા અર્થ સાથે

છપાવી પ્રકટ કરનાર,

હરગોવિંદ દ્વારકાંદાસ કાંટાવાળા,

અને

નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.

સમકાલીન જે ભાંડણ, તેમણે પણ હિંદીમાં પદ, છંદ વગેરે કર્યા છે. અને ત્યાર પછી ગુર્જર ભાષાને સરળતાના સાગરમાં વાર્તારૂપી નદીવડે સંગમ કરાવનાર જે કવીશ્વર સામળ ભટ્ટ તેણે પણ અંગદવિષ્ટિ અને *મંદોદરીસંવાદમાં વ્રજભાષાની કવિતા રચી છે. તેમ અમદાવાદવાળા કૃષ્ણારામ મહારાજે અને દયારામે તો હિંદી, મરાઠી, ફારસી, સિંદી, કાનડી વગેરે ઘણી લિપિઓમાં કવિતા કરવાનો યત્ન કર્યો છે. કૃષ્ણારામ મહારાજ માટેનો વિવિધભાષાદર્શક ગ્રંથ અમે થોડા વખતમાં પ્રકટ કરીશું; અને દયારામે તો ઉપર જણાવેલી ભાષાઓ પૈકીની, ઘણીખરીમાં પોતાની કવિતા કરીછે; તે (હિંદીવસ્તુવૃંદદીપિકા મરાઠી નૃસિંહની હુંડી વગેરે) નર્મદે છપાવેલું દયારામકૃત કાવ્ય જોયાથી માલમ પડશે. તે કવિઓ પ્રમાણે ધીરાભક્તે પણ કરવાનો પ્રયત્ન કર્યોછે. તે ગરબી ૨૪, ૨૫ અને ૨૬ મી જોયાથી જણાઈ આવશે. ‡વ્રજભાષામાં કવિ તરીકે માન મેળવવાનો કે અનેક ભાષાનું જ્ઞાન દેખાડવાનો યત્ન ગુર્જરકવિશિરોમણિ પ્રેમાનંદે કર્યો નથી, એમ હાલ સ-

---

* મંદોદરીસંવાદ કવીશ્વર દલપતરામે સામળભટ્ટના હિંદી છંદના ગુજરાતી કરી, તેમ કેટલાક બીલકુલ કાઢી નાખી કાવ્યદોહનના બીજા ભાગમાં છાપેલો છે. તેનોજ ઉતારો મી. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ (ગુજરાતીના એડીટર) એ પોતાના પ્રગટ કરેલા બૃહત્કાવ્યદોહનના ભાગ ૧ માં કર્યોછે. અમારી કને એ મંદોદરીસંવાદની ત્રણ લેખી પ્રતો છે. તોપણ એ સંવાદ બૃહત્કાવ્યદોહનમાં છપાયા પછી અમે સોસાઇટીની લેખી પ્રત મંગાવી તે પુસ્તક તપાસ્યું હતું; તો તે કવીશ્વર દલપતરામે મેળવેલું સોસાઇટીનુ પુસ્તક પણ અમારી મેળવેલી ત્રણ પ્રતો સાથેજ બરાબર મળતું આવેછે.

‡ ફક્ત પ્રેમાનંદે અભિમન્યુના ચકરાવામાં કેટલીક વ્રજભાષાની કવિતા સકારણ કરેલી છે. તેની માહિતી ન હોવાથી ગુજરાતીના એડિટર મી. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ પોતાના બૃહત્કાવ્યદોહનમાં એ કવિતા છાપતાં તે પ્રેમાનંદની હશે કે નહીં, તે માટે સંશય પ્રદર્શિત કર્યો છે. પરંતુ તે વ્રજભાષાની કવિતા પ્રેમાનંદનીજ કરેલી છે; એવા અમને કેટલાક વજનદાર પૂરાવા પ્રાપ્ત થયા છે, જે પ્રેમાનંદપુત્રે કરેલી "પ્રેમાનંદકથા" [illegible] આવશે તે

આગર તેના પરથી પ્રેમાનંદનું [illegible]

વખત જાહેરમાં મુકવાનો વિ[illegible]

ખીના શોધ ઉપરથી જણાયું છે.

ધીરાભક્તની કાફીઓ તો ઘણા જણને મોઢે હોયછે, પરંતુ આવી પરચુરણ કવિતાઓ અને તેમાં દ્રૌપદીવસ્ત્રાહરણ અને સુરતીના વિવાહ જેવી લાંબી આખ્યાયિકાએ ક્વચિતજ કોઈ મુખપાઠ રાખેછે. તેમ તેમની કવિતાનો લેખી સંગ્રહ તો છેજ નહીં, એમ અમે ૩ વના ૨ અંકમાં જણાવી ગયા છીએ. તેથી રા. નાનાલાલ લલ્લુભાઇ જ્યારે સાવલીમાં ગારતર હતા, ત્યારે તેમણે ભગતભીખાર અને વૃદ્ધસ્ત્રીઓને મોઢેથી તથા કેટલાંક ઉધાઈ ખાઇ ગયેલાં કાગળિયાંઓ ઉપરથી લખી મોકલી હતી તે; અને બીજી કેટલીક ધીરાભક્તનો ધર્મ પાળનાર રા. દામોદરને મોઢે હતી તેનો સંગ્રહ કરી આ અંક પ્રકટ કરવામાં આવ્યો છે. આ વગર હવે અમારી કને ધીરાભક્તની થોડી ઘણી ગુજરાતી અને કેટલીક હિંદીભાષાની છૂટક કવિતા રા. નાનાલાલે મેળવી આપેલી તથા અમને પાછળથી મળી આવેલીછે. તેમ આ અંકમાં ગુરૂપ્રશંસા આદિક પછી જે ચાર ચાર છંદ પ્રકટ કરવામા આવ્યા છે, તેવાં જૂદા જૂદા છંદનાં ચોરાશી ચોકડાનો એક આખો ગ્રંથ અને પ્રશ્નોત્તરની ૨૧૬ કાફીઓ એક ભટજી કનેછે, પરંતુ તે પોતાની પાસેના તે બે ગ્રંથની એટલી ભારે કીમત માગેછે કે, જે ગ્રંથો અમારાથી હાલની સ્થિતિ પ્રમાણે ખરીદી શકાય તેમ નથી. માત્ર થોડા પૈસા આપી નમુના દાખલ પાંચ ચોકડાં આ વખતના અંકમાં છેલ્લાં છાપેલાં છે. ૭૯ મી આખી કવિતાની અને સુરતીના વિવાહ મધ્યેની ઘણી ખરી ટીકા પ્રથમના અંકની માફક બ્રહ્મજ્ઞાની બદ્રીનાથ દેવનાથ પાસે કરાવી લેવામાં આવીછે.

લખેલી પ્રત નહીં મળવાથી સંશોધન કરવાનું જેઇતી રીતે બની આવે નહીં એમ હતું, પરંતુ કેટલાક મોઢે બોલનારની સાથે છાપવા તૈયાર કરેલાં પદ વગેરે મેળવવાનો યત્ન કર્યાથી ઘણા ખુલાસા થઇ ગયા. પણ લેખી પ્રતોપરથી જે ઉતારો કરવાનું બની આવે તેની વાત તો જૂદીજ.

# પ્રસ્તાવના.

ધીરાભક્તના જન્મમર્ણ વિષે તેમજ તેમના વંશજોની સ્થિતિ, અને તેમના ગુરૂ માટેની મળી આવેલી માહિતી, અમે પ્રાચીન કાવ્ય ત્રિમાસિકના વર્ષ ૩ ના ૨ અંકમાં "ધીરાભક્તની કવિતા" એ નામના પુસ્તકમાં પ્રસિદ્ધ કરી ગયા છીએ. તે સિવાયની બીજી હકીકત એ ભક્તકવિ માટે પ્રયત્ન કર્યા છતાં પણ, વિશેષ મળી આવી નથી. તેમ બીજા તેમના સારા ગ્રંથો કે ધારવામાં આવતી કાફીઓની છૂટક કવિતા પણ હાથ લાગી નથી. તે પરથી આ અંકમાં તેમણે શૃંગાર, સામાન્ય નીતિરીતિ અને બ્રહ્મજ્ઞાન વિષે જે જૂદા જૂદા રાગો અને છંદોમાં કવિતા કરેલી છે તે પ્રકટ કરીએ.

શૃંગારની કવિતામાં પરમ ભક્ત નૃસિંહ મેહેતા અને રંગીલા કવિ દયારામ આદિકે રાધા માધવ જેવાં અનુકૂળ નાયકા નાયકને પસંદ કરી, રંગની રેલવાળી દીધી છે; તેમ કરવાને ધીરાભક્તે પણ પ્રયત્ન કર્યો છે. પણ તેમાં તેઓ નૃસિંહ કે દયારામની બરાબરી કરી શક્યા નથી તેનું કારણ એમ જણાય છે કે, શૃંગારવર્ણન એ ધીરાભક્તનો મૂળ વિષય ન હોવાથી, તેમણે તે માટે જોઇતું મનન ન કર્યું હોય, અગર માહિતી પણ ન મેળવી હોય, અને જે કંઇ પણ તેવા પ્રસંગનું વર્ણન કરેલું તે પોતાનો સ્વભાવ સર્વસામાન્યપણું મેળવવાનો હોવાથી કે ડાકોરના ને બીજા મંદિરવાળા ભજનિયાઓના ઉપયોગમાં આવે એવી રાધાકૃષ્ણની કવિતા કરવા જતાં કિંવા પ્રેમમાર્ગ ભક્તિની પ્રશંસા કરવાના હેતુથી, એ રસની કવિતા કરી હોય. શૃંગાર એ તેમનો પોતાનો વિષય ન છતાં પણ જે તેમણે તે રસનું વર્ણન કરવામાં થોડી ઘણી ફતેહ મેળવી છે, તે વખાણવા જોગ છે. તેમનાં કેટલાંક ચરણ, પંક્તિઓ અને પદ તો આપણને નૃસિંહ કે દયારામના વર્ણનનું સ્મરણ કરાવે છે. તેમ ભાષાની સરળતા અને છટા પણ પસંદ કરવા જેવી જોવામાં આવે છે.

જે વખતે કવિ તરીકે પ્રખ્યાતી પામવાને સંસ્કૃત કે વ્રજભાષામાં કવિતા કરવાનો વિશેષ પ્રથા હતો; અને હિંદુસ્તાનની બીજી પ્રાકૃત ભાષાઓની હલકી ગણના થતી હતી, તે વખતે ગુજરાતી કવિઓ વ્રજભાષામાં કવિતા કરવાની લાલસા રાખતા. જૂના કવિઓ તપાસીશું તો નૃસિંહના

श्रीजगदीश्वरायनमः

# धीरा भक्तनी परचुरण

# कविता.

---

### રાગ ધોળ.

મારે પ્રકટયા શ્રી ગોકળાંધીશરે, આનંદ મારે અતિઘણો રે;
આજ આવ્ય વલ્લભ ઈશ રે, આનદ મારે અતિ ઘણો રે. ૧
કરૂણા-નિધિ શ્રી કૃષ્ણજી રે, બળભદ્રજીના ભ્રાત;
દાસી જાણીને દયાળજી રે, દયા કીધી અમ પર નાથ. આનદ. ૨
મુગટે મુકુટ હેમનો રે, જડિત ઝળકે મણિ માય;
કાને કુંડળ ઝગમગે રે, ભાનુ કોટિ અર્ક તેજ ભાય. „ ૩
ઉંચું તિલક કેસર તણું રે, કમળનેત્ર વિશાળ,
પીળાં પીતાંબર પે'રિયાં રે, વા'લે પે'રી વૈજયંતી માળ. „ ૪
મુક્તાફળ દતાવળી રે, ઘન મેઘવર્ણું તન;
ટપકી બિરાજે ગાલની રે, રૂડુ શોભે શ્રીવત્સલાચ્છન. „ ૫
હાર દોરા હેમ સાંકળાં રે, બાજુબંધ બિરાજ;
શણગાર અંગે શોભતા રે, મારે આનંદહેલી આજ. „ ૬
હાથે હેમનાં માંકળા રે, વાકડા વીંટી વેઢ;
પો'ચી પ્રવાળ મોતી તણી રે, કડિયાળો કંદોરો કેડ. „ ૭
પાવડિયે પ્રભુજી ચઢ્યા રે, ચાલે સેહેકની ચાલ;
શોભા તે શ્યામની જોઇને રે, (મને વાધ્યું વા'લા સગ વા'લ, „ ૮
( તુરિયા તોરણ બંધાવિયાં રે. મોતીએ પૂરાવ્યા ચોક;
કુંમકુંમે છાટા દેવડાવિઓ રે. રંગે કરીએ વા'લા સગે ગોખ. „ ૯

---

૩ અર્ક—સૂર્ય ૪ ઉચું—ઉંચુ ઊંચુ. ૪ વૈજયંતી માળ—કૃષ્ણની કોટની તુલસીની માળા. જેમાં પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશના પ્રતિનિધિ, નીલમ, મોતી, માણેક પોખરાજ ને હીરો એ પાંચ મણિ હતા. ૫ દતાવળી—દાંતની પંક્તિ—હાર. ઘન ઈ:—વાદળના જેવું મેઘવર્ણું-કાળુ જેવુ શરીર છે એવા—કૃષ્ણ. શ્રીવત્સલાંચ્છન—વિષ્ણુની છાતી પરનું ચિન્હ. ૬ બિરાજ.—બિરાજે—શોભે. ૭ કડિયાળો:—કડિઓવાળો.

સમોતિ દીધી સહિયર સાથમાં રે, હરખે હિંડુ મોડા મોડ;
પ્રેમ કરીને પધારિયા રે, હરિયે પૂર્યા મનના કોડ. ,, ૧૦
રસિયા સંગે રજની રમી રે, પૂરણ પો'તી આશ,
શ્રીપતિ સંગ છોડું નહિ રે, મુને આપો શ્રીવ્રજમાં વાસ. ,, ૧૧
આલબેલા ઉપર પધારિયે રે, એ તો મોટા માણસની રીત;
મનમાની મઝા માણિયે રે, મારે પૂર્વ જન્મની પ્રીત. ,, ૧૨
ગુણના સાગર શ્યામળા રે, માગુ એક વરદાન;
અહર્રાત્રી રમતાં રાહુ રે, દાસ ધીરાના સ્વામી નિધાન. ,, ૧૩

## ગરબી ૨ જી.

એક સમે શ્રી ગોકુળ મધ્યે, ઉદ્ધવજી તો આવ્યા રે;
વનિતા-વૃંદ મળી મળી પૂછે, સમાચાર શા લાવ્યા રે. ૧
પાસે પધાર્યા ઉદ્ધવજી, મારા વા'લમજીના વીર રે;
ચાંપ કરીને અમને કહોને, શું કરે શ્યામ શરીર રે. ૨
કુશળ છે શ્યામળીઓ વા'લો, પ્રેમીનો આત્મારામ રે;
સ્નેહનો સાગર છે સુંદરવર, નિર્મળ કૃષ્ણજી નામ રે. ૩
સ્નેહી-સ્નેહ સુણો તમે ઉદ્ધવ, કહું કર્મની વાત રે;
વાંક વિના વિસારીને મેલ્યાં, નમેરા થયા નાથ રે. ૪
લઘુવેશે જ્યારે લાલ હતા, ત્યારે અમે ધરતાં શણગાર રે;
પીતાંબર પીત પિયાજીને, મોતીડાં પુષ્પનો હાર રે. ૫
આભૂષણ સઘળાં અંગે ધરતાં, હાર હીરા મણિ મોતી રે;
નખશિખ શોભા નટવરજીની, નજરો ભરી ભરી જોતી રે. ૬
જળ ભરવા જાતાં જમુનાં-તીરે, જોતાં વા'લાજીની વાટ રે;
ફરતાં રમતાં રંગીલાજી, ગિરિધર આવતા ઘાટ રે. ૭
વણ તેડી હું નદીએ જાઉં રે, આતું હરિને જોવા રે;
વણ દીધાં અમો દોરજ કરતાં, વળી બેસું દૂધ દોવા રે. ૮

---

૧૦ સમોતિઃ—સમાગમને રહેતાં સુખ પામું તેવી. ૧૩ અહર્રાત્રીઃ—દહાડો ને રાત. નિધાનઃ—લાભ. ધીરાના સ્વામીઃ-કૃષ્ણના રહેવાના રૈવત (ધામ)માં રાતદિવસ (રાધા કહે છે કે) હું રમતાં રાહું. ગરબી ૨ જી. ૨ ચાંપ કરીને—ચોક્સ કરીને. (!) ૪ નમેરાઃ—મોહેર વગરના; નિર્દય.

દીવડિગો કરવાને ગિયે, પેસું તે મંદિર માંય રે;
એણી પેરે ગળતી માધવને, નટવર નિરખતી ત્યાંય રે. ૯
એવા અવગુણી ઉદ્ધવજી, પોતે ગયા પરદેશ રે;
વા'લા વિના કહો કેમ રહિયે, અમો છીએ બાળેવેશ રે. ૧૦
ગોઠે નહીં ઘરમાં ઉદ્ધવજી, મંદિર ખાવા ધાય રે;
હરિ વિના જાય એક ઘડી, તે શત જુગ જેવી થાય રે. ૧૧
કાળા એટલા સઘળા કપટી, કાળાનો શો વિશ્વાસ રે;
ભમરે સુગંધી લઈને નાસે, નવ રહે પુષ્પની પાસ રે. ૧૨
વેરીડું કીધું વ્રજ સહોદર, તે તો હરિને કાજે રે;
કઠિન વચન એને કેમ કહિયે, બળતું તે બોલે દાઝે રે. ૧૩
મરજાદા મૂકી અમો મળવા, આવીશું મુરારિ રે;
દાસ ધીરાના સ્વામી શ્યામળિયા, અમો છુ દાસ તમારી રે. ૧૪

પદ ૩ જું.

સખી છેલ છબીલો છોગાળો રે, રૂપાળો રંગ રસિયો; ટેક.
એને નયનાં ભરી ભરી ન્યાળો રે, વાલમો મન વસિયો. સખી. ૧
આળેગાળો ને અટકચાળો રે, એનાં ચપળ નયનનો ચાળો;
ગોરે વર્ણે સ્વાલણ રાણી રે, નટવર કા'નવર કાળો. સખી. ૨
ઇંદ્રાદિક બ્રહ્માદિક ભૂલ્યા રે, જૂઓ આનંદનો ઉછાળો,
દેવવિમાન ચઢી વા'લાને વધાવે રે, ભરી ભરી મોતીડાની થાળો. સખી. ૩
દાસ ધીરાનો સ્વામી અદ્દળક દળિયો રે, રીજ્યો વાલમ વાસળીવાળો,

રાગ વસંત ૪ થો.

એરા આવો હરિ ઓરા આવો, કહું હિવડાની વાત;
હું તો વાત કહું તારા કાનમાં, કાનુડા જોઈ તારી જાત. ટેક. ૧
વડીવારની જોતી'તી વાટડી, વ્હાલા આજ આવ્યાછો હાથ;
હું તો રટણ કરું તારુ રીતશું, રંગીલા દિવસ ને રાત. ઓરા. ૨
મન માન્યો મળ્યો મુજને, નહિ મૂકું તારો સંધાત;
દાસ ધીરાના નાથજી નટવર, નોધારાના નાથ ઓરા. ૩

---

૧૩ સહોદર—નિકટનાં સગાંવહાલાં. ૧૪ મુરારિ:—મુર નામક દાનવના અરિ—શત્રુ, એવા જે કૃષ્ણ તે. પદ ૩ જું. ૨ આળેગાળો.—આળ ચઢાવી ગાળો દેનારો.

## રાગ વસંત ૫ મો.

તને વારૂંરે હો નંદજીના લાલ, વેગળો રહે વરણાગીઆ. ટેક.
પરણ્યો પિયુ મારો પાધરો પાતળિયા, પણ સાસુડીનું સાલ;
વળગાઝુંબી શાને કરો શ્યામળિયા, ખાશો મુખડાની ગાળ. ,, ૧
આળ ન કરીએ એવડી અલબેલા, આંખે ભરિયું ગુલાલ;
કઠિન રાજ્ય છે કંસનું કાનુડા, આવે મૃત્યુ કરાળ. ,, ૨
મુને ખોટી ના કરો નટવરજી, ચાલો રૂડી ચાલ;
દાસ ધીરાના નાથજી, દામોદરે તારી કીધી ન્યાલ. ,, ૩

## ગરબી ૬ ઠ્ઠી.

આવો જીવનજી જમવાને, અમશું રંગભેર રમવાને;
હે અલબેલા! છેલ છબીલા, આવો અમશું રમવાને. હે અલબેલા. ૧
હું વાટ તમારી જોતી'તી, હું ચરણે ચિત્ત પ્રોતી'તી;
આપ્યાં આસન આણીને, મારા પ્રાણપતિને જાણીને. ,, ૨
એ જુગતે જોવા જેવા છે, મોહનજી મીઠા મેવા છે;
કંચનથાળ અજવાળ્યા છે, મુજ લોચન તો ચોખાળ્યાં છે. ,, ૩
શીરો પૂરી સેવો માંહિ છે, સ્વાદમાં નૂતનતા સગાઈ છે;
ખાંડ ખજુર ને ખાજાં છે, હરિ! તુર્તાતુર્તનાં તાજાં છે. ,, ૪
બરફ જેવાં ઘેબર ધારી છે, માંહિ સુતરફેણી સારી છે;
ધારી ને જલેબી કીધી છે, માંહિ કેરી કચોરી લીધી છે. ,, ૫
વડાં ને વેડમી વારૂ છે, સહુ સામગ્રી તમ સારૂ છે;
આંબા અમૃત શા ઘોળ્યા છે, મેં લાડુમાં ઘી બોળ્યાં છે. ,, ૬
ઠારમાં કંકોડાં ઠારેલાં છે, એનો તેને ઘી ચારેલાં છે;
વાલોળો ને વંતાકાં છે, સુંદર કાળાં પાકાં છે. ,, ૭
તળ્યાં તુરિયાં તેવાં છે, માંહિ સુરણ જોવા જેવાં છે;
જે આખાં લીંબુ આથ્યાં છે, માંહિ મરચાં આદક નાખ્યાંછે. ,, ૮

---

વસંત ૫ મો:—૧ વળગાઝુંબી:—વળગાવળગી. ૨ કરાળ:—ભયંકર. ગરબી ૬ ઠ્ઠી. ૨ પ્રોતી'તી:—પરોવતી હતી:—લગાડતી હતી. ૩ અજવાળ્યા:—તૈયાર કર્યા. ૬ આંબા:—કેરીઓ. ૭ ઠારમાં:—અબાથળ જેવાં. ચારેલાં:—મૂકેલાં છે. એટલે ઘીનો વઘાર મૂકી તૈયાર કરેલાં છે. ૮ આદક:—આદુ.

રૂડાં તે શાયનાં કેરીનાં, જોઈ હૃદય કપાયાં વેરીનાં;
સર્વે શાક મગાર્યાં છે. મેં અવલ અથાણાં ઉતાર્યાંછે. „ ૯
કૂર કમોદનો કાધો છે, માહિ વધાર લવગનો દીધો છે;
રાજ ! તરે' તરેહની તૈયારી છે, પીવા નિર્મળ નદીના વારિ છે. „ ૧૦
સ્વેચ્છા ઇશ્વર તમારી છે, મુખવાસ પાન સોપારી છે;
આ જીવડો તમ પરવારી છે, ફૂલડે સેજ મગારી છે. „ ૧૧
આ નવરંગી કાયા મારી છે, હરિ એ મારી તમારી છે;
મોહનજી મંગળ કારી છે, ધીરા ધન્ય પ્રિતમ બલીહારી છે. „ ૧૨

## રાગ લલિત ૭ મો.

મહરાજાની વાંસલડી વાજે રે રૂડા રંગમા;
ચાલો જોવા જઇએ રાસ રચ્યો, રઢિયાળે રસીએ રંગમા ટેક. ૧
વાંસલડી સાભળી વ્રેહે જાગી, પ્રેમકટારી કાળજડામાં વાગી;
રૂડા લાડકડાની મને લેહે લાગી. મહારાજા. ૨
પેહેર્યા ચરણાચોળી સુરંઢિયો, ઝાન ઝુમણા ઝમકે પાહડિયો;
સાગ સોળ વર્ષની નારી નાનાંડયો મહારાજા. ૩
ઓપીતાં આભૂષણ અંગે ધર્યા, વિવિધ રંગ પટકૂળ પેર્યા;
એવા આહીર પુત્રી લેર્યાચેર્યા, મહારાજા. ૪
ઘણું ઘેલાં થયા વ્રજનારી, સાસુ સસરાનો ભય ભારી;
ચાલ્યા ઘરધંધો સૌ વિસારી, મહારાજા. ૫
રૂડી રજની શોભે શરદ તણી, સૌ સંચર્યાં વ્રદાવન ભણી;
ત્યાં મળિયો દામ ધીગનો ધણી, મહારાજા. ૬

## રાગ ધોળ ૮ મું.

આજ સાહેલી અમર વર પામી, સાચો સ્વામી અંતરજામી રે; ટેક.
પૂર્વની પ્રીતે પિયુડો મંદિરીએ આવ્યા, મોટે મોટે મોતીડે વધાવ્યા રે.અગર.૧
જોને જોને જગજીવન જડિયા, તમો રામ દ્દષ્ટે પડિયા રે; „
આજ આનંદ મારા અંગમાં વાધ્યો, હરિ હીરો હાથે લાધ્યો રે „ ૨

---

૯ અવલ—ઉત્તમ. ૧૦ કૂર કમોદનો—કમોદ (એક જાતની ઉત્તમ ડાંગર)ના ચોખાનો ભાત. રાગ લલિત ૭મો. ૩ ચરણા—ચરણિયા—ઘાઘરા. ૪ લેર્યાચેર્યા—ઠાઠમાઠ વાળાં. ધોળ ૮ મું. ૧ અમરવરઃ—દેવતાનો સ્વામીઃ—કૃષ્ણ અગર જેનો નાશ ન થાય એવો સ્વામી—પરમાત્મા.

સૂતાં જોવું તો મારી સેજમાં દીઠા, બેઠી જોઉં તો પાસે બેઠા રે;
રાત દિવસ વસે પાસે પિયુડો, પેહેર્યો અવિચળ ચૂડો રે. „ ૩
સાસુ મારી સુષુમ્ના શાણી, નણદી નિવૃત્તિ નાણી રે;
દયા દાતા દિયર દેરાણી, પ્રેમકુંવર જેઠાણી રે. „ ૪
સસરો અમારો સત્ય ધર્મ સંગી, પરણ્યો આત્મારામ રંગી રે;
રસબસ કીધી રસિયે રંગ રમાવી, છેલ છબીલે છલકાવીરે. „ ૫
દાસ ધીરાના સ્વામી અટળક ઢળિયા, સુનધ્યાના દેરા મારા ફળિયારે;

ગરબી ૯ મી.

હરિ મારે ઘેર આવ્યા હેલી રે, મારી કૂળની મરજાદા મેલી રે;
મારે આજ આનંદની હેલી રે, ગુણવંતાને જોઈ થઈ ઘેલી રે. ૧
મારિ પૂર્વની પ્રીતડી પેલી રે, રસબસ તે રંગની રેલી રે;
કરે છંદ છબીલો છબીલી રે, હરિચંપે વિંટાણી હું વેલી રે. ૨
એની સ્નેહની વાત નથી સેલી રે, દાસ ધીરા(ના) સ્વામી સંગે ખેલી રે;

ગરબી ૧૦ મી.

એ રસનો સ્વાદ શિવ જાણે રે, વ્રજ માનિની એ રસ માણે રે;
કંઇક જાણેછે શુકદેવ જોગી રે, ભૂતળમાં વિરલા ભોગી રે. ૧
રટે સહસ્ર ફણાએ શેષ રે, વસે વન જોગી વાઘંબેસ રે;
સિદ્ધ સાધક શોધે શેરી રે, દેવ ગંધર્વ ને મર્દ મેરી રે. ૨
તોયે સ્વપ્ને ન આવે સ્વામી રે, આદિ બ્રહ્મ અંતર જામી રે;
ઉભા વ્રિજ વનિતાની આગે રે, વા'લો કર જોડી હુકમ માગે રે. ૩
વા'લો પ્રેમનો બાંધ્યો દોડી આવે રે, તે તો અનુભવિયોને મન ભાવે રે;
હરિ થેઇ થેઈ નાચે પાતળિયો રે, દાસ ધીરાનો સ્વામી શ્યામળિયો રે. ૪

રાગ કાલેરો ૧૧ મો.

આવો રે શ્યામળિયા વા'લા, મારે તારે પૂરણ વા'લ રે. ટેક.
શેરી વળાવું ને સંચ કરાવું, ફૂલડિયાં વેરાવું રે. આવોને. ૧

---

૪ સુષુમ્નાઃ—નાકની વાટે નીકળતો શ્વાસ ડાબો જમણો ન જતાં સમાન ચાલ્યો જતો હોય તે (નાડી). પ્રેમકુંવરઃ—પ્રેમરૂપી. ગરબી ૯. ગી. ૨ હરિચંપેઃ—હરિરૂપી ચંપે.

ફૂલ-કળીની સેજ બીછાવું, વાવલિયા ઢોળાવુ રે;
હું ગતઆલીને મદ ચડ્યો છે, અમારાં છે તે તમારાં રે. ,, ૨
દાસ ધીરાના સ્વામી શ્યામળિયા, મારે તારે પૂરણ વા'ન રે.

ગરબી ૧૨ મી.

*સુણ વાંસલડી, વેરણ થઇ લાગીરે વ્રજની નારને;
શું સોર કરે, જાતલડી તારી તુ દિલ વિચારને. ટેક. ૧
તું જંગલ કાષ્ટ તણો કટકો, છોલી છાલી રસીએ કીધો રંગ ચટકો;
તેની ઉપર આવડો શો લટકો, સુણ વાંસલડી. ૨
તુ મોહનની સંગે ગા'લે, તુજ વિના ઘડી એક નવ ચાલે;
તું તો શોક્ય થઇને મુજને સાલે, સુણ૦ ૩
હું તો આવડું નો'તુ જાણતી, ડાળ મૂળ સહિત તાણી નાખતી,
હું તુજ પર એ'ર ન આણતી, સુણ૦ ૪
વા'લો દાસ ધીરાનો રંગરસિયો, વા'લો હૃદેકમળમાથી નવ ખસિયો;
ધન્ય ભાગ્ય આગારું વ્રજમાં વસિયો, સુણ૦ ૫

રાગ સોરઠી મલ્લાર ૧૩ મો.

સખી અખંડ વૃંદાવન વાટે રે, વાંસળી ધૂન વાગી,
ત્રિવેણી-ત્રટ તીર ઘાટે રે, ઝબકી જોવા જાગી. ટેક. ૧
શ્રવણે વાંસળી સાંભળી રે, વા'લો રમવા લાગ્યો રંગ;
જે જ્યમ તે ત્યમ નીસર્યાં રે, ગોપી ઉઠ્યા ઉઘાડે અંગ. વાસળી. ૨
અવળાં આભરણ ઓઢિયાં રે, નૂપુર પે'ર્યાં કાન;
ત્રોટી અકોટી પે'રી પગે રે, ગોપી ભૂલી સઘળાં ભાન. ,, ૩

---

ક. ૧૨ મો. ૨ વાવલિયા—વાયુ. * દયારામ કવિની વાંસળી વિષેની ગરબી, તથા આ ગરબી બહુધા મળતી છે. એ બંને કવિઓ સમકાલીન થયેલા હોવાથી, ને નજીકના રહીશ હોવાથી એકની કરેલી કવિતા દદાશ બીજાએ વાંચી હોય, કે લેખકોએ ફેરફાર કર્યો હોય, અગર વાંસળીનું વર્ણન એકજ જાતનું હોવાથી બને કવિયોએ નિરનિરાળી ગરબીઓ પણ બનાવી હોય. મલ્લાર ૧૩ મો. ૧ ત્રટ, તીર અને ઘાટની પુનરુક્તિછે. બોલવાની ઉતાવળનો કે પ્રેમનો વેગ બતાવતાં એવું વર્ણન કરવાનો રિવાજ છે. ૩ ત્રોટી:—કાને ઘાલવાનુ ઘરેણુ

કેહેની વિંચી વિનતા રે, જોબનમાં ચકચૂર;
ચતુર ચમકે વિજળી રે, જાણે પ્રકટયાં આણંદ-પૂર. „ ૪
પ્રેમે તે પોહોન્યાં પ્રેમદા રે, હરિશું જોડ્યા હાથ;
દાસ ધીરાનો સ્વામી મળ્યો રે, પૂર્યો મન મનોરથ નાથ. „ ૫

### રાગ ધોળ ૧૪ મું.

આજ સાહેલી આનંદની હેલી, રસીએ વાળી રંગની રેલી;
પ્રેમનાં વાદળ વરસાં ઉલટયો અશાડો, સખિ મારી ધન્ય ઘડી ધન્ય દા'ડો. ટેક. ૧
ભાગે બેઠ્યા બ્રહ્માંડના રાય, કોમળ સફળ કરી મારી કાય;
જગજીવન તને નહિ દેઉં જાવા, ઘણે ઘણે દહાડે ઘેર આવ્યા. આજ. ૨
તમો વિના મારે પલક ન ચાલે, વા'લ વધાર્યું મારે વા'લે;
મનમોહન સાથ ન મેલું, બળવંત સંગ બાંધ્યું બેલું. „ ૩
ગુણવંતાની મને ગોઠડી ગોઠી. ચિતડામાં પ્રીતડી ચોટી;
પાય પડું પિયુડા પલક ન છોડું, હૃદય સાથ આલિંગીને જોડું. „ ૪
રમાડું જમાડું સેજે પોઢાડું, પ્રીતે પાછોડી પ્રભુ ઓઢાડું;
ધીર સમર્થ સ્વામી અંતરજામી, પૂર્વની પ્રીતે હું તો વરી પામી. „ ૫

### ગરબી ૧૫ મી.

લટકો લાગ્યો રે લાલનો, વાધ્યું વા'લા સંગે વા'લ રે લોલ;
મનડું મારું મોહિ રહ્યું, નટવર નારી કીધાં ન્યાલ રે લોલ. ટેક. ૧
ચટકો જોયો મેં ચાલનો, ચતુર વરમાં ચિત્તડું ચોટયું રે લોલ;
જોયા વિના જીવ જંપે નહિ, હરિના ચરણ કમળમાં લોટું રે લોલ. લટકો. ૨
તન મન ધન મારું તમો, મારા કાળજડાની કોર રે લોલ;
દાસ ધીરાનો સ્વામી મળ્યો, મારા ચિત્તડા કેરો ચોર રે લોલ. " ૩

### રાગ વસંત ૧૬ મો.

હો! ધૂન મચરે ધૂન મચે, હો નાચે નંદાનંદ.
વૃંદ મળ્યાં વનિતા તણાં, હો ધૂન મચે રે ધૂન મચે. ૧
હો રે! વા'લો કેસર વર્ણો કા'નજી રંગીલો, હો! રંગીલો રે છબીલો;
હો રાધેરંગ કિશોર, વૃંદ મળ્યાં વનિતા તણાં ધૂન મચે.
હો રે! વા'લા છત્રીશ વાજીંત્ર વાજિયાં, ઘોર ગાજે હો ગાજે નવતમ છંદ. ધૂ. ૨

---

ધો. ૧૪. ૨ કોમળ૦:—મારી કોમળ કાયા સફળ કરી. ૩ બેલું:—જોડું; જોડકું. વ. ૧૭ ૧ નંદાનંદ:—નંદને આનંદ આપે એવા કૃષ્ણ.

તા રે! વા'સો જન નમાડે (એ॥) મનમા તે તો રે ન જણાય,
હો! જેના ગુણનાગભીર, મંનનમા ૩
હો! રે! વા'ના દાસ ધીગના, નાયજી દામોદરજી,
હો! દામોદરજી રે દામોદરજી, હો દીજે આનદ સુખ વદાનનમા ૪

## રાગ સોરઠી મલાર ૧૭ મો.

મ'ય રાતે આ યા મિમાડે રે, ગુણવતા ગોપી,
નો'ય પતિવ્રતા ધાર આ રે, લાડણી લાજ લોપી. ટે॰ ૧
વક્ર વચન બોલ્યા વા'નમો રે, અહીં શુ છે તમારૂ કામ?
આવી મને ગોમના રે, નારી તેનુ તે શુ નામ? ગુણવતા ૨
પતિ તમારા પૂછશે રે, ત્યારે શો દેશો જબાબ
સ્વામીથી વિમુખ સુદરી રે, તેનુ પેના બહુ પાપ „ ૩
એના કડવુ વેણ સુણ્યા કથના રે, થઇ ગદગદ કહે નાર,
આશા આપી નિરાશ ન કીજીએ રે, મારા પ્રાણ તણા આધાર „ ૪
અતર પ્રીત જાણી પ્રભુજીએ રે, પ્રેમે લીવા પાસ,
દાસ ધીરો સ્વામી મળ્યો રે, રમના માડ્યો રગ વિલાસ „ ૫

## રાગ આશાવરી ૧૮ મો

તાતા થેઇ થેઈ હો રગ રાસ, રસની રેવડીએ,
નાચે નાચે ગોપી ગોવાળ, આનદ હેનડીએ ટેક ૧
અરસા સરસી ગડણી રૂપાળી, એક એક ગોપી કા'ન,
હાથતાર બધાણી બેનડીએ, તાળી તાલ મૃદગ તાન રમી ૨
નાચે નચાડે ને રમે રમાડે, બશી ભુગળ ભેર વાજે,
છત્રીશ વાજીત્ર વાજે છદે, તેના ઘોર ગગનમા ગાજે „ ૩
રૂમઝુમ રૂમઝુમ નૂપુર વાજે, ઝાંઝરના ઝમકાર,
છમ છમ છમ વિછુવા છમકે, પાયે ઘુઘરીનો ઘમકાર „ ૪
*પચીસ હજારો છસે છોગાળી, રૂપાળી રમે રાસ,
દાસ ધીરા-સ્વામી સગ રમતા, વાધ્યો આનદ અગ ઉલ્લાસ „ ૫

---

મ ૧૭ મો ૨ વિમુખ—અવળી, દૂર આ ૧૮મો ૩ હાથતાર હાથબંધ ૫ ઉલ્લાસ—હર્ષ, આનદ અને ઉલ્લાસ શબ્દની પુનરૂક્તિ થાયછે
*પચીસ હજારને છસેં જે અજપા જપાય છે તેને બીજી રીતે લેતા ગોપીઓ.

### રાગ મારૂ ૧૯ મો.

રમે રંગીલો રમત રસાળી રે, વાંકડો વનમાળી રે;
(મેં તો) ભૂધરજીની શોભા ભાળી રે, વાંકડો વનમાળી રે. ૧
કડાઝુડ કચ્છ બીડી કામનીઓ, ઓસે પીતાંબર પાલવડા વાળી રે;
કરી ખટ માસની રજની સજની, રૂડી શરદનિશા અજવાળી રે. વાંકડો. ૨
લુંબાઝુંબી ફેરફુદડીની ખૂબી, ત્યાં તો તાનથી વાગે તાળી રે;
ધરા ધમકે પગને પ્રહારે, ભોરંગ ભારે ભય ભાળી. વાંકડો. ૩
દાસ ધીરા સ્વામી સંગે સુખ પામી, વા'લે રંગની રેલ વાળી રે;
રસીલો રસ રેલાતો ચાલ્યો, કોઈ વૈષ્ણવે લીધો ઝાલી. વાંકડો. ૪

### ગરબી ૨૦ મી.

વૃંદાવનમાં વાંસળી હો વાગી, ત્યારે હું તો ભરનિદ્રાથી જાગી;
વ્યાકુળ થઈછું હો બાળા, તારો મને મોહ લાગ્યો નંદલાલા. ૧
વ્રજની વનિતા હો રૂડી, ખળકે પાણ કંકણ ને ચૂડી;
ચાલ્યાં ચાંપથી હો રામા, મળીઆ સ્વામી ધીરાના સામા. ૨

### ગરબી ૨૧ મી.

આભૂષણ અંગે હો ધરીઆં, શરીરે ચંદન લેપન કરીઆં;
પેહેરી પટોળી હો ઝેણી, માનુની સર્વે મૃગયાનેણી. ૧
આડ કંકુ કેસરની હો ઠાઠે, ટીલડી તો ચોઢી લલાટે;
બાજુબંધ બાંધ્યા હો રૂડા, શોભિતા સોનાના ચૂડા. ૨
આણવટ ઓઢ્યા હો સારા, માંહે (વળી) ઘુઘરીના ઘમકારા;
ઝાંઝર પાયે હો ઝમકે, કલ્લાં કાંબી વીંછુવા ઠમકે. ૩
દરપણ લઈને હો નરખે, રૂપ અનુપમ જોઈને હરખે;
સ્વામી ધીરાના હો સંગે, રમવા આવ્યાં રૂડે રંગે. ૪

### ગરબી ૨૨ મી.

બન્ને પાસે હો નારી, વચમાં ગુણવંતો ગિરિધારી;
ભમરી લેછે હો ફેરી, કુદડી ફરેછે બહુ ફેરી. ૧
વળગાઝુંબી હો બાપે, રસ રમેછે રસિયા સાથે;
છંદે તાળી હો વાજે, તાળ મૃદંગે ગોવિંદ ગાજે. ૨

---

મા. ૧૯ મો. ૨ કડાઝુડઃ—ખેંચીને; ખૂબ. ૩ લુંબાઝુંબીઃ—એક બીજાને વળગી રમવું તે.

તાથઈ તાથઈ હો નાચે, મુનિવર સઘળા આવી જાચે;
આનંદ સુખડાં હો આપ્યાં, પોતે પોતાનાં કરી થાપ્યાં. ૩
અધર ડશી પીધા હો (અધરામૃત) સારાં, હવે રૂડાં આપવાં (હરિ) તારાં;
રાસે રમાડ્યાં હો નારી, સ્વામી ધીરાનો મુરારિ. ૪

### ગરબી ૨૩ મી.

રંગ તો લાગ્યો હો રસિયા, વા'લો મારે હ્રદેકમળમાં વસિયા;
મનડું મોહ્યું હો મારૂ, મુને તાન લાગ્યું છે તારૂ. ૧
ગિરિધર થઇશું હો ઘેલી, તમને દીઠે આનંદ હેલી;
આનંદ-સુખડાં હો આપો, પોતે પોતાનાં કરી થાપો. ૨
રમઝમ કીધા હો વા'લે, સુખડાં અતિ દીધા કૃષ્ણ કાળે;
રાસ રમાડ્યા હો નારી, સ્વામી ધીરાનો મુરારિ. ૩

### ગરબી ૨૪ મી. //

ભરવાડણ પેહેલી બોલી રે, અલિ નાનો છે દિહે મોટો;
આખો દિ ગાયો ચારે રે, ત્યારે મળે તુને રોટો. ૧
છાક ખાધી મારી વાશી રે, નંદ તણો તું છુ રોઠો;
લડહડતી ધાબળી તાણી રે, લખણનો દિહે ખોટો. ૨
ભરવાડણ એવું બોલી રે, ઉડી વાતો શું જાણે;
પૂર્વની પ્રીત બધાણી રે, માટે મોહનવર માણે. ૩

### ગરબી ૨૫ મી.

હિંદુસ્તાની કહે કનૈયા(જી), પકડ ફુરસા મારગી;
તેરે બાબાસેં જા કહીઓ, જમોદાસેં નહિ હારગી. ૧
નિત ઉઠ મેરે ઘર આવે, એક દિન તો ઘુમાડુગી;
બાંકા ટેડા ક્યું ફિરતાહે, કર બાધ કોટડી ડારગી. ૨
હિંદુસ્તાની મન મસ્તાની, બાત પ્રીતકી ક્યા જાને;
સખી બાત પ્રીતકી ન્યારીહેંજે, સમજ બિન મત ક્યા તાને. ૩

### ગરબી ૨૬ મી.

દક્ષણચી નારી બોલતી, ઈકડ તીકડે કસા ગમવા;

---

ગ ૨૪ મી ૧ દિહે—દિસે. રોટોઃ—રોટલો. ૨ છાક—છાશ રોરોઠ કરનાર(?) ગ. ૨૫ મી. બાબાસે—બાપને. ૨ ઘુમાડુગી—ઘુમાવી દઇશ-ઉપદ્રવાવીશ. ગરબી ૨૬ મી. ૧ દક્ષણચી—દક્ષણની. ઇકડ —ઇકડે-આ

તમે બાલે પધાર્યા ઉદ્ધવ રે, વા'લમજીના છો સોવા;
તમો ચાંપ કરીને કહેજો રે, સમાચાર સુખ હોવા.
આંખડીએ આંસુ ભરાય રે, પ્રેમે પૂછે દુઃખ ખોવા;
સ્વામી ધીરાના કુશળ રે, ઉદ્ધવજી રહ્યાં રોવાં. ૧
સખી શોભે નટવર નાના રે, સ્વામીને શૃગાર કરતી;
પેહેરાવું પીતાંબર પીળાં રે, મુક્તાફળ ગળે ધરતી.
શણુગાર ધરાવી સારા રે, મુખ મીઠાં ચુમ્બન કરતી;
હું તો ઘરનો ધંધો મેલી રે, પાતળિયાની પુઠળ ફરતી.
મારો ચતુર વર જ્યારે ચાલે રે, છોગાળાને જોઈ રે'તી;
ધીરાના સ્વામીનાં મુખડાં રે, હરખી નિરખી લે'તી ૨
સખી મંગળે મનડુ મારૂ રે, વા'લમ માથે બંધાવ્યુ;
મારી મેડીથી છાના મેવા રે, છબીલાને કાજે લાવુ.
સરખી સાહેલી પાસે રે, ચોળીને દૂધડા દોવરાવું;
હું તો તેમાં સાકર ભેળી રે, પાતળિયાને પીવરાવું.
મારો માણિગર મોટો થાય રે, (હુંનો) ભાવતા ભોજન ખવરાવુ;
સ્વામી ધીરાનો સોહાગી રે, હૃદેકમળ પર પધરાવુ. ૩
સખી બુધે શુદ્ધ બુદ્ધ ભૂલી રે, ચેતી નહીં મનમા પે'સી;
જગજીવનજીને કાજેરે, કુળની મરજાદા મેલી.
હું તો નદનન્દન જોવા જાવું રે, વણુ તેડી આવુ વે'લી;
વગુ દીધે કારજ કરતી રે, હરિવરને જોઇ થાઉ ઘે'લી.
હરિ મારો હાર હૈયાનો રે, એમ જાણીને મા'લુ હેલી;
જ્યારે ધીરાના સ્વામીને દેખું રે, ત્યારે મારે આનંદહેલી. ૪
સખી બૃદસ્પને ક્યમ રહીએ રે, ભર જોબનિયુ છે મારૂં;
એવી દુઃખડિયાંની વાતો રે, કેની આગળ સંભારૂ.
શુરે ધાર્યું ને શું નિપજ્યું રે, વાયે ઉડયું વિચાર્યું;
તમો આવ્યે થાય અજવાળું રે, નહિતર મધળે અધારૂં.

---

૧ સોવાઃ—સગા. ૩ માણિગરઃ—સુખ ભોગને ઇચ્છનારો એવો જે કૃષ્ણ તે. સોહાગીઃ—શોભાયમાન; મોજમજા ભોગવનારો. ૪ નદ-નંદનઃ—નંદનો છોકરો—કૃષ્ણ. વણુ દીધે—વગર સોંપે—ભાળવ્યે. હેલીઃ—હે અલિનું ટુંકુ રૂપ બનાવી વાપર્યું હોય એમ લાગે છે.

તારે આશ્રમે અબળા નારી રે, નટવર તાન લાગ્યું તારે;
તમો દાસ ધીરાના સ્વામી રે, અમો કેઈ પેર વિસારૂં. ૫
સખી શુકે સુણજો ઉદ્ધવ રે, કહોને હવે કયમ કરીએ;
અમો નાથ વિના અહર્ રાત્રી રે, રોઈ રોઈ આંસુ ભરીએ.
એણે સ્નેહ લગાડયો મુજને રે, વા'લા વિના સુનાં ફરીએ;
એવું કે'જો અલબેલો આવે રે, નિકર વિખડાં પી ગરીએ.
કામણગારાને કંઈ ભાળુ રે, ભાવે કરીને બે ભુજ ભરીએ;
સ્વામી ધીરાના પધારો રે, ભવસાગરથી ઉગરીએ. ૬
સખી શનીએ સાચું કહું છું રે, રહી છું હું ધારણ ધારી;
એવું જાણીને વે'લા વળજો રે, અગારે આશા તમારી.
પ્રભુ પરદુઃખભંજન કા'વો રે, અબળાને લો ઉગારી;
અવગુણ મારા નવ ગણશો રે, ઘેર આવો ગિરિધારી.
પૂર્વની પ્રીત બંધાણી રે, જો જો મનમાં વિચારી;
તમો દાસ ધીરાના સ્વામી રે, આશા પૂરજો અમારી. ૭

ગરબો ૨૯ મો.

જગજીવનજી જોતી'તી હું વાટ, મારા મનના માન્યા મીઠડાંજો;
ગિરિધર રૂડો જમુનાજીનો ઘાટ, છંદી છેલ છબીલો દીઠડાજો. ૧
આવો ગળીએ મનડાં મેલી મા'રાજ, પ્રભુજી પૂર્વજન્મની પ્રીતડીજો;
તમો વિના તો તલખે મારૂં તન, રસિયા જાણો રસની રીતડીજો. ૨
ભૂધરવર હું ભૂલી ગઈ છું ભાન, બીજું મુજને કાંઈ ગોઠે નહીંજો;
પરણ્યો પિયુજી પૂરણ બતાવે પ્રેમ, મારૂં ચિત્ત ત્યાં ચોટે નહીંજો. ૩
પ્રભુ મારા પ્રાણ તણા આધાર, પ્રેમ સ્નેહી પ્રીતમ પાતળાજો;
કા'નવર મારા કાળજડાની કોર, સુખના સાગર સુંદર શ્યામળાજો. ૪
વા'લમ જાણો વા'લપણાની વાત, ભૂધર ભેટ્યા પૂરણ પૂરમાંજો;
રસબસ રસિયે કીધાં મારાં અંગ, અતિ ઘણો આનંદ વાધ્યો ઉરમાંજો. ૫
તન મન ધન ને પ્રાણનો નેહ, નટવરનાગરને મૂકું નહીંજો;
કહે ધીરો કરૂણાનિધિ કર્યું કાજ, દુઃખ દિલડાની દૂર ગઈજો. ૬

રાગ વસંત ૩૦ મો.

કેસર-માટ ધર્યું શીર ઉપર, રાધે ચાલી રંગ રમવા;

---

૬ નિકરઃ—નહિતો. કામણગારોઃ—મોહકારક. ૭ ધારણઃ—ધારણા.
ગ. ૨૯ મો. ૧ છંદીઃ—છંદીલા.

પ્રભુ પેલા જન્મની પ્રીત, તેડો મારા નાથ રે. " ૬
પોષ માસે પ્રાણ તલખે મારી રે;
અમો જોઈએ જુગજીવન, વાટ તમારી રે. " ૭
માહા મહિને મહારાજ નિદ્રા ન આવે રે;
મારા કંથ વિના ભોજનિયાં નવ ભાવે રે. " ૮
ફાગણ ફૂલ્યો ફૂલડે કેમ રહીએ રે;
ઘેર આવો અલબેલા રાજ, કઠણ નવ થઈએ રે. " ૯
ચૈતર માસે મારૂં ચિત્ત, તો નહિ ઠેકાણે રે;
રંગ રસિયો કુબ્જા સાથ, મથુરામાં માણે રે. " ૧૦
વૈશાખે મારા વા'લમા, વાટ જોતી રે;
સહુ રટણ કરે થીજનાર, રાગા રોતી રે. " ૧૧
જેઠ માસે જાદવા, હવે આવો રે;
મને વાગી વિરહની જ્વાળ, તેડ સગાવો રે. " ૧૨
પ્રભુ પુરૂષોત્તમ મારા પ્રાણ છો મુરારિ રે;
સ્વામી મીરાના સુંણજો એક, અરજ અમારી રે." ૧૩

પદ ૩૩ મું.

વડ-ટેટાની હારે, મૂરખજન વડ-ટેટાની હારે. ટેક.
ઉપર રાતો ને ભીતર કાચો, માંહિ ભર્યો ધંડારે;
વેચંતાં વેચાય નહિ રે, એ કૂટાઇ મરે બારોબારે. મૂરખ. ૧
વેળુ ને કેરો ઓટલો બનાવ્યો, તે લીપ્યો લાખ્યો ગારે;
ખુંદો તો ખુંદાય નહીં રે; એ ફાંસાઈ પડે બારોબારે. મૂરખ. ૨
અરબરૂની ભીંતો બનાવી, ચિત્ર કાઢ્યાં છે હારે;
તારા તે મનથી બહુ રૂપાળું, એનો પાર ન આવે કોઇ કાળે. મૂરખ. ૩
દાસ મીરાના સ્વામી શ્યામળિયા, પ્રેમી તે જનને પ્યારે;
મૂરખજન તો કાંઇ નવ જાણે, કૂટાઇ મરે બારોબારે. મૂરખ. ૪

રાગ ધોળ ૩૪ મું.

સમજી સેવો સંતને, સંત સેવે મહા સુખ થાય;
સંતસંગતનો મહિમા અતિ ઘણો, દુઃખ દારિદ્ર દૂર પળાય. ટેક. ૧

---

૧૧ રટણ કરેઃ—ગોખી રાખે. ૧૨ વાગી—લાગી. પ. ૩૩ મું. ૧ વઃ—ટેગ ઇઃ—મૂર્ખજનને વડના ટેટાનું, વેળુ (રેતી)ના ઓટલાનું અને બરની ભીંતનું, રૂપ આપીને વર્ણન કર્યું છે.

સંત કામધેનુ કલ્પતરૂ-ગતા, સેવે મન માની માગે મળાય;
સત સુપ્ત ગાંમડી આપે જ્ઞાનની, ઘેર બેઠાં ગંગા-જળે ના'ય. સમજી. ૨
સંત અમૃત શીતળ વાણી વદે, સુણતાં ત્રિવિધિ તાપ ઓલાય;
સંતચરણે તન મન ધન સોંપીએ, ભાવે ભેટે બ્રહ્માંડનો રાય. ,, ૩
સહુ સંત સરખા નહીં સંસારમા, પારસે પારસ દીવે દીવો થાય;
કહે ધીરો હરિ હરિજન એક છે, જશ નિગમ નિરંતર ગાય. ,, ૪

રાગ ધોળ ૩૫ મું.

છેલ છબીલા છંદી છોગાળા, રંગ રસિયો લાલજી લટકાળા;
ધિંગડમલ ધોળી ધજાવાળા, રૂપાળા રઢિયાળા રણછોડજી રે. ૧
દીન-દયાળ દામોદર દેવા, સાધ સિદ્ધ સુરીનર કરે સેવા;
પ્રેમીજનના મીઠડા મેવા તો, જેવા જોઇએ તેવા રે. ૨
બુદ્ધ-સિંધુ બળવંત બહુ નામી, દર્શન પામીને દુઃખડાં વામી,
સાચો સ્વામી, દુજે દેવ ન આવે દામી તો, અંતરજામી માગ રે ૩
જગતપિતાજીને જાઉં બળીહારી, અંતરજામી આશા પૂરજો મારી;
દાસ ધીરાને ધારણ તારી તો, ધારી રહ્યા ત્રિભોવન ધણી રે. ૪

રાગ હલાર ૩૬ મો.

હરિ ભજો નર ને નારી રે, જીવ જૂઓને વિચારી રે, કાચી કાયા છે તમારી રે;

---

૪ પ્યારોઃ—પ્રેમીજનનો પ્યારો એમ અર્થ છે. ધો. ૩૪ મુ. ૨ કામધેનુ—ઈચ્છા પૂરી પાડનારી સ્વર્ગ ઋષિની ગાય. કલ્પતરુઃ— ઈચ્છેલું આપે તેવું સ્વર્ગનું ઝાડ. એવાં પાચ છે; પારિભદ્ર અથવા લિંબ, મંદાર, પારિજાતક, સંતાન, અને હરિચંદન. ૪ સહુ સન સરખા હોતા નથી, તે દૃષ્ટાંતવડે સિદ્ધ કરી બતાવતાં કહે છે કે, પારસનો સ્પર્શ કરવાથી પારસ –(સ્પર્શમણિ જેને અડતાં તેના જેવું થવાય છે તે મણિ) થવાય છે અને દીવે તો દીવો થાય છે. નિગમઃ—વેદ-શાસ્ત્ર. ધોળ ૩૫ મું. ૧ ધિંગડમલ્લઃ—ધીંગામલ્લ જેવા જે કૃષ્ણ પરમાત્મા (રણછોડજી)તે. ૨ સાધ–સાધુ, સાધક. સિદ્ધ–જેની પાસે કંઈ સિદ્ધિ હોય અગર જેનું બોલ્યુ સફળ થતું હોય તે પુરુષ. સુરીનર—દેવ ને મનુષ્ય. ૩ બુદ્ધ-સિંધુ—બુદ્ધિનાસાગર. દુજે-બીજો. દામી—બરાબરી. ૪ ત્રિભોવન-સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ. હા. ૩૬ મો. ૧ કાચી—કાયા—જલદી નાશ પામે તેવી. મિજબાન—પરોણા.

આજ ને કાલ કોઈ ઘરમે પધારશે, મિજમાન દિન દશના દિદારી રે. ટેક. ૧

હાથી ને ઘોડા માલ ખજાના મેલી; ઓચિંતી કરવી સ્વારી રે;

ભલા ભલા ભૂપતિ (છત્રપતિ) રંક રાજા, ઉડી ગયા અહંકારી રે. જીવ. ૨

મનુષ્ય જન્મ પામી હરિ ન જાણ્યો જેણે, તેની જીતેલી બાજી હારી રે;

ખરચે ખવડાવે પુણ્ય આપે અપાવે, તેનો જન્મારો સુધર્યો સંસારી રે. જીવ. ૩

લોભ લલુતામાં નાંખે મૂર્ખ માર ઘણો ખાવે, માન મૂઢ કહું હોકારી રે;

દાસ ધીરા પ્રભુ ધ્યાન ધરી લે, આવા કહું હજાર વાર પોકારી રે. જીવ. ૪

રાગ ધોળ ૩૭ મું.

જડિત જડયું મઢયું, પારણિયું હું તો વર્ણવું રે.

પંચરંગી પારણું રે, ઘડયું સુંદર સુથાર;

ભેટ મૂકી ભાવ શું રે, માંહિ ઝુલે કન્હૈયોલાલ. પારણિયું. ૧

મોભતો મોતીડે જડયો રે, મૂકિયાં દાડિમ દશ;

ચોપાસે ફરકે ઝૂમતાં રે, ઉપર શોભે સોનેરી કળશ. ,, ૨

આતલસનાં આસ્તર સોહિયે રે, રેશમ રૂડી જાત;

તેનું વર્ણન હું શું કરું રે, ચિતારે ચિતરી ભાત. ,, ૩

હિંચને હિંદોળામાં હેત શું રે, નવલ નારનો સાથ;

પારણિયું પૂર્ણબ્રહ્મનું રે, માંહિ ઝુલે ધીરાનો નાથ. ,, ૪

પદ ૩૮ મું.

બાળક રોશો માં, વીશ સહસ્ર નરપતિ હાલો ગાયછે. ટેક.

તમે હર્યાં ગોપ હજુર કર્યાં, તમે મૃત્યુ પમાડયો શંખાચૂડ;

બંધન છોડવ્યાં ગરૂડારૂઢ, સમર્થ સ્વામી શ્યામળિયોજી—

કરશે આપણી સાંય, બાળક રોશો માં. ૧

એક કુંજર જળ પીવા આવ્યો, તેને તો ગ્રાહે ગ્રાહ્યો;

તેને હરિએ આવી મૂકાવ્યો, સમર્થ સ્વામી. શ્યા. ક. આ. સા. બા. ૨

તમે દાવાનળ સરખો પીધો, તમે રાય ભોજપતિનો વધ કીધો;

પછી વસુદેવ દેવકીને અભય દીધો, શ્યા. ક. આ. સા. બા. ૩

---

દિદારી-દિદાર (આકાર) વાળા. ધોળ ૩૭મું. ૪ નવલ—નવી. પદ ૩૮મું. ૨ હજુર—હાજર. ૩ દાવાનળ-(દાવ—જંગળ, અનલ—અગ્નિ) વનનો અગ્નિ. યમુનાની તીરે સૂતેલાં વ્રજ વાસીને કૃષ્ણે ઉપજ થયેલો દાવાનળ પી જઇ બચાવ્યાં હતાં તે. ભોજપતિ—ભોજકુળનો સ્વામી જે કંસ તે.

તમે ધીરાના સ્વામી એવા છો, તમો પ્રેમીજનના મેવા છો;
જરાસંધને જીતવા જેવા છો, સ્વા. ક. આ. સા. બા. ૪

## ગરબી ૩૯ મી.

‡ધન્ય ધન્ય નરસંહજી મહારાજ, સત્યના સુખા છો;
કરો કોટિ ભક્તનાં કાજ, શીર પર ઉભા છો. ટેક. ૧
વીરક્ષેત્ર વડોદરા માંય, નૃસિંહજીનો વાસ રે;
દુનિયાં સહુ દર્શનને આવે, એ પૂરે મનની આશ. સત્યના. ૨
દર્શનથી ભય દુઃખડાં ભાગે, (એ) મુખ દીઠે સુખ થાય રે;
નર ને નારી આનંદકારી, ગુણ ગોવિંદના ગાય. „ ૩
લાલજી રણછોડજી ગાંય, મદનમોહન મહારાજ રે;
પ્રેમ કરી જે પ્રાણી આવે, સરિયાં તેનાં કાજ. „ ૪
વૈષ્ણવજનની મંડળિયો રૂડી, વિધ વિધ વાજાં વાજે રે;
તાલ મૃદંગ ને ઝાંઝ ચોઘડિયાં, ઘોર ગગનમાં ગાજે. „ ૫
હરિનું મંદિર વૈકુંઠ સરખું, શોભાનો નહીં પાર રે;
દાસ ધીર દર્શનને આવ્યો, કરૂણા કરી કરતાર. „ ૬

## ગરબી ૪૦ મી.

‡ધન્ય ધન્ય નૃસિંહજી નાથ, આનંદકારી છો;
હરિ હેત કરીને ઝાલો હાથ, ભૂપતિ ભારી છો. ટેક. ૧
નામ લેતાં પાપ જાય સહુ, પૂરે મનની આશ રે;
નૃસિંહજીના રાજ્યમાં, કોઇ દુઃખ ન પામે દાસ. આનંદ. ૨
રૂપાનું આસન શ્વેત સિંહાસન, સોનાનું છત્ર શોભે રે;
દીપમાળ મંદિરની જોતાં, મુનિવરનાં મન લોભે. „ ૩
અંગે આભૂષણ ઓપતાં, કાને કુંડળ લળકે રે;
શીશ મુગટ સોહામણો, જળહળ જળહળ ઝળકે. „ ૪

---

૪ જરાસંધ—મગધદેશનો રાજા. એને ભીમે માર્યો હતો. ‡ આ બને પદ વડોદરા મધ્યેના નૃસિંહજીનાં દર્શન કરવા માટે ધીરો ભક્ત આવ્યા હતા તે વખતનાં કરેલાં છે. ધીરાભક્તને માનનારા લોક આ પદને ધીરાભક્તની શીઘ્ર કવિતા ૨૫ પ્રસાદી માની ઘણી પ્રશંસા કરે છે.

શાલ સેલાં ને પામરી પટકા, અંબર ઓપે અંગે રે;
સિદ્ધ સાધક સુરીનર કરે સેવા, રૂડા રસિયાની રંગે. „ ૫
જગતપતિ જગજીવન જોયા, પ્રલ્હાદજીના પ્રાણ રે;
દાસ ધીરાને ધારણ તમારી, કરો કોટિ કોટિ કલ્યાણ. „ ૬

પદ ૪૧ મું.

પંખીડા પિયુ પિયુ પિયુ પોકારો, આતો ભાઈ ઉતરવાનો આરો રે;
હરિ-પદ હૃદેકમળમાં ધારો, પંખીડા પિયુ પિયુ પિયુ પોકારો. ટેક. ૧
અલખ લખ ભજન લે'લાગી, જાગી જોયું નર નાર રે;
મીરાં રે કરમા શબરી પુરી, એ પળમાં ઉતર્યા પાર. પંખીડા. ૨

---

ગ. ૪૦મી. ૫ પામરી—ખભે ઓઢવાનું ઉનનું અગર રેશમી કપડું. અંબર-લુગડાં. ૬ પ્રલ્હાદ:-હિરણ્યકશિપુથી તેની કયાધુસ્ત્રીને વિષે ઉત્પન્ન થયેલા ચાર પુત્રમાંનો મોટો પુત્ર. પદ ૪૧મું. ૨ અલખ—અલક્ષ્ય. મીરાં—ઉદેપુરના રાણાની પુત્રી. એના સ્વામી કુંભારાણાએ તજ્યા પછી ગોપાળકૃષ્ણે એનો હાથ સાહ્યો હતો. કરમા—કર્માબાઈ:—ભક્ત વિજયનો ૩૫ માં અધ્યાયમાં વર્ણાવ્યું છે કે, જગન્નાથક્ષેત્રમાં સાત્વિક રાજા રાજ્ય કરતો હતો, ત્યાં એ બાઇ રહેતી હતી. એનો ધણી મરીગયો તે વખતે એ સગર્ભા હતી. તેથી પૂરે માસે પુત્ર પ્રસવ્યો, અને તે લગ્ન થયા પછી મરી ગયો. એટલુંજ નહીં પણ તેના નજીકનાં સગાં મરી પરવાર્યાંથી બાઈ ઘણી દુઃખી થઈ. તેવામાં એક સાધુ તેને ત્યાં આવ્યો હતો, તેણે જગન્નાથજીની મૂર્ત્તિ આપી એ બાઇને પૂજા કરવાનો અને નૈવેદ ધરાવવાનો નિયમ રખાવ્યો; તે યથાર્થપણે પાળતી હતી. તેનો દૃઢનિશ્ચય જોઈ જગન્નાથજી પ્રસન્ન થયા, અને કર્માબાઇનો ધરાવેલોજ ખીચડો ખાવા લાગ્યા. તે વાત બધે પસરી, અને કર્માબાઇનો જગન્નાથજીને પ્રથમ ખીચડો ખવડાવવા માટે મહિમા વધ્યો. આજ કર્માબાઇને થયે ૨૦૦૦ વર્ષ થઇ ગયાં છે, તો પણ પ્રથમ તેમના નામનો જગન્નાથજીમાં ખીચડો ધરાવવામાં આવેછે. શબરી:—પંપાસરોવર પાસે રહેનાર મતંગઋષિની દાસી. એ જાતની ભીલ્લણી હતી. મતંગઋષિએ તેનું એકનિષ્ઠપણું જોઇ દિવ્યલોકમાં જતાં અગાઉ કહેલું હતું કે, 'તું સીતાશોધ માટે જ્યારે રામ આવે ત્યારે તેમનું આતિથ્ય કરી સ્વર્ગમાં આવજે. તે પરથી જ્યારે રામ આવ્યા ત્યારે તેમનું આતિથ્ય કરી, રામને સુગ્રીવ સાથ મળવાનું સૂચવી, એ સ્વર્ગલોકમાં ગઈ હતી. પુરી-પુરીબાઇ:—ખેડા જીલ્લાના ઉમરેઠ ગામમાં થઇ ગયેલી એક ભક્ત બાઈ.

ગોપીચંદ ભરતને રે લાગી, વહી ગયા પારમપાર રે;
પીપો સૂરદાસ ને દાસ કબીરા, એને જાણે સકળ સંસાર. પંખીડા.૩

૩ ગોપીચંદઃ—ગોપીચંદરાજાઃ—ગોડબંગાળના કાંચનપુરનો રાજા. એના બાપનું નામ ત્રૈલોક્યચંદ્ર અને માનું નામ મેનાવતી. ગોપીચંદને રાજ્ય મળ્યા પછી તેની વિધવા માતાએ જાલંધરનાથની સેવા કરવા માંડી. તે માટે ગોપીચંદની રાણીએ માઠા વિચાર બરવી દીધા. તેથી રાજાએ જાલંધરનાથને ખાડમાં પૂરી નાખ્યા. મેનાવતી ગુરૂદર્શન ન થવાથી દુઃખી થઇ, પરંતુ જ્યારે જાલંધરનો શિષ્ય કાનીફનાથ તીર્થયાત્રા કરી આવ્યો, ત્યારે તેણે રાજાનો અપરાધ ક્ષમા કરી જાલંધરનાથને ઘણે વર્ષે જીવતા કાઢ્યા! તે જોઇ ગોપીચંદને વૈરાગ્ય ઉત્પન્ન થયો, તેથી તેણે પોતાની ૧૭૦૦ પરણેલી તથા ૧૬૦૦ રાખેલી સ્ત્રીઓનો એકદમ ત્યાગ કરી, વેરાગીનો વેષ લઇ, તેજ પોતાની સ્ત્રીઓને ત્યાં જઇ ભીક્ષા માગી. પછી ઘણી સમજુત કરવામાં આવી તોપણ તેણે રાજ્યસુખને સમાધિસુખ કરતાં અધિક ગણ્યુ નહીં. ભરત—રામના ભાઇ અને દશરથના પુત્ર. પીપો—પિપાજીરાજા—ગડેમંડ સ્વસ્થાનનો રજપૂત રાજા. એ મોટો દેવીભક્ત હતો. એક વાર તેને ઘેર સંત લોક આવ્યા હતા, તેમને જમાડયા પેહેલાં એણે દેવીને નૈવેદ્ય ધગાવ્યું. પરંતુ માતાએ તેનો સ્વીકાર ન કરતાં કહ્યું કે, સંતો જમ્યા પછી હું જમીશ. તેથી પિપાજીને લાગ્યું કે, દેવી કરતાં સંત મોટા હોય છે. માટે તેમનુંજ પૂજન કરી મોક્ષની માગણી કરી. તે પરથી તે સંતોએ રામાનંદને મળવા કહ્યું. પિપોજી તેમને મળી જીવનમુક્તપણાને પામ્યા. એમણે દ્વારકાંની નજીક સમાધિ લીધેલીછે. ભક્ત વિજયના ૨૬ મા અધ્યાયમા જણાવ્યું છે કે, એજ પિપોજી બીજા જન્મમાં નૃસિંહ મેહેતો થઇ જુનાગઢમાં પ્રખ્યાતિ પામ્યા હતા. સૂરદાસ-એ અક્રૂરના અંશથી બ્રાહ્મણ જાતિમાં જન્માંધ અવતર્યા હતા. તેથી પોતાનો સર્વ કાળ તેમણે ભગવદ્ભજનમાં ગાળી સવા લાખ પદ રચવાનો કરેલો અંકલ્પ, માત્ર થોડાં પદ સારૂ અધુરો રાખી, આવેલા મોતને સ્વાધીન થયા. સવા લાખમાં બાકી રહેલાં પદ કૃષ્ણે 'સૂરદાસ મદન મોહન" એવી છાપ મારી પૂરાં કર્યાં! એમનો જન્મ શાકે ૧૪૫૦ માં થયો હતો. કબીરઃ—આ મહાપુરૂષને શુકદેવજીના અંશાવતાર ગણવામાં આવેછે, એમના જન્મ તથા મર્ણ માટે કબીરપંથીઓ આવું ઠેર ઠેર બોલતા સંભળાય છે;—"સંવત બારસેં પચમે, જ્ઞાની કિયો બિચાર; કા-

કુબો કુંભાર ને સદનો કસાઇ, ધનોજી જાટ નાભ ટાઢી રે;
બિલ્વ ભક્ત તે સંપત સંતની, ભલી ભલી હરિયે ભાજડી. „ ૪
રાજા જનક ને શુકદેવ જોગી, ધન્ય ધન્ય તેનો જન્મારો રે;
એનાં રે ચિત્તડાં કેવાં હરી, તમે ચતુર ચિત્ત વિચારો. „ ૫
જો શાહ બલખ બોખારાનો બાદશાહ, છોડી સોળસેં સાહેલી રે;
અઢાર લક્ષ ઘોડાં મેલી ચાલ્યા, દોલત દુનિયાં મેલી. „ ૬
નાત જાતનો નિયમ નથી બાઈ! કોણુ દાનવ કોણુ દેવા;
દાસ ધીરા હરિ ધ્યાન ધરે તો, હરિજન હરજી જેવા. „ ૭

---

શી માંહિ પ્રકટ ભયો, શબ્દ કહોટક સાર. સંવત પંદરહસેં પંચમેં, મગર કીયો ગવન; અગહન સુદી એકાદશી, મિલી પવન સો પવન". આપરથી જણાયછે કે, કબીર ત્રણસેં વર્ષ જીવી 'મગર' ગામમાં સમાધિસ્થ થયા!
૪ કુબો—એ જાતના કુંભાર હતા. એમનું પ્રથમ નામ કેવળદાસ હતું, તે કૂવો ખોદવા ગયેલા ત્યાં ભેખડ ટૂટી પડવાથી ડબાઇ ગયાને સબબે કુબો નામ પ્રસિદ્ધ થયું. એ પોતેજ પોતાનાં કીર્તનમાં "કેવળ કુબો એમ કહે" લખી ગયાછે. એમનું મોટું ધામ હાલ મારવાડના જીથડા ગામમાં છે. પરંતુ બીજી જગાએ તેમના ધર્મનો ઘણો પ્રસારો થયેલો હોવાથી કહેવાયછે કેઃ—"જ્યાં સૂરજની તાવડી, ત્યાં કુબાજીની ચાવડી". હાલ વડોદરામાં એમના ધર્મનાં ૧૫થી પણ વધારે મોટાં ધામછે. સદનો—જુઓ દયારામકૃત હરિભક્તચંદ્રિકાની ટીકા ૧૬૯ મી. ધનોજીજાટ—ભરતપુરના રાજાનો એ કવિ હતો. પરંતુ તેણે ઈશ્વર ભજનનીજ કવિતા કરી ભક્તપદ મેળવ્યું હતું. નાભ ટાઢી—એમનું મૂળ નામ નાભાજી. એ હનુમાનવંશના હતા. એમના ગુરૂ અગ્રદાસજીની આજ્ઞાથી "ભક્તમાળ" નામનો પ્રખ્યાત ગ્રંથ એમણે વ્રજભાષામાં રચ્યો છે. બિલ્વ ભક્ત—વાલ્મીકિ. જે વાલ્મીકિ ભિક્ષ હતા તે સંતની સંપત—સંપત્તિ મનાયા. ૫ જનક—જનકવિદેહી. (હા. મા. જૂઓ). શુકદેવ—(હા.મા. જૂઓ). ૬ બલખ, બોખારા—તાતારનાં શેહેર. એ બલખ બુખારના શાહને પુત્ર મર્યાથી જ્ઞાન પ્રાપ્ત થયું. અને તે પોતાના ગુરૂથી મોટા ગણાયો. આ ભક્ત આધુનિક હોવાથી તેનું વર્ણન ભક્તમાળમાં નથી. પરંતુ તેની કીર્તિ વધારનાર આવેઃ—( સોળાસેં સહેલિયાં, તુરી અઢારે લખ; સાંઈ તેરે કારણે, છોડ્યા શહર બલખ) પંક્તિગો દરેક ભક્તને મોઢેથી સાંભળવામાં આવેછે, અને ધીરાએ પણ એનુંજ ભાષાંતર કર્યું જણાય છે.

પદ ૪૨ મું.

ડાકોરમાં ઠાકોર પોતે બિરાજે, રાજે દ્વારકાંપતિ આજે;
હેત કરી દ્વારકાંથી આવ્યા, દાસ બોડાણાને કાજે. ટેક. ૧
ગુજરાત સઘળી પાવન કીધી, કેવી કૃપા કરી છે આ'રાજે;
માણેકઠારીનો મહિમા છે મોટો, જુગમાં જશ થયો તાજે; ડાકોરમાં. ૨
દેશ દેશના જન દર્શને આવે, તેનાં ભવનાં તે દુઃખડાં ભાજે;
વૈષ્ણવજનની મંડળિયો રૂડી, ત્યાં વિધ વિધ વાજાં વાજે. ,, ૩
તાલ મૃદંગ ઝાંઝ ચોઘડિયાં, કાંશી ઘોર ગગનમાં ગાજે;
જ્ઞાની ધ્યાની પ્રેમીજન પૂરા, મળી કરે ભેટ ઝાઝે. ,, ૪
દાસ ધીર કે' જેને પ્રભુ હોય વા'લા, તે સંસાર-દવથી ન દાઝે;
દુષ્ટ સંકટ કાપે કાનુડો, ખરા મનથકી ભક્તની દાઝે. ૫

## દ્રૌપદીવસ્ત્રાહરણ.

રાગ આશાવરી ૪૩ મો.

પાંડવે નવા તે મેહેલ ચણાવ્યા રે, વચમાં તે હોજ ભરાવ્યા રે;
તે તો મયદાનવ પાસ રચાવ્યા રે, દુર્યોધન જોવાને આવ્યા રે. ૧
જો જો આગળ જાય રે, હોજમાં પડ્યો દુર્યોધન રાય રે;
દ્રૌપદી કહે આંધના અંધ રે, નવ જાણ્યો કાચ જળનો સંબંધ રે. ૨

---

પદ. ૪૨ મું. ૧ બોડાણો—રણછોડજીની મૂર્તિ દ્વારકાંથી ડાકોર લઈ આવનાર ભક્ત, સંવત ૧૨૧૨માં થઈ ગયો. ૨ તાજે—મુકુટે. શરદ પુનેમને દિવસે રણછોડજીને જે મુકુટ ધરાવવામાં આવેછે, તેના મહિમાની કીર્ત્તિ આખા ગુજરાતમાં ફેલાઈ ગયેલીછે, તેથી જુગમાં જશ ઇત્યાદિ લખેલું જણાયછે. ૫ દાઝે—બળે. દાઝે—બળતરાએ, દયાએ. આ. ૪૩. ૧ મયદાનવ—દૈત્યોનો શિલ્પિ. એને અર્જુને ખાંડવવન બાળતી વખતે બચાવ્યો હતો. માટે તેણે પ્રત્યુપકાર કરવાની ખાતર પાંડવોને સુરલોક જેવી સભા રચી આપી હતી. દુર્યોધન—ધૃતરાષ્ટ્રના સો પુત્રમાં સૌથી મોટો. ૨ દ્રૌપદી—પાંચ પાંડવોની સ્ત્રી. અંધના અંધ એટલે દુર્યોધનનો બાપ આંધળો હતો, માટે દ્રૌપદીએ તેને અંધના અંધ (આંધળાના છોકરા આંધળા) કહી જણાવ્યું કે, કાચ પાથરી કૃત્રિમ પાણીનો દેખાવ કર્યો છે, તેનો પણ તે સબંધ જાણ્યો નહીં!

વચન સુણી થયો ખૂબ ખેદ રે, ધાર્યું જોઉં વારિ કાચનો ભેદ રે;
કરતી કાઢી રાયે અંગુઠી રે, નાખતાં(માં) ઝણુ ઝણુ વાજંતી દીઠી રે. ૩
એવે ભીંતમાં જઈ આફળિયો રે, હસી (હસી) સાથ પાંડવનો ઢળિયો;
જોઈ રાયને ચઢી ત્યાં રીસ રે, ધાર્યું એ સ્ત્રીનું છેદું શીશ રે. ૪
પણ પાંડવ પ્રાક્રમી પૂરા રે, શૂરા થતાં કરે ગારા ચૂરા રે;
જઇ રચનગ્રમાં માતુલ સાથે રે, ધાર્યું જીતવા પાસાને હાથે રે. ૫
મોકલ્યા તેડવા માણકમોઘામૂલા રે,જાણે-ખેલ ખાવિંદના ફૂલા રે;
દાસ ધીરાના સ્વામી પાંડવા રે, વિદુર લાવ્યા કૈરવી રાંડવા રે. ૬

## રાગ ધનાશ્રી ૪૪ મો.

પુત્ર આવ્યા પાંડુ રાયના, જ્યાં મળ્યાં સહોદર સર્વત્રજી;
ગર્વી દુર્યોધન ગરજતો, ફરકે શીર મેઘાડંબર છત્રજી. ૧
મંડપમાં આવી બિરાજતાં, દ્યૂત આણીને ધરિયાંજી;
રાજ-ધર્મ જાણી ધર્મરાજે, અધર્મ-વેણુ ન ઉચરિયાંજી. ૨
ભૂપ મળિયા ભારે ભારે, કૈરવે પટા લખાવ્યાજી;
હાર જીતની સરત રમવા, બેઠા બે રાણીનાથાજી. ૩
ચાર ખૂટ ચોસેઠ દેશ હાર્યા, જે કુંતિના તનજી;
પાંચાળી સહિત પાંડવા હાર્યા, જીત્યા દુર્યોધનજી. ૪
વડા સૌ વિસ્મે થયા ઘણું, પણ રિઝ્યો અંધતન મનજી;
બાર વર્ષ વન ભોગવો, વધું સત્ય કરો વચનજી. ૫

---

૫ શૂરા થતાં—શૂરાપણું દેખાડતાં. માતુલ—મામો—શકુનિ. ૬ માણકમોઘામૂલા—માણકથી પણ મોઘા મુલના અને ખાવિંદના ખેલરૂપ ફુલા—ઓલીઆ એવા જે વિદુર, તેમને તેડવા મોકલ્યા. તે વિદુર જઈ પાંડવોને લાવ્યા, અને તેથી કલહ થઈ કૌરવોનો નાશ થયો. માટે "કૌરવી (કૌરવની સ્ત્રીઓ) રાંડવા" લખેલું છે. ૪૪. ૧ ગર્વી—ગર્વવાળો. મેઘાડંબર:—જૂઓ રણયજ્ઞ પાને ૭૦ મે. ૨ દ્યૂત—સોગઠાં. ૨ રાજ—ધર્મ—દ્યૂત રમવું એ ધર્મરાજાએ રાજ—ધર્મ—રાજાનો ધર્મ છે એમ ધારી; તે ન રમવા માટે અધર્મ—વેણુ—દ્યૂત રમવાની વિરૂદ્ધનાં વચન કહ્યાં નહીં. રાજાને કોઇ યુદ્ધ કરવા અગર દ્યૂત રમવા બોલાવે તો જવાનો તે વખતે સંપ્રદાય હતો.

ગાધારી-નદન ગાઝ્યો, કોપિયો ક્રોધ કરીજી,
અનુચરને આપી આગન્યા, લાવો સભાગા સુદરીજી ૬
આગ્ના સાભળી ગાયની, દૂત ગન ભય પામ્યોજી;
ધીરા સિહ ઘરે-શિયાળ શુ જાયે, વાજી વ્યાઘ્રના સામોજી. ૭

**રાગ ચોપાઇ ૪૫ મી.**

ભૂપ થયો કઈ ક્રોધ સ્વરૂપ, દરબારથી દોડાવ્યો દૂત,
અનુચર આવીને ઉભો એમ, કામિની કહે તમે આવ્યા કેમ? ૧
સેવક કહે સુણો સતી વાત, (એક) વિપરીત વાત થઈ અઘાત;
દ્રૂદ વાત સુણતા પડી ફાળ, જઠરાગ્નિ ભીતર ઉઠી જ્વાળ ૨
દિયર દુર્ધર્ષ દુર્યોધન દૂતા ધૃતરાષ્ટ્ર ધરણીધર મુજ શીર ભૂપ,
દ્રુપદ પિતા સસરો ગાગેય, દીનબધુ દયાળ કૃષ્ણ દેવ ૩
ધર્મ ભીમ કિરિટી નકુલ સહદેવ, (એ) સ્વામી મારની કરે કાળ સેવ,
તો આવુ કેમ સભાની માય, જા આવ્યો તુ પાછો જાય ૪
વળ્યો સેવક એવા સુણી વાક્ય, આવી સભામા દીધી સાખ્ય;
સત્ય વાત કહી ત્રોડી તાપ, અહકારીને થયો પરિતાપ. ૫
તુ રહે નહીં દૂત જ્યા મારૂ રાજ, વિમર વિલબ મૂરખ શીરતાજ,
દૂત ગયો દેશવટે તે દન, [પછે] દરબારથી દોડાવ્યો દુ શાસન ૬
વિદુર કહે કરે કુડા કાજ, લોપે દૈત્ય સાધ્ય સતીની લાજ,
તે નજરે હુ નવ જોઉ ન્યાય, હે ગદીપતિ! કુકર્મ અતિ કુડા થાય ૭

---

૬ ગાધારીનદન—ગધારદેશના રાજાની દિકરી ગાધારી, તેનો નદન દિકરો—દુર્યોધન તે. વાજી—ઘોડો ચો ૪૫ ૧ ઉભો એમ—બોલ્યા ચાલ્યા વગર એમને એમ ઉભો રહ્યો ૨ અઘાત—અગાધ—ઘણી ૩ દુર્ધર્ષ—સહન ન થાય તેવો ગાગેય—ભીષ્મ એમની ઉત્પતિ ગગાવડે થયેલી હોવાથી, તેઓ ગાગેય કહેવાતા હતા દીનબધુ—મારા જેવી દીન—ગરીબનો બધુ સાક્ષાત કૃષ્ણ છે ઈ ૫ ત્રોડી તાપ—સતાપ—મનની પીડા મૂકી દઇ સેવકે સાચીવાત કહી ૬ વિમર છ—મારા દેશમા રહેવાની વિલબ—વાર લગાડવાની, હે મૂર્ખશીરતાજ—મૂર્ખના માથાના મુકુટ તુ ભૂલી જા તાત્પર્ય કે મારા દેશમાથી-જલદી જતો રહે દુશાસન—દુર્યોધનનો ભાઈ ૭ સાધ—સાધુ કિ અગર સાધુ જેવી.

દોડી ગયો દરબારથી દુશાસન, દેખતા સભની થઈ અપમાન,
અવભૃથસ્નાનિનીને આણ્યો આસ્થાન, કે ઉતર્યું મુખને ભૂની દાન ૮
કુંવરતી દુશાસને ગ્રહી કેશ, એવી આતિની કરી વિપરીત વેશ,
પડ્યા પર પાટુ મારે મળ, વળી ગાળ દેતો ગર્વી અધ-ખાળ ૯
હારી સતી ચાલે સંગાથી શરીર, આણી જ્યા વડા (વિકાર) સભાગાવીર,
આપતી સતી વાણી રદત, સુણો ઉમગવ રાવ બેઠા આત ૧૦
સતી કે' શાંત થઈ શોધવો ન્યાય, કે કરવા દેતો જાણી અન્યાય,
ચંડાળ નર અધિકારી ચોર, ન દંડે તે હોય માનવ ઢોર ૧૧
ઝાલી જુવતી બાંડ ભીમે જોઈ, આકાશ આવતી એને એક રોઈ,
કરકરે દંત સતીનું મુખ દેખ, હસ્ત ઉગામ્યો શું વજ્રની મેખ ૧૨
હર્યે હુકમ મારૂ માત્ર હાથ, દર ગાદા ભૈરવ કુંતાની ધાત,
ના ના કહે પર્ગી ધર્મનરેંદ્ર, ચૂકે સત્ય દિનકર અને ચંદ્ર ૧૩
સત્યનો બેલી જાણો શ્રીરામ, નિશ્ચિત થઈ મૂકો શૂરની હામ,
વરિષ્ટ વાણી સુણી રહ્યા (સહુ)વીર, તે વણુવે કર જોડી (દાસ) ધીર ૧૪

પદ ૪૬ મુ.

બિગડમલ ધાજો રે મારા ધણી ગિરા ન થઈએ નાથ;
પ્રભુ સિંધુ મધ્ય રે, નાવ ડુબતા, હેતે ઝાલો હરિ મારો હાથ ટેક ૧
સ્વામી જે મારા રે, તે તો સાથી મુખના, હે હરિ હવે તમારે શરણું
આગે ઘણાની રે આશા પૂરી પ્રભુ, તેમ વિનતિ સાંભળો ધરણીધર્ણું બિગડ ૨
પ્રભુ અરજ રે, શ્રવણે સુણો દયાળા, વળી સાંભળો દીન પાંચાળીનો પોકાર
દામોદર દાસી જાણી રે દયા કરો દયાળજી, આણી વેળા આવો પ્રાણાધાર ૩
આવી વસમી વેળા રે, મારા વાલમા, તમને નિદ્રા કેમ આવે,
પ્રભુ તમ વિના રે, ત્રિભોવનપતિ કોણ દુર્યોધનને દબાવે " ૪

---

૯ અવભૃથસ્નાનિનીને—જેણે રાજસૂયની દીક્ષા પૂર્ણ કર્યા પછી સ્નાન કર્યું છે એવી દ્રૌપદીને ૧૦ ઉમરાવ—અમીર ૧૧ ચંડાળ ૪—ચંડાળ નર અને ચોરના અધિકારીને જે ન દંડે તે, માણસ છતા ઢોર જેવા થાયછે ૧૨ કરકરે-કચકચાવે કકડાવે ૧૩ ધર્મનરેંદ્ર—ધર્મરાજા દિનકર—સૂર્ય ૧૪ શૂરની હામ-શૂરાતનની હિમ્મત વરિષ્ટ—સારામાં સારી પદ ૪૬મુ ૨ ધરણીધર્ણુ-પૃથ્વીને ધારણ કરનાર, એવો જે ઈશ્વર તે

કાઢી દુઃશાસન રે, દુષ્ટ ક્રોધે ચડ્યો, હવે કૃષ્ણજી કહો કેમ થાશે;
પ્રભુ લાંચ્છન તમને રે, લાગશે, હવે લાજ અમારી જાશે. " ૫
સઘળીને મેદની રે, તે જોવા મળી, પાંડવે કીધી છે નીચી દૃષ્ટ;
હવે ભક્તવત્સળ રે, હે ભૂધરા, કૃષ્ણ કાપો કાળની કેરાં કષ્ટ. " ૬
તમો પાષાણે રે, અર્ણવ બાંધિયો, રાખી જનક–સીતાની લાજ;
સંકટ વસુદેવ તણાં રે, ભાગિયાં, માધવ મુકુંદ મુરારિ મા'રાજ. " ૭
કાલિયનાગ નાથ્યો રે, ગોવર્ધન ધર્યો, તે જોર કયાં ગયું જગજીવન;
વિલંબ ના કરશો રે, વિશ્વંભરા, જાદવ કરજો જુવતીનાં જતન. " ૮
સંકટ ભાગો રે, સમર્થ નાથજી, હરિ દુઃખમોચન સુખકારી;
હું તારે અધિકારે રે, આવજો, દાસ ધીરાના ધણી ગિરિધારી. " ૯

## રાગ સામેરી ૪૭ મો.

પાંચાળી પોકાર શ્રવણે સાંભળી, (અને) વેગે ઉઠયા હરિ દયાળ;
વ્હારે તો ધાવા કારણે, દરબડ દોડયા કાળનો કાળ. ટેક. ૧
ઝબકીને જાગ્યા તેણે કરી, શીત વળ્યાં શરીર;
પીડા સુણી સતી નારની, ઘણું રૂદન કરે રઘુવીર. પાંચાળી. ૨
બ્રહ્માંડ તો ભાગી પડ્યું, વળી સળકિયો શેષ;
દશે દિક્પાળ ડોલિયા, થયાં આકાશ અવનિ એક. " ૩
લક્ષ્મણા અને સત્યભામા રે, લક્ષ્મીજી લૂવે લોચન;
ચીરવડે ચમર કરે ઘણું, શ્રમ પામ્યા સ્વામીન. " ૪
તે કોઈની વિનતિ નવ સુણી, નવ ઉભા રહ્યા ભગવાન;
આગે આવી ઉભી રહી, પણ નવ લીધાં પ્રાશન પાન. " ૫
પલાણ કર્યું પંખી પરે, ખગ ખેડયો આકાશ;
એક ક્ષણ માત્રમાં શ્યામળો, પ્રભુ આવ્યા દ્રૌપદી પાસ. " ૬
જેવે પાંચાળી પટ તાણે રે, હેવે કળા કરી કૃપાળ;
ધણી ધીરાનો ધાયો રે, દુષ્ટ દુર્યોધનનો કાળ. " ૭

---

૯ દુઃખમોચન—દુઃખ મટાડનાર સા.૪૭. ૪ લક્ષ્મણા—કૃષ્ણની આઠ પટરાણીઓમાની એક. સત્યભામા—સત્રાજિત્ જાદવની પુત્રી અને કૃષ્ણની વહાલી સ્રી. લક્ષ્મી—રૂકિમણી ૫ પ્રાશનપાન—ખાવાપીવાનું પણ લીધું નહીં. ૬ ખગ—ગરૂડ પક્ષી.

સેનાં સાથે તે શીશ મુકાવું, ત્યારે તો શ્રી કૃષ્ણ કા'વું;
તુંને ઘણી ક્ષમા સતીધામ, તમે કહો તે કરિયે કામ. ૭
અમે દ્વારકાંનું રાજ્ય કરીએ, બાઇ તારે આધારે ફરિયે;
દ્રૌપદીને રોતી રે રાખી, તેના સુરપતિ સૂરજ સાખી. ૮
દાસ ધીરો વસ્ત્રાહરણ ગાય, તેણે નરનારી પાવન થાય;

## રાગ લલિત ૫૦ મો.

હેતે પ્રીતે હરિ ભજ હાવે ભાવે, અમૂલ્ય મનુષ્ય જન્મારો;
નારાયણ-નામનું નાવડું, એ ઉતરવાનો આરો. ટેક.
કાચી કાયા માયા જૂઠી, જૂઠી જગતની જાળી;
મિથ્યા સુખને મોહી રહ્યો, મોહ્યો રામા રુપાળી. હેતે.
માત પિતા સુત સુંદરી, એ સગો સહુ કાચો;
અંતે સગો તારો કોઈ નથી, સગો સરજનહાર સાચો. ” ૩
સંસાર-સુખ શમણા જેવું, તે રંગમાં થયો રાજી;
ઝાંઝવાનું જળ જોઇને, બાઝવો જૂઠી બાજી. ” ૪
એક ઘડી જાય લાખની, વારંવાર નહિ આવે;
પંખી પરદેશી પ્રાણલા, બુદ્ધિ કેમ ભરમાવે. ” ૫
કાચી કાયા કૂપો કાચનો, જેમ જળ પરપોટો;
મરણ તે કોઇને મેલે નહીં, કોણ છોટો મોટો. ” ૬
લક્ષ્મી દોલત સંગે લેઈને, કો' કોણ સ્વર્ગમાં પો'ચ્યા;
રે હજાર જો મોજે મા'લતા, તે સ્મશાનમાં સૂતા. ” ૭
નભ વસુધરા કીધાં પલકમાં, કીધાં પવન ને પાણી;
કોટિ બ્રહ્માંડ ભાંજે ઘડે, ધીર ધણીની (એ) એંધાણી. ” ૮

## રાગ ધોળ ૫૧ મું.

હાવો હાવો રામ તણા રસ્તામાં, ભાઇ સીધા ચાલો;
રહો છાના જૂઠું શીદ ભાળો, તમે ભાઇ હરિસંગે મા'લો. ટેક. ૧

---

૭ સતીધામ—સતીના મંદિર-ઠેકાણું જેવી, લલિત ૫૦. ૫ પંખી—હે આત્મારૂપી પક્ષી તું પરદેશી પરોણા જેવો થોડીવાર રહેનાર છે. અગર હે માણસના—પ્રાણ તું પરદેશી—બીજે દેશે ઉડી જનાર પંખી જેવો છે. ૬ કૂપો—પ્યાલો. ૭ દોલત—માલમતા. ૮ નભ—આકાશ. વસુંધરા—પૃથ્વી.

જે ગયું તે ગરડગફ ગયું, તેણે પાછા ન લખિયા પરગાણા. ટેક. ૧
રૂડા ભુંડા રંકને રાજા, તે કુણ જાણે કંઇ સગાણા;
નાનો જાનો કરી બહુ ફૂલાણા, જેણે કરિયાં નાગાંકિત લાણાં. જીવ. ૨
કો અવતર્યા તે મરતા સુધી, કરી કરી કપટને કૂટાણા;
મારૂં તારૂં કરી જે ધન મેળવ્યું, તેમાંનું સંગ ન આવે એકાણા. જીવ. ૩
જ્ઞાની ધ્યાની પંડિત પુરાણી, લાલચમાં તે પણ લપટાણા;
શૂરા પૂરા વિવેકીને શાણા, તેના પણ વિષયે વિંટાણા. જીવ. ૪
આ અંધાધુંધી અખાડા માંહિ, ગુણસાગર પણ ગુંચાણા;
ભૂલવણીમાં ભૂલ્યા ભમે, જે ભર્યે ભાણે નવ દરાણા. જીવ. ૫
સાચાં જૂઠાં સમારે કરીને, ઘણાં તેં તરેલાં તાણ્યાં;
પેદાકરદા શું પ્રીત ન કીધી, રે જગજીવન નવ જાણ્યા. જીવ. ૬
આવ્યાં છે તે પામ્યાં છે, ને પ્રગટ થયા તે રાણા;
છતે હોતે નહીં ખરચે તેના, કર્મ માહીં છે પાણા. જીવ. ૭
જે જ્યાં છે તે ત્યાંને ત્યાં રે'શે, સહુ પાણી માહિના પા'ણા;
દાસ ધીર ધણી ધ્યાન ધરે, આપ અંતરમાં ઓળખાણા. જીવ. ૮

રાગ પ્રભાત ૫૪ મો.

માગ નાથજી તું વિના કામ કાસો નથી, બાપજી આપનું રૂપ બાધે;
શાસ્ત્ર પુરાણમાં શોધ્યો જડે નહીં, પિંડ છૂટે હરિ હાથ લાધે. ટેક. ૧
માત તું તાત તું ભ્રાત વિશ્વંભરા, હેત તું પ્રીત તું રીત પોતે;
વેદ પોતે બ્રહ્મા સુરપતિ જોઈ રહ્યા, ચકિત જોદ્ધા થયા જોર જોતે. ૨
ચૌદ બ્રહ્માંડમાં તમ સમો કો નથી, ઝાઝું શકે કો કથી નાથ મારા;
તન મન ધન મારે મા'રાજ છો, બ્રહ્મા મેં તો તાતજી ચરણ તારા. ૩
કામ તું મામ તું ધર્મ ધુરધરા, ઇશ્વરા આપ તે આપ બોધે;

---

ક. ૫૩. ૧ ગરડગફ—એમનુંએમ. પરગાણા—સ્વર્ગમાં પોહોચ્યાની સાબીતીના કાગળ પત્ર. ૫ ગુણસાગર—ગુણના ભંડાર—બહુ ગુણવાન. દરાણા-ધરાયા-તૃપ્ત થયા. ૬ પેદાકરંદા—પેદા કરનાર-ઈશ્વર. ૭ આવ્યાં છે ઇ:-જે સંસારમાં આવ્યાંછે તે સુખ દુઃખ પામ્યાંછે અને જે પ્રકટ થયાંછે તે રાણાં-નાશ પામવાના છે. (દીવાને ઉત્પ્રેક્ષા કહેછે). પ્ર. ૫૪ મો. ૧ બાધે—બધે. પિંડ છૂટે—હરિ મળવાથી દેહ ધારણ કરવાનું (લખ ચોરાશીનો ફેરો) ફરવાનું રહે નહીં અથવા દેહનું બંધન તૂટેથી ઈશ્વર મળે ૨ ચકિત—આચંભિત. થાકેલા.

એક સુરતી તે બાઇ રે, તેની કરના આદ્યમાં સગાઈ રે;
એકેક અખંડ બ્રહ્માંડ વર ખોળિયા રે. ૨
સાથે બાપ વિવેકી જાણુ રે, તેને સુરતી કે' પ્રમાણુ રે;
હું બાપજી અવર વર નહિ વરૂ રે. ૩
જોયાં પછે સાત પાતાળ રે, જોયા સુરતીએ અવનિ-માળરે;
ત્યાં પણ તાલ આવ્યો નહીં રે. ૪
ત્યાથી ચાલીને કર્યો વિચાર રે, ઇંદ્ર પાસે ગયાં અવિધાર રે;
આખર અલક્ષ્યપુરૂષ પાસે આવિયાં રે. ૫
ચિત્ત નારિયેળ રૂડુ આપી રે, મનની મોર સ્થિર કરી થાપી રે;
પછે વિવાહ કરી બને ચાલિયાં રે. ૬
વેળાસર ત્યાં વિવાહ કીધો રે, તેથી અવરનો અર્થ ન સિધ્યો રે;
બાઈ એ વર પુણ્ય વિના ક્યાથી પામીએ રે. ૭
શ્રોતા સુરતીનાં ભાગ્ય અપાર રે, વરશે આદ્યપુરૂષ અવિધાર રે;
જે કહેતી અવર વર નહિ વરૂ રે. ૮
સગાઈ કીધી શોભતી રે, દામ ધીરાના ધણી શું ઓપતી રે;
તેનાં લગ્ન મનોહર વર્ણવુ રે. ૯

રાગ ધોળ ૫૭ મું.

કીધાં નાડાં સ્થિર કરી મનનાં રે, પુણ્યસ્તમ્ભે બાધીઆં ધનના રે,
એ મંડપની શોભા શી વખાણીએ રે. ૧
મંડપ તો નવલ સુધાનો કીધો રે, અઢારભાર તોરણીએ બાંધી લીધો રે;
એ મંડપની શોભા શી વખાણીએ રે. ૨

---

૨ બ્રહ્માંડ-ચૌદ બ્રહ્માંડ હોવાથી એકેકવડે ચૌદે બ્રહ્માંડમાં વરને ખોળ્યો એમ સમજવું. ૪ સાત પાતાળ-અતળ, વિતળ, સુતળ, તળાતળ, મહાતળ, રસાતળ અને પાતાળ. અવનિ—માળ—પૃથ્વી ઉપરના માળ—માળા-ગૃહો-સ્થાન વગેરે. ૫ અલક્ષ્યપુરૂષ-લક્ષ્યમાં ન આવે એવા પરમાત્મા. ૬ ચિત્ત ઈ,-વિવાહ કરતી વખતે જે નારિયળ અને મોર આપવામાં આવેછે તે ચિત્ત અને મન રૂપી આપવામાં આવ્યા ધોળ ૫૭ મું. ૧ પુણ્ય—સ્તમ્ભે—પુણ્યરૂપી થાંભલે. આ રીતે લગ્નની તમામ વસ્તુઓનો સંબધ આ વિવાહમાં દેહસંબધીનો આવેછે. તે વાંચનારે સમજી લેવો. ૨ નવલ સુધા—નવા-તાજા અમૃતનો. અઢારભાર—વનસ્પતિ એ શરીરનાં રોમાંચ

મંડપમાં ધીરજ ઢોલ વાજે રે, મંડપમાં અનહદ નોબત ગાજે રે;
એ મંડપની શોભા શી વખાણીએ રે. ૩

મંડપમાં રવિ ચંદ્ર દીવીદાર રે, ચૌદ ભાળ ચોરી અવિધાર રે;
બ્રહ્મા મુખ વેદ ભણતા જાય રે, ત્યાં તો દાસ ધીરાનાં કારજ થાય રે;
એ મંડપની શોભા શી વખાણીએ રે. ૪

## રાગ ધોળ ૫૮ મું.

ધર્મ ગુજરડાં સેવા ચાલી રે, ધર્મ કર્મ અખ્યાણું ઝાલી રે;
ચાલી નારી મનસા નેહે ભરી રે. ૧

ધર્મ કર્મ અખ્યાણું દીધું રે, તે તો મતિ કુંભારણે લીધું રે;
ધર્મ ગુજરડાં લઈ ઘેર આવિયાં રે. ૨

શાંતિ સોપારી શરવામાં મેલ્યું રે, શંકાનું શ્રીફળ હાથે ઠેલ્યું રે;
એમ કરી અગ્નિ વધાવિયા રે. ૩

અજ્ઞાનરૂપી ઇંધણુ લાગે રે, ત્યારે આત્મા માંહિથી જાગે રે;
તેણે કૃતારથ થાય ઋકન્યકારે. ૪

ગાંહી જ્ઞાનનાં ઘી હોમાય રે, ચતુરાઈના ચોખા વેરાય રે;
બ્રહ્મદેવ ગ્રહશાંતિક ભણ્યા રે. ૫

## રાગ ધોળ ૫૯ મું.

વરધ ભરવા ચાલી વનિતારે, ચાર વદની રૂગઝુમ ચાલે;

---

૩ અનહદ—હદ વગરનું. પ્રાણ સાધનાયકી સોહમ્ સોહમ્—તે હું તે હું એવા અર્થની શબ્દધ્વનિ થાયછે, તે રૂપી ત્યાં નોબત વાગતી હતી. ૪ દીવીદાર—દીવો ધરનાર—પ્રકાશ કરનાર. ચૌદભાળ છ:—ચૌદ બ્રહ્માંડ રૂપ ત્યાં ચૌદ ભાળની ચોરી કરવામાં આવી હતી. ધોળ ૫૮ મું. ૧ ગુજરડાં—ગૃહશાન્તિ કરતી વખતે ઓઝાને ત્યાંથી દેવળના શિખરના આકાર જેવાં જે લાવામાં આવે છે તે. એ પાંચ સાત, નવ, અગિયાર અને તેર સુધી લાવામાં આવે છે. અને તે ચોરીની ઉપર ગોઠવી પછી માંગળિક કામ શરૂ કરે છે. અખ્યાણું—શુભકામની શરૂઆતમાં માગણ લોકને જે આપવામાં આવે છે તે. એમાં પડ, નાળિયેર, સોપારી, કંકુ, વસ્ત્ર ગોળધાણા અને કાંઇ નાણું મૂકવું પડેછે. ૪ ઇંધણ—લાકડાં. ઋકન્યા-સુરતા ધોળ ૫૯ મું. ૧ વરધ—મંડપ મુહૂર્તનો દહાડો ગે

હાવે મહાવે હેત શું રે, ધન્ય ધન્ય કહિ સુરતા નિહાળે. ૧
ત્રિવેણી તીર રૂડા ઘાટે રે, જઇ ભરિયાં માટ;
નિર્મળ જળ ગંગાનાં રે, સજ થઈ સંચર્યા વાટ. ૨
આકળ વહુ અનભેવાં રે, જેણે ગોતરડો લીધો;
અનજા અત્તર માંહી રે, ઘણો વિવેક કીધો. ૩
સુજન મળ્યું સહુ માસું રે, તે મન મનાવે મારું;
તો મસ્તક ઉપરથી રે, મારૂ માટ ઉતારું. ૪
દીનાનાથ દયાએ રે, મને માગ્યું આપ્યું;
ધીર ધણી સુખસાગર રે, મારું દારિદ્ર કાપ્યું ૫

રાગ ધોળ ૬૦ મું.

એ વિધિ થઈ સર્વે સજાઈ, તર્ક લગ્નિયો લાગ્યો વધાઈ;
પછે પધ દેવી મગાઈ, નવધન સ્વામી રે, મંડપ આવિયા. ૧
પરાત્પરથી જાનો આવી, મનડા મારા માંહે ભાવી;
આ તનડાની પીડા સમાવી, નવધન સ્વામી રે, મંડપ આવિયા. ૨
સુરતીના જૂઠા સંગાથી, પંચ પચીશની દાઝી છાતી;
વિસ્મની વાતો ન થાય માતી, નવધન સ્વામી રે, મંડપ આવિયા ૩
માટે બુદ્ધિને બીજું સમજાવો, સુરતીના વિવાહ ભજાવો;
એ ગંજાય નેઃ એને ગંજાવો, નવધન સ્વામી રે, મંડપ આવિયા ૪

લગ્નનો દહાડો એ બેની વચ્ચમાના જે દહાડા તે. એ દિવસોમાં સાત અગર એથી વધારે સ્ત્રીઓ બબે ઘડા લઈને પાણી ભરવા જાય છે, તે સ્ત્રીઓમાં એકને માથે કોરૂ બેડું હોયછે, તેના પર નારિયેળ અને ધોળું લુગડું ઢાંકી તે હાથવડે ઝાલવામાં આવે છે. ૨ ત્રિવેણી–ત્રીજા વર્ષના અંક ૨ જાના ૧૩ પૃષ્ટની ટીકા જુઓ ૩ ગોતરડો—વરઘ ભરવા ગયેલી સ્ત્રીઓમાં જેને માથે બેડું હોય છે, તેને ગોતરડો કહેવામાં આવે છે. ગોતરડો લેનાર સ્ત્રીને કંઇ આપી તેનું મન મનાવવું પડે છે. તેનું વર્ણન ચોથી લીટીમાં કરેલું છે. ધોળ ૬૦ મું ૧ નવધન—નવેનિધિનો નાથ એવો જે પરમાત્મા તે. ૨ પરાત્પર— સહુથી ઉંચા અને માયાથી જૂદા એવા ઇશ્વરને ત્યાંથી અગર પરાવાણીથી પર. ઈ ૩ પંચ—પાંચ વિષય અગર કામ ક્રોધાદિક રિપુઓ. પચીસ—પચીસ તત્વ ૪ ગંજાય—છેતરાય

એવા કુડાનુ કાંઈ નવ ચાલ્યુ, મેધા સાસુનુ મન ના માલ્યુ,
તેથી સામૈયુ સામુ હાલ્યુ, નવધન સ્વામી રે, મંડપ આવિયા ૫
પછે ગુરુ †આચારે હેળવિયુ, મન ધીરાના સ્વામીમા મેળવિયુ,
રૂડુ કૃત્ય તે બ્રહ્મમા ભેળવિયુ, નવધન સ્વામી રે, મંડપ આવિયા ૬

રાગ થાળ ૬૨ મુ.

સુધારસ સામૈયુ તે લીધુ રે, મોટે મોટે મહાન્તે પીધુ રે,
જાનૈયાને ઉતારો તે આપો રે, રીતે ભાતે પાથરણા પથરાવો રે ૧
નિવૃત્તિ નારી ને અમળ વહુ રે, મતિ ગતિ મંડપ મળિયા સહુ રે,
બુદ્ધિ બાઇ કન્યાજીની માડી રે, આવ્યા તે તો કારણ કલવો જમાડી રે ૨
જાનૈયાને જમવા તે ઉઠાડો રે, રીતે ભાતે પતરાળા પાડો રે,
સોનાના બાજટ હારસે જડિયા રે, તે પર મનોરથ રૂપી થાળ ધરિયા રે ૩
*ત્રિગુણ રૂપ ઉદક ભરા ગ્રુ ટાઢુ રે, જમવાને શીરો પૂરી ને લાડુ રે,
ઉનો કૂર કમોદ સેવો સારી રે, તીખી ખાટી તર્ત તળી તરકારી રે ૪
માહોમાહિ આગ્રહને કરી રે, પલાઠી વાળીને દુંદ ભરી રે,
લીધા આચમન આનંદ આણી રે, વરઘોડે ચઢિયા તે સારંગપાણિ રે ૫
વર્ણવે શોભા તેની ધીરદાસ રે, પૂરના અંતર કેરી આશ રે,

રાગ ઘોડલીનો ૬૨ મો.

વરઘોડો નવધન નાથનો રે

મન પવન રૂપી ઘોડીતો, સાથે અનુભની અસ્વાર રે,
ઘણા સત્ય ધામ શોભિતા, સ્વામી ઘોડલિયે અસ્વાર રે વરઘોડો ૧
હેત હવેયો છૂટિયો, બ્યાધિ બદુકોના સુસવાડ રે,
ઘણી કર્મની કોઠીઓ ઉડિયો, ભવાઈ *જુગજોના ભણકાર રે, ૨

---

૫ મેધા—બુદ્ધિ સામૈયુ—સામૈણુ—સામા તેડવા જઈ આદરસત્કાર કરતી વખત જે ગોળનુ પાણી પાવામા આવેછે તે † આચારે—આચાર્યે—ગોરે થાળ ૬૧મુ ૨ કારણ કલવો—વરઘોડો ચઢવા જતા પેહેલા કન્યાની તરફના લોકો થાળીમા લાડુ લઇને વરને ખવરાવા આવેછે તે સ્થૂળ, સૂક્ષ્મ કારણ અને મહાકારણ છે, તેમા કારણરૂપી કલવો આપનામા આવ્યો *ત્રિગુણ—રજ, તમ અને સત્વરૂપ જળ ૪ કૂર—ભાત તરકારી—શાક ૫ દુંદ—પેટની ફાંદ રાગ ઘો ૬૨ મો ૨ બ્યાધિ—દુઃખ—રોગરૂપી બદુકોના સુસવાડ—ડે સવાકા—અવાજ થતા હતા *ભવાઈ રૂપી જે વાસનાનુ ઉઠવુ તે જુગજ

અનહદ નોબત ગડગડે, વાગે ધીરજ રૂપી ઢોલ રે;
પ્રેમ પખાજે ભાવ ભુંગળો, શબ્દ શરણાઇયો બોલ રે. „ ૩
મન વાચા કર્મણાના તાસાં, તડતડાટ વાજી કરે તોલ રે;
વરરાજા મંડપે આવ્યા તે, ધીર મુખે વર્ણવે બોલ રે. „ ૪

## રાગ ધોળ ફેર ૬૩ મું.

ટેકને તોરણ અવિનાશી આવ્યા, બુદ્ધિબાઈએ તાંદુળ પુષ્પે વધાવ્યા;
શંકાનો શોક મટી ગયો વાલા, પોકી લેતી બુદ્ધિબાઈ કરી ચાળા. ૧
માયાનું ધુંશળ મુશળ મૂક્યું, પેદાકરંદાનું પોકણુ પોંક્યું;
પછે તન મન ધન આરોપિયાં રે, ભાગ્યા કુટિલતાનાં કોડિયાં રે. ૨
ળવે હળવે હરજી ચાલતા રે, ઉંચે આસને જઇ મા'લતા રે;
ગુરૂએ વિધિ કરી સર્વ સાજતી રે, પછે મુખ્ય રીત કરી ધીર રાજતી રે. ૩

## રાગ ધોળ ફેર ૬૪ મું.

અધ્યાત્મ ગુરૂજી પધારિયા રે, ગાડ્યા ભજનનાં છેડા ગાંઠણ્યાં રે,
નિજનાગની આરોપી વરમાળ રે, અધ્યાત્મ ગુરૂજી પધારિયા રે. ૧
હસ્ત મેળવિયો વિપ્રે તહીં રે, મામો મગ્નાંગ વાત કરે મહી રે;
કન્યા પધરાવો મનોર્થ મોયરૂ જહી રે, અધ્યાત્મ ગુરૂજી પધારિયા રે. ૨
ધર્મ અર્થ કામ ક્રોધ મંગળ આરોપિયાં રે, વેદ મંત્રે રૂડું બી રોપિયાં રે;
પરણી ઉઠતાં સુરતાકન્યા ઓપિયાં રે, અધ્યાત્મ ગુરૂજી પધારિયા રે. ૩
બીજે દિને કંસાર આરોગિયા રે, ચરભક્ષ કરી રૂડાં સુખ ભોગિયા રે;
પછે પરણી ઉઠયાં બંને નિરોગિયાં રે, અધ્યાત્મ ગુરૂજી પધારિયા રે. ૪
શિવ વિરંચી વિષ્ણુ આવિયા રે, તે તો ચાંદ્લો રૂડો લાવિયા રે;
કરી ચાંદલો ગયા તે ભાવિયા રે, અધ્યાત્મ ગુરૂજી પધારિયા રે. ૫

---

નો શણુકાર. ત્રીજી વીટીમાં ભુંગળનું સ્વરૂપ વર્ણવેલું છે. ૩ શબ્દ—નાદ ઉઠવાનો જે પોવકાર તે શરણાઇ. ધોળ ૬૩ મું. ૧ તાંદુલ—ચોખા. પોકી—પોંકવુ—ચોરીના માંડવા અથવા ઘરના ઉંબરા બાર સાસુએ કે તેની તરફની બીજી કોઈએ પેહેરેલા લુગડાથી ઢાંકી ધુંશળ, મુશળ, રવૈયો અને ત્રાક વડે પોંકવામાં આવે છે તે. ૨ ધુશળ—ધુસરૂ—ધુંસરી. કુટિલતા—કપટપણારૂપી કોડિયાં. જેને દંપતિ પગ વડે ભાગી અંદર જાય છે તે. ધોળ ૬૪ મું. ૧ અધ્યાત્મ—આત્માની જ્ઞાનશક્તિ અથવા તેનું સાધન, તે રૂપ ગુરૂ. નિજનાગ એટલે અજપાની વરમાળ ૨ મોયરૂ—મંડપ. ૪ ચરભક્ષ—બ્રાહ્મણોમાં પરણ્યા પછી બીજે દિવસે એ ક્રિયા કરવામા આવે છે તે. ભોગિયા—ભોગવ્યાં. ૫ વિરંચી—બ્રહ્મા.

ઐ વિધે લગ્ન થયા સુખરૂપમાં રે, ધીરે, ઘણું યા શાલિ કૂપમાં રે,
તેથી વરસ્યા અહનિશ અનુપમાં રે, અધ્યાત્મ ગુરૂજી પધારિયા રે ૬

## રાગ ધોળ ૬૫ મુ.

સુરતા કુવરી માસરે આવ્યા, અખંડ વરની સાથ જોને,
હેને રીતે રીતે બેઠ્યા, જે ત્રિભોવન કેરા નાથ જોને ૧
ઉન્મનિએ અજવાળુ ભાળ્યુ, સરિયા તેના કાજ જોને,
સુખ અખી ઘટરૂપી માટમાં, આનંદહેની આજ જોને ૨
બ્રહ્માનંદના સુખજ માણ્યા, સુકૃત પર્યંકે પોઢી જોને,
જ્ઞાનગાદી પર ગુરૂજ્ઞાન લીધુ વિજ્ઞાનચાદર ઓઢી જોને ૩
પતિએ કરેલી વાતો જે જે, (તે) મહિયરમાં શા પેર કીધી જોને,
તે નિગમે વર્ણવિને સતો, બ્રહ્મ થઈને પીજો જોને ૪
અજ્ઞાનને ધર્માંધ મૂકી અન્ય પામે બ્રહ્મરાજ જોને,
ધીર સદ્ગુરૂ ગાદીવાળા, સરિયા તેના કાજ જોને ૫

## રાગ ધોળ ચાલ ફેર ૬૬ મુ

પિયર આવ્યા પોતી રે, સખી આવી મળી ટોળે,
બાઈ સુખ કહો તમ તણું રે, કેમ રહ્યા પતિને ખોળે ૧
તે સુણી કહેતા સુરતી રે, સખી સુણો ચિત્ત લગાડી,
આ રીતે પિયુને રીજવી રે, તમો મળવી નેત્રે આગાડી ૨
મૂઢ મનમાં આવું ધારજો રે, જો જો મ્હીએ અગો સખી શાણી,
તો તો તરશો ભવાબ્ધિને રે, થશો નિર્ગુણ નાથની રાણી ૩
ભક્તિ પદ ભારે રે, મુક્તિ-પદ સદ્ગુરૂ પાસે,
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ રે, તુર્યા પદ ઉલ્લાસે ૪

---

ધોળ ૬૫ મુ ૨ ઉન્મનિમુદ્રાએ આત્મ—પ્રકાશ જોયો માટે છોકરીને સાસરે વળાવતી વખતે જે માયામાટલુ (ભાદી વડિયો, પાપડ, ઘડુ, નાળિયેર, રેજો અને રૂપિયો મૂકી) આપવામાં આવે છે તે ઘટ—અંતર રૂપી માટમાં આનંદની ભરવામાં આવી હતી ૩ પર્યંક—પલંગ વિજ્ઞાન—અનુભવીજ્ઞાન (વિગેરે) ૬ અજ્ઞાન અને ધર્માંધ—ધર્મમાં આંધળા (પ્રમલા) થઇ ગયેલા વગર બીજા બ્રહ્મરાજને પામેછે ધોળ ૬૬ મુ ૩ ભવાબ્ધિ—(ભવ—સસાર અબ્ધિ સમુદ્ર) સમારરૂપી સમુદ્ર ૪ જાગૃત, સ્વપ્ન ઇ ચાર પાય આરપાઓ છે

*બ્રહ્મા વિષ્ણુ ને વેધી રે, હુ તો શંકર ઘરથી સચરી,
ખેચરી ભૂચરી અગોચરી રે, ચાચરી ઉન્મની અને ચાચરી ૫
ઇંગળા પિંગળા રહી આગળી રે, વળગી સુષુમ્ના વરતી,
માહિ મળ્યા તીર ત્રિવેણી રે, ગંગા જમુના સરસ્વતિ ૬
શૂન્યશિખર ઉપર રે, અખંડ અંતરજામી,
હું ભમર અગળા નારી રે, મમ હૃદે બિરાજે બડનામી ૭
ઉંચી જ્યોતો આકાશમાંરે, હર તે હેઠાં બેઠા,
રોમ રોમ રમી રહ્યા રે, ચરાચર મેં દીઠા ૮
સખિ। પરણ્યા પિયુની વારતા રે, પિયરીએ કયમ કહીએ,
પિયુ ગમ્યાનું પારખું રે, ગાત્ર લોચનિયામા લહીએ ૯
એ બ્રહ્મસ્વામીના સુખને રે, જે પરણે તે માણે,
દાસ ધીરો વિવાહ ગાઈને રે, સુરતી જન્મો જન્મ પ્રમાણે ૧૦

## રાગ ગુજરી ૬૭ મો.

કર્તા તુહિ તુહિ, તુહિ તુહિ ગાતા રે —
જડ ચૈતન્ય જળ સ્થળ જ્યોત, આતમા આનંદ અદ્વૈતા ટેક ૧
પોતે ધરણી પોતે આકાશ પોતે ચંદ્ર ને પોતે સૂર રે,
જ્યાં જોઈએ ત્યાંહા પોતે, પોતે નારાયણનું નૂર કર્તા ૨
પોતે કાયર ને પોતે શૂરા, પોતે પૂરા વીર રે,
પોતે ફકીર ને પીર છે પોતે, પોતે ધારણ ધીર રે કર્તા ૩

---

*બ્રહ્મા રજોગુણ, વિષ્ણુ સત્વગુણ અને તમ એ શંકરના ઘરથી વેગળી થાની એટલે ત્રિગુણાતીત થઇ ખેચરી ભૂચરી ઇત્યાદિ સહજયોગની પાચ મુદ્રાઓના નામ છે ૬ ઇંગળા પિંગળા આદિકના ખુલાસા માટે વર્ષ ૩ જાના અંક ૨ જાના પાના ૧૩ માની ૩ ટીકા જૂઓ ૭ જેમ ભમર પુષ્પે લોભાય છે તેમ હુ અમળા નારી (બળગની સ્ત્રી)ના હૃદયમા બડનામી—મોટા નામવાળા—પરમાત્મા બીરાજ્યા—બીરાજે છે ૮ ઉંચી ઇ—એવા સ્વામીની પ્રકાશરૂપ જ્યોતિ ગગનમા જાય છે ને હર—પરમાત્મા હેઠા—નીચે બીરાજ્યા ૧૦ દાસ—ધીરોદાસ આ વિવાહ ગાઇને સુરતીજન પ્રમાણે જન્મોજન્મ કરે છે ગુજરી ૬૭ મો ૧ તુહિ તુહિ—ત્રીજા વર્ષના અંક ૨ જાનું પૃષ્ટ ૧૦મુ જૂઓ અદ્વૈતા—અદ્વૈત-જેના સરખુ બીજુ કંઇ નથી તે એક, અનુ। ૩ પીર—મુસલમાન ધર્મના સાધુ મરી ગયા પછી જેની માનતા વગેરે ચાલે છે તે—એનિ।

ઠગરૂપે ઠગ ઠગ્યા ઠગ, ખળરૂપે ખાતરપાડુ રે;
દેશપતિ થઈ દુનિયાં દંડી, અમિરૂપે લાયલગાડું રે. કર્તા. ૪
તુજ વિના અણું કામ ન ચાલે, તે જોતાં નવ રે' ભાન રે;
પણ ધીર ધણી છે હુકવશો ભાઈ, દૂર ઢુંઢણુ મત જાવ રે. કર્તા. ૫

## રાગ ધનાશ્રી ૬૮ મો.

પ્રથમ સદ્ગુરૂને પાગે લાગું, જન્મો જન્મ તોરી ભક્તિ રે માગું;
સદ્ગુરુ શબ્દ મારા હૃદયમાં વાગે, આનંદ મગન થઇ મુને હરિરંગ લાગે. ૧
હરિના રંગમાં રે ભજન ધૂન લાગી, વિશ્વંભરમાં મારી સુરતા રે લાગી;
ભર નિદ્રામાંથી હુંતો ઝબકીને જાગી, કોટિ કલ્પના આપદારે ભાગી. ૨
મિથ્યા મૃગજળ લાગ્યો સ સારો, (જેમ) સુંવાળી દોરીએ બાંધ્યો સર્પનો ભારો;
ધીર ગુરૂ ગીલ આત્મારામ ઓળખાવે, †દાસ તે ભગવાન રમતારામ દીખાવે. ૩

## રાગ ધનાશ્રી ૬૯ મો.

જગજીવન મને મોહન મળિયા રે, જન્મ મરણના ફેરા ટળિયા રે. ટેક.
આપે ગુરૂ આપે શિષ્ય, જોયા મેં તે તો જગદીશ;
છો અંતરજામી ઇશના ઈશ, બ્રહ્મે બ્રહ્મ ભળિયા રે, જગજીવન. ૧
મળચક્રથી આઘે ચઢિયા, મણિચક્રે આવી અડિયા;
વૈકુંઠની પારે પડિયા, વિષ્ણુ વારે પળિયા રે. જગજીવન. ૨
છે કૈલાસ માંહિ કલ્લોલ, આત્મારામ છે ઝાકઝોળ;
ત્રિવેણી માંહે કરો ઝકોળ, ફેરા મારા ફળિયા રે. જગજીવન. ૩
ખટસેં એકવીસ હજાર, ઉર્ધ્વ મુખે સંધાધાર;
જ્યાં અખંડ ઇશ અપાર, બળવંત બળિયા રે. જગજીવન. ૪

---

ધનાશ્રી ૬૮ મો ૩ દાસ ઇ:—દાસમાં અને ભગવાન—સ્વામીમાં રમતારામ દેખાડ્યા. ધનાશ્રી ૬૯ મો ૨-૩-૪-૫ મળચક્ર એટલે મૂળાધારચક્રે ગણપતિનું ગુહ્યસ્થાન છે, ત્યાંથી આઘા ચઢીને લિંગસ્થાને મણિચક્રે—મણિપુરચક્રે બ્રહ્માનું સ્થાન છે ત્યાં ઠર્યા. ત્યાંથી નાભિચક્રે વિષ્ણુનું વૈકુંઠ, તે પડતું મૂકીને આગળ હૃદય સ્થાને અનાહતચક્રે શંકરના કલ્લોલ કૈલાસથી કંઠસ્થાને વિશુદ્ધચક્રે ઝાકઝોળ—ઝળહળતા આત્મારામે—ભ્રકુટીસ્થાને—અગ્નિચક્રે ઈંગળા, પિંગળા ને સુષમના, એ ત્રણેના જળમાં નાવાથી મારો સફળ ફેરો થયો. અને ખટસેં એકવીસ હજાર—એકવીશ હજાર છસેં અજપાજાપે મોઢે એક ધારે સંધાયલા-ખંડ ન પડે એવા અખંડ ઈશ્વર

ચન્દ્રશિખર પર અગર અજર નર, ધીર ધણી ઘરઘર;
ભાઈ તે વરિયા રૂડા વર, જે આઠગાક ઢગિયા રે. જગજીવન.

## ગુરૂપ્રશંસા.

### કવિત.

ગુરૂનાથ મહારાજ, તણું વરણન કરૂં,
જેને વરણી શકે ન, મોટા મોટા જોગિયો;
બ્રહ્માએ નિગમ ગાયા, તોપણ તે વનાવ્યા છે,
તો કહીએ કોણ માત્ર, ભાઈ ભવભોગિયો;
શેષને હજાર જીભ, તેહ હાર્યો ગુણ ગાતા,
(તો) જીહ્વા એક ચર્મની એ, કથું શુંય રોગિયો;
ગાદી રાખુ દેર રાખુ, ભગત ભજન ભાખુ,
ધીર એવો ક્યમ તરૂં, વિધ વિન ઢોગિયો. ૭૦
ગુરૂ મળવાને માટે, કાયને તો કષ્ટ જોગે,
રાતીતાતી દેહવડે, ગુરૂગમ ક્યાથકી,
ગુરૂ મળ્યા ગુરૂ મળ્યા, એમ કહેતોજ ફરે,
તેણે થાય કાગજ શું, મરે ભવ સો ભકી;
જેહ ગુરૂ ભગ ટાળી, બ્રહ્મમા મેળાવો દેય,
(શું) સાગર કર્યા તેવા મંત, સુણવી ગિધ્યા વકી,
ધીર ધણીથી અધિક, ધણીને દેખાડનાર,
(શું) તેના મળે વાર ધાર, મરતું ઝકી ઝકી. ૭૧
જેણે દેહ માર્યો રૂડો, વૈભવ તજ્યો છે કુડો,
બ્રહ્મચર્ય ધાર્યું જેણે, તેના ગુરૂને નમુ;
નિદ્રાનો કરેલ ત્યાગ, દ્રવ્યમા ન અનુરાગ,
એવા ગુરૂ તણું હુતો, ખુદણુ સુખે ખમુ,
લોભને લગાની લાભ, ભ્રાંતિ તણો કાઢ્યો ભાત,
તેવા ગુરૂ તણી ચરણ-રેણુ માહિ હું રમુ,
હાથ પ્રિય શિર ધીર, ભવમા અડગ વીર.

---

આ ઠાર બળવન બળિયા જે તેના અગર મારજન તો ચન્દ્રશિખર(માટે કૃ બ ના ૨ જા અંકના ૧૮ મા પાનાની ૪ ટીકા જુઓ) જેમ મેળાપ કરી લીધો ઇત્યાદિ સ્પષ્ટ છે. કવિત ૭૦ નિગમ-વેદ ભવભોગિયો—સંસારનો ભોગ ભોગનાર રોગિયો—રોગવાળો. કવિત ૭૧ મું. વકી—ભાળ. ઝકી—ઝાકરી, હાકરી.

ઠગરૂપે ઠગ ઠગા ઠગ, ખળરૂપે ખાતરપાડુ રે,
દેશપતિ થઈ દુનિયા દડી, અગ્નિરૂપે વાયનગાડુ રે કર્તાં ૪
તુજ વિના અણુ ઠામ ન હાતો, તે જોતા નન રે' બાર રે,
પણ ધીર ધણી છે ઢુંકડતો ભાઈ, દૂર ઢુંઢણ મત જાવ રે કર્તાં ૫

## રાગ ધનાશ્રી ૬૮ મો

પ્રથમ સદ્ગુરૂને પાગે લાગુ, જન્મો જન્મ તોરી ભક્તિ રે ગાવુ,
સદ્ગુરૂ શબ્દ મારા હૃદયમા વાગે, આનંદ મગ્ન થઇ મુને હરિરંગ લાગે ૧
હરિના રંગમા રે ભજન ધૂન લાગી, વિશ્વભરમા મારી સુરતા રે લાગી
ભર નિદ્રામાથી હુતો ઝબકીને જાગી, કોટિ કલ્પના આપદારે ભાગી ૨
મિથ્યા મૃગજળ લહ્યો સંસારો, (જેમ) સુંવાળી દોરીએ બાંધ્યો સર્પનો ભારો,
ધીર ગુરૂ મીલ આત્મારામ ઓળખાવે, †દાસ ને ભગવાન રમતારામ દીખાવે ૩

## રાગ ધનાશ્રી ૬૯ મો

જગજીવન મને મોહન મળિયા રે, જન્મ મરણના ફેરા ટળિયા રે ટેક
આપે ગુરૂ આપે શિષ્ય, જોયા મેં તે તો જગદીશ,
છો અંતરજામી ઇશના ઈશ, બ્રહ્મે બ્રહ્મ ભળિયા રે, જગજીવન ૧
મળચક્રથી આશ્રે ચઢિયા, મણિચક્રે આવી અડિયા,
વૈકુંઠની પારે પડિયા, વિષ્ણુ નાટે પળિયા રે જગજીવન ૨
છે કૈલાસ માહિ કલ્લોલ, આત્મારામ છે ઝાકઝોળ,
ત્રિવેણી માહે કરો ઝકોળ, ફેરા મારા ફળિયા રે જગજીવન ૩
ખટસે એકવીશ હજાર, ઉર્ધ્વ મુખે સંધાધાર,
જ્યાં અખંડ ઇશ અપાર, ભળીવત ભળિયા રે જગજીવન ૪

---

ધનાશ્રી ૬૮ મો ૩ દાસ ઇ—દાસમા અને ભગવાન—સ્વામીમા રમતારામ દેખાડ્યા ધનાશ્રી ૬૯ મો ૨-૩-૪-૫ મળચક્ર એટલે મૂળાધારચક્રે ગણપતિનુ ચુંરસ્થાન છે, ત્યાથી આધા ચઢીને લિંગસ્થાને મણિચક્રે—મણિપુરચક્રે બ્રહ્માનુ સ્થાન છે ત્યા ઠર્યો ત્યાથી નાભિચક્રે વિષ્ણુનું વૈકુંઠ તે પડતુ મૂકીને આગળ હૃદય સ્થાને અનાહતચક્રે શંકરના કલ્લોલ કૈલાસથી કંઠસ્થાને વિશુદ્ધચક્રે ઝાકઝોળ—ઝગઝગતા આત્મારામે—ભ્રકુટીસ્થાને—આજ્ઞાચક્રે ઈંગળા, પિંગળા ને સુષુમના, એ ત્રણેના જળમા નાવાથી મારો સફળ ફેરો થયો અને ખટસે એકવીશ હજાર—એકવીશ હજાર છસેં અજપાજાપે મોઢે એકધારે સંધાયલા-ખંડ ન પડે એના અખંડ ઈશ્વર

જોડીને કર બેય, કહે ગુરૂજી કવ બોધો;
ધીર ધરીં એવું ધ્યાન, ગુરૂને ફરીં ફરીં શોધો. ૭૬
લહે ઘણાને કે' ઘણા, અહિં ઇશ્વર અવિધાર;
પણ રસ્તો દાખે સદ્ગુરૂ, જ્ઞાન-ગલીએ સાર;
જ્ઞાન-ગલીએ સાર, ચઢાવી તો ગુરૂ દેતા;
તો કયમ દીજે નામ, અન્યનું રૂડું કહેતાં;
એ વિધ છે ગુરૂનીં કૃતિ, શીદ અન્યાશ્રય સહે;
ધીર નિરંતર રટ તુહિ, (કે') ગુરૂ વિણુ જ્ઞાન ન લહે ૭૭

## ધર્મવિચાર.

### સવૈયા.

ધર્મ અનંત થયા મહીતળમાં, કળમાં કપટી પાડી રહંત;
કોઇ કહે કરો ઉભું ટીલું, તો તો મુક્તિ પાર વહંત;
કોઇ કહે ત્રિપુણ્ડ્ર જોઈએ, તે વિણ પ્રાણી નરક સહંત;
એ વિધિ ધર્મ તણા ધધામાં, તિલક તણાં તોફાન કહંત. ૭૮
કે'તા વૈષ્ણવ સર્વ સમરપો, નહિતો જમના ખાશો માર;
ગુરૂ ભુક્તા પુઠે ભોગવજો, નહિતો પડશે માર અપાર!
પુરૂષારથ તજી થજો કામની, નાચી રીજવજો ભરતાર;
દામ ધીર એ ખોટી ધારણુ, પેટ તણા કીધા આચાર. ૭૯
શૈવ કબીર ને દાસ પંથના, રામનુજ જે બાળે કાય;
ગોરખ નાનક—પંથ પાધરા, (પણ) તત્વ તેહનાં વહેતાં જાય;
ગણીએ તારા નભના કદીંમદીં, કળિ-ધર્મ તો કેમ ગણાય?
માટ નકામી કુપથી મૂકી, ધીર બતાવત નિજકી કાય. ૮૦

---

કુંડળિયો ૭૬ કવબોધો—ક્યારે બોધ કરો. ૭૭ અન્યાશ્રય—બીજાનો આધાર. સવૈયો. ૭૮ મો. કળમાં—જુગતીમાં કપટી ધર્મ ગુરૂઓ ભોળા શિષ્યને પાડી રહેલાછે. ત્રિપુણ્ડ્ર—શિવમાર્ગી કપાળે જે ત્રણ સેરનું તિલક કરેછે તે. ૭૯ વૈષ્ણવ—વૈષ્ણવધર્મના આચાર્યો. ભુક્તા પુઠે—ભોગવ્યા—ખાધા પછી. પુરૂષારથ—પુરૂષપણું. ભરતાર—સ્વામી—કૃષ્ણ. ધારણુ—ધાગણા. ૮૦ શૈવ—શિવધર્મી. દાસ પંથના—એ નામનો એક પંથ ચાલેછે. રામાનુજ—રામાનુજનો ધર્મ પાળનારા તપ્તમુદ્રાવડે હાથ આદિકે ડામ દેછે, તેથી 'રામાનુજ જે બાળે કાય' એમ લખેલુ છે. કળિ—ધર્મ—કળિયુગના ધર્મ. ધીર—ધીરાભક્ત. બતાવત—જનાવેછે. નિજકી—પોતાની.

જોડીને કર બેય, કહે ગુરૂજી કય બોધો;
ધીર ધરી એવું ધ્યાન, ગુરૂને ફરી ફરી શોધો. ૭૬
લહે ધણીને કે' ધણી, અહિં ઇશ્વર અવિચાર;
પણ રસ્તો દાખે સદ્ગુરૂ, જ્ઞાન-ગલીએ સાર;
જ્ઞાન-ગલીએ સાર, ચઢાવી તો ગુરૂ દેતા;
તો કયમ દીજે નામ, અન્યનું રૂડું કહેતાં;
એ વિધ છે ગુરૂની કૃતિ, શીદ અન્યાશ્રય સહે;
ધીર નિરંતર રટ હુદિ, (કે) ગુરૂ વિણ જ્ઞાન ન લહે ૭૭

## ધર્મવિચાર.

### સવૈયા.

ધર્મ અનંત થયા મહીતળમાં, કળમાં કપટી પાડી રહંત;
કોઇ કહે કરો ઉભું ટીલું, તો તો મુક્તિ પાર વહંત;
કોઇ કહે ત્રિપુણ્ડ્ર જોઇએ, તે વિણ પ્રાણી નરક સહંત;
એ વિધિ ધર્મ તણા ધંધામાં, તિલક તણાં તોફાન કહંત. ૭૮
કે'તા વૈષ્ણવ સર્વ સમરપો, નહિતો જમના ખાશો માર;
ગુરૂ ભુક્તા પુઠે ભોગવજો, નહિતો પડશે માર અપાર।
પુરૂષારથ તજી થજો કામની, નાચી રીજવજો ભરતાર;
દાસ ધીર એ ખોટી ધારણ, પેટ તણા કીધા આચાર. ૭૯
શૈવ કબીર ને દાસ પંથના, રામનુજ જે બાળે કાય;
ગોરખ નાનક—પંથ પાધરા, (પણ) તત્વ તેહનાં વહેતાં જાય;
ગણીએ તારા નભના કદીગદી, કળિ-ધર્મ તો કેમ ગણાય ?
માટ નકામી કુપથી મૂકી, ધીર બતાવત નિજકી કાય. ૮૦

---

કુંડળિયો ૭૬ કવબોધો—ક્યારે બોધ કરો. ૭૭ અન્યાશ્રય—બીજાનો આધાર. સવૈયો. ૭૮ મો. કળમાં—જુગતીમાં કપટી ધર્મ ગુરૂઓ ભોળા શિષ્યને પાડી રહેલાછે. ત્રિપુણ્ડ્ર—શિવમાર્ગી કપાળે જે ત્રણ મેરનું તિલક કરેછે તે. ૭૯ વૈષ્ણવ—વૈષ્ણવધર્મના આચાર્યો. ભુક્તા પુઠે—ભોગવ્યા—ખાધા પછી. પુરૂષારથ—પુરૂષપણું. ભરતાર—સ્વામી—કૃષ્ણ. ધારણ—ધારણા. ૮૦ શૈવ—શિવધર્મી. દાસ પંથના—એ નામનો એક પંથ ચાલેછે. રામાનુજ—રામાનુજનો ધર્મ પાળનારા તપ્તમુદ્રાવડે હાથ આદિકે ડામ દેછે, તેથી 'રામાનુજ જે બાળે કાય' એમ લખેલુંછે. કળિ—ધર્મ—કળિયુગના ધર્મ. ધીર—ધીરાભક્ત. બતાવત—બતાવેછે. 'નિજકી—પોતાની.

પાસેછે પણ જડે ન મૂરખ, શીદ જઈ જઇ તું ગોદા ખાય;
દેવળ કે તુલસીક્યારામાં, શું જડશે હે મૂરખ-ગાયા
તોયે ફરી ફરી દેહ ઘસાસે, સીધે ગયે ભાઈ મુદ્રા જાય;
ધીર ધણી હુંકામાં હુંકો, માગે શીદ શઠ ગુરની સાય. ૮૧

## માયાનો મહિમા.

### ચોપાઇ.

મહિમા માયાનોજ અપાર, જોગી જતિ હારે અવિધાર;
ગિય્યા છે એમ જાણે સહુ, કોનો સસરો કોની વહુ. ૮૨
જૂઠા ધર્મની પાથરી જાળ, માયા-કાળ ગ્રસે તત્કાળ;
ધીર તજી તવ ખાશો માર, સત્ય ધીર પડશે પેંજાર. ૮૩
બાજીગરનું ધન જ્યમ ફોક, રીઝવવા જ્યાં ત્યાં કરી લોક;
જે તેનું હોય ધીરા દાસ, તો ક્યમ રાખે નહિ તે પાસ. ૮૪
એવી માયા જૂઠી જાણ, જો મારો વિશ્વાસજ આણ;
ધીર ન માને જાણ હુંય, તો માયાકૂટ કરવી શુંય. ૮૫

## ઇશ્વરસ્તુતિ.

તાત માગું છું તુજ કને, જુગ જુગ કીર્તન-ધ્યાન;
સેવા અચલ સ્મરણ સદા, દીજે ભક્તિ દાન. ૮૬
હું જંત્ર તું છું જંતરી, (પ્રભુ) તુંજ બજાવણહાર;
દોષ મો શીર ક્યમ, કરતા તું કિરતાર. ૮૭
પ્રસન્ન થયા પરમાત્મા, આપ્યો અજપા ઇશ;
ત્રિગુણાતીત પોતે તમો, દિદાર દિયો જગદીશ. ૮૮
પદ પામ્યો પોતા તણો, (તેં) કીધું મુજ કલ્યાણ;
ઘટ ભીતર દેખ્યો ધણી, (દાસ) ધીર-નાથ નિરવાણ. ૮૯

### સમાસ.

૮૧ વીર્ય—સામર્થ્ય—રેત—બિંદુ. મુદ્રા—ખેચરી, ભૂચરી આદિક જે પંચ મુદ્રાઓ છે તે વીર્યવડે સધાયછે. એ માટે નિશ્ચલદાસજી પોતાના વિચારસાગર ગ્રંથ મધ્યે ધર્મ બિમારની ૭૩ મી ચોપાઈમાં પણ આવાજ વિચાર જણાવે છે. જેવાકેઃ—"જાકો બિંદુ ન કબહુ નાસે, બાલિન પલિત નિહિ તન પ્રકાસે; ગેચરી કરત ખેચરીમુદ્રા, તાતેં બિંદુ રાખિ રહે ભદ્રા". શઠ ગુરૂ—ધર્મનો ઢોંગ બતાવી ઠગી લે એવા ગુરૂ. ચોપાઇ ૮૩ મી: ગ્રસે—ગળે. ધીર—ધીરજ. પેંજાર—જોડા. ૮૪ બાજીગર—બાદી. ૮૭ જંતરી—વગાડનારો. મો—મારે. ૮૮ ત્રિગુણાતીત—રજ, તમ અને સત્વ એ ત્રણ ગુણથી જૂદા પડી છૂટા થયલા. ૮૯ પદ પામ્યો—પોતે પોતાનું પદ (સ્થાન) મેળવ્યું. મતલબ કે મેં પોતે પોતાને ઓળખ્યો.

તેવે સમે બંદીજન આવ્યા, આણી મન ઉલ્લાસ;
ધન્ય ધન્ય, રે રાય યુધિષ્ઠિર, કીધો અતિ ઉજાસ. ૧૦
દઈ આશીષ સભામાં બેઠા, આવી ગોત્રર્યા ભાટ;
આદરભાવ દીધો રાજાએ; બાગ્યો મન ઉચ્ચાટ. ૧૧
તેણે સમે રાજાને ખોળે, બેઠો અર્જુનતન;
નામ અભિમન્યુ સહુકો જાણે, સુંદર રૂપ રતન. ૧૨
વરસ આઠનો તન શરીરે, કોમળ પરમ સુઅંગ;
એવો કુંવર બેઠો નિરખી, રાય તણે ઉચ્છરંગ. ૧૩
નગરે દ્વારકા કેરા વાસી, ભાટ તણો અવતાર;
તેણે સમે રાજાને પૂછે, (આ) કોનો છે કુમાર. ૧૪
કામ કળા ગુણ લક્ષણ પૂરણ, સામુદ્રિક એંધાણ;
સર્વ અંગ જોતાં કુંવરનું, કેમ કીજે વખાણ. ૧૫
કોણ દેશની કન્યા પરણ્યો, ક્યાં વર્યો એ બાળ;
તેણે સમે એ ભાટ પૂછતો, સાચું કો' ભૂપાળ. ૧૬
એવાં વચન સુણીને બોલ્યા, રાય યુધિષ્ઠિર વાણ;
અર્જુનસુત એ પુત્ર અમારો, મુજ વલ્લભ પ્રાણ. ૧૭
સુભદ્રાસુત શો નવ જાણો, સોળકળા શશિતેજ;
એવે વદને સદા શોભતો, શ્રીકૃષ્ણ તણો ભાણેજ. ૧૮
આજ લગી એ વર છે અભયો, રૂપ તણો અવતાર;
એ યોગ્ય કન્યા કો મળશે, કરવો કોણ પ્રકાર? ૧૯
એવું વચન સુણીને બોલ્યા, સાંભળ તું ભૂપાળ;
એ સરખી કન્યા એક છે, હું કહું તમને ભાળ. ૨૦
શ્રી દ્વારામતી અતિ અનુપમ, જીવન જગદાધાર;
તેહ તણો વડ બાંધવ કહીએ, શેષ તણો અવતાર. ૨૧
તેહ તણે ઘેર કન્યા ઉત્તમ, નામ સુરેખા પર્મ;
(એ) અભિમન્યુ સરખી છે સ્વામિ, સાંભળો રાય ધર્મ. ૨૨
રેવંતરાય તણી જે પુત્રી, નામ રેવતી સોહે;
તેહ તણી તનયા અતિ સુંદર, જાણો ત્રિભુવન મોહે. ૨૩

---

૧૦ કીધો ઇ૦. હે યુધિષ્ઠિર તેં યશનો ઘણો ઉજાસ—પ્રકાશ કર્યો.
૧૩ ઉચ્છરંગ—ખોળો. ૧૯ અભયો—કુંવારો.

એવું સાંભળી વિસ્મય પામ્યા, ધર્મતણા અવતાર;
બળભદ્રતણી જે ભગિની કા'વે, અર્જુન કેરી નાર. ૨૪
ભાણેજ કેમ વરે (એ) કન્યા, માતુલપક્ષે જેહ;
કૃતારથ નવ ધરે સર્વથા, મને લાગે સંદેહ. ૨૫
એવું સાંભળી ભાટ બોલ્યો, સાંભળ રાય સુજાણ;
મામા કેરી પુત્રી કા'વે, ભગિની સુત નિર્વાણ. ૨૬
ઋગ્વેદમાં એ મત છે, જોતાં ચાલ્યો આવે પંથ;
તે માટે મન સંદે' મારો, સાંભળો કરુણાવંત. ૨૭
અમો જઈ ત્યાં માગુ કીજે, દ્વારાવતી સ્વસ્થાન;
કરી વાત સમજાવું હળધર, જો આપે કન્યાદાન. ૨૮
ધર્મ કહે તમો દ્વારકા જઈ, વાત કરો નિરધાર;
ઉગ્રસેનના મનમાં આવે તો, કરશો તેહ પ્રકાર. ૨૯
શુરસેન ધરડા છે વસુદેવ, વળી પૂછજો સર્વ સાથ;
આદ્ય અંતનું કારણ જાણે, સ્વામી વૈકુંઠનાથ. ૩૦

વલણ.

આદ્ય અંતનું કારણ જાણે, ઘટારત હશે તે કરશે નાથ;
પણ પાંડવની પ્રતિપાળ કરેછે, અમારે માથે તેનો હાથ. ૩૧

## કડવું ૨ જું. રાગ કેદારો.

વૈશંપાયન એણીપેર બોલ્યા, સાંભળ જનમેજય રાય;
સુરેખા અભિમન્યુ સાથે, વિવા' કરશે યદુરાય. ૧
એવું સાંભળી ભાટજ ચાલ્યા, આણી મન આનંદ;
ચિરંજીવ તું રાય યુધિષ્ઠિર, દીધો આશીરવાદ. ૨
દ્વારકા મધ્યે પરવરિયા, આવ્યા કૃષ્ણ તણે તે (ઘર) દ્વાર;
છપન કોટિ યાદવ સંગાતે, બેઠા સભા મોઝાર. ૩
કૃષ્ણદેવને મસ્તક નમિયા, સર્વને કર્યા જુહાર;
ઘટિકા બે પુરે આવી, માંડી વાત વિચાર. ૪
વધામણી કાંઇ આપો અમને, વર જોયો છે એક;
સુરેખા સરખો છે તે વર, નવ કાંઇ મીન મેખ. ૫

---

૫ કૃતારથ—કરેલા—ધારેલો અર્થ. ૨૭ મારો—મ આણો—ન
૨૮ હળધર—બળદેવ

કામ કળા ગુણ સંપૂરણ, સુંદર રૂપ રતન;
ઇંદ્રપ્રસ્થમાં શે નવ જાણો, ઇંદ્ર તણો જે તન.
તેહ તણો સુત અભિમન્યુ કહીએ, હોય સુશિલ તેજ;
સુભદ્રાસુત શે નવ જાણો, કાંઇ નગારો બાજે.
તે સરખો વર નહિ કો બીજો, જોતાં સકળ સંસાર;
ભગિની સુતને કન્યા દેતાં, મન કરો ના વિચાર.
દક્ષિણ દેશે વિપ્ર સાગવેદી, ભાણેજ કેવાય;
તેહ વંશમાં ભગિની સુતને, કન્યાદાન દેવાય.
તે માટે એ કારજ કરવું, એવી કરવી વાત;
પાંડવ છે નિજ દાસ તોહારા, સાંભળો બળભદ્ર ભ્રાત.
એને કન્યા દેવી ઘટે છે, માટે કરવું નાથ;
વાત સાંભળી સહુ કો હરખ્યો, જાદવ કેરો સાથ.
કૃષ્ણ પ્રત્યે બળભદ્ર બોલ્યાં, હરખ સહિત તેવાર;
તમને ગમે તો કરીએ સ્વામી, ઘટે તેજ પ્રકાર.
અતિ ભલા સગા છે પાંડવ, બોલ્યા જગદાધાર;
સકળ સાથે સંતોષી હરખી, બોલ્યા વચન વિચાર.
બીજે વેર વર્યો કોણ ખોળશે, અભિમન્યુ એ સાર;
વાત વિચારી શ્રીફળ ફોફળ, રૂપા નાણું સાર.
વિવાહ સહી કરી મોકલ્યો, ઇંદ્રપ્રસ્થ મોઝાર;
બળભદ્રજીએ કન્યા આપી, અર્જુનસુત નિરધાર.
નામ સુરેખા સહુ કોઈ જાણે, કન્યા રૂપ રતન;
તે વાત હસ્તિનાપુર જાણી, કોપ્યો દુર્યોધન.
મારું સગપણ થયું કૃષ્ણ શું, વાત વિચારી મન;
પેહલી બેન સુભદ્રા ઘરમાં, વળી પરણે અભિમન.
પૂર્ણ પક્ષ થયો પાંડવને, ચિંતા મનમાં વ્યાપી;
રાત દિવસ (તે) ઝુરે ઘરમાં, દુર્યોધન મહાપાપી.
અભિમન્યુ કેરો વિવાહ મળિયો, વિલા (છે) બહુ દિ
દૈવતણી ગતિ લહેવા(ને), સમર્થ નહીં કોઇ જન.
પાંડવ દુઃખ પામ્યા જનમેજય, હવો મહા અનર્થ;

૧૫ સહી—નક્કી.

તેવામાં એક વિઘ્ન ઉપન્યું, ધૂત રમવા સમર્થ. ૨૦
ઇંદ્રપ્રસ્થ માંહીથી આવ્યાં, હારીને ઘરસૂત્ર;
રાજ્ય રિદ્ધિ લીધી પાંડવની, રળિયાત થયો અંધપુત્ર. ૨૧
અર્જુનની અર્ધાંગના, અભિમન્યુ કુંતા સાથ;
વિદુર ભક્ત તે શ્રીમહિતામહ, સોંપી તેને હાથ. ૨૨
રાય યુધિષ્ઠિર છે મહારાજા, ધર્મનણો અવતાર;
બાંધવ પાંચે વનમાં ચાલ્યા, સંગે દ્રૌપદી નાર. ૨૩
હસ્તિનાપુરમાં રાજ્ય કરેછે, ધૃતરાષ્ટ્ર કેરો તન;
શકુનિ દુઃશાસનને તેડી, બોલ્યો દુર્યોધન. ૨૪
વારુ કામ થયું મામાજી, રહ્યું આપણું સાર;
હમણાં રાજ્ય કરો પાંડવ વિણ, કોણે દીઠીછે કાલ. ૨૫
એમ કહીને પડો ફેરવ્યો, વજડાવ્યાં નિશાણ;
પાંડવનો જે પક્ષ કરતા, ત્યાં દુર્યોધનની આણ. ૨૬
એણી પેરે તે કાળ નિર્ગમે, દુઃખી સુભદ્રા નાર;
અર્જુનસુત મૃગયા જાયે, અભિમન્યુ વન મોઝાર. ૨૭
આખો જઇ તે વનફળ લાવે, સોંપે માતાને હાથ;
એણી પેરે હસ્તિનાપુરમાં, દિન રાત દુઃખી સર્વે સાથ. ૨૮
પાંડવને ત્યાં બહુ દિન વિત્યા, હરખ્યો દુર્યોધન;
ગડગડે નિશાનધમ ધમ વાજે, ગરજે કૌરવપતિ રાજન. ૨૯

વલણ.

કૌરવપતિ રાજન રે, મન હરખ્યો અતિ ઘણું;
પૂછ્યો મન અભિમાનથી, દેખી રાજ્ય પોતા તણું. ૩૦

કડવું ૩ જું. રાગ આશાવરી.

વૈશંપાયન ઓચરે, સાંભળો પરીક્ષિતતન;
હસ્તિનાપુરની સભા મધ્યે, બેઠો દુર્યોધન. ૧
ભીષ્મ દ્રોણ ને કર્ણ દુઃશાસન, બેઠા મહા શૂર;
શત ભ્રાત જે પોતાતણા, અવર બીજા શૂર. ૨

---

૨૬ પાંડવનો—જે માણસો પાંડવોનો પક્ષ કરતા હતા તેમના પર ત્યાં આણ-આજ્ઞા ફેરી.

તેનો થઈ વાત કરશે, વિદુર શોભાગાન,
એમ કામ થાશે આપણું, સહસા કહેશે રાજાન ૧૬
દુર્યોધનનો કુવર છે, લક્ષ્મણો તેનુ નામ,
તેને કન્યા આપિયે, અભિમન્યુ કરે કામ ૧૭
એમ કહી ગાણુ કરશો વિદુરજી ત્યા જાય,
ભક્ત માટે વચન સાચુ માનશે યદુરાય ૧૮
વચન એવુ સાભળી, રાય થયો રળિયાત,
વિચાર એ વાત થયો, એ મ । મોટી વાત ૧૯
ધૃતરાષ્ટ્ર પાસે આવિયા, જણ ચાર તેણી વાર,
વારતા સહુ માડી કહી, જે મન કર્યો વિચાર ૨૦
વિદુરજીને તેડી કહો, તમો પિતાજી એ આજ,
દ્વારકામા જઈ કરીને, વેવુ કરે એ કાજ ૨૧
કુન્તા સુભદ્રા નવ લહે, જે ॥ દુ ખે જાશે દિ ।,
અર્જુનસુત છે નાનકડો (કાંઈ) ાવ લહે અભિમન. ૨૨
વિદુરજી તેડાવિયા, ધૃતરાષ્ટ્ર કરે ઘેર,
ભીષ્મપિતામહ નવ લહે જે રચી એવી પેર ૨૩

વલણ.

રચી એવી પેરરે વૈશપાયન ઉચરે,
કૌરવપતિ કહે વિદુરને, એ મજ તમથી સરે ૨૪

કડવુ. ૪ થુ. રાગ સોડી.

વૈશપાયન વદે વચન, સાભળ ભક્ત વિદુર વચન,
કરજોડી સુણો વિનતિ, તમારે જાવુ દ્વારામતી ૧
જઈ કૃષ્ણને કરો પ્રણામ, તમ સરખુ કઇ કહીયે કામ,
વડો ભ્રાત જે કૃષ્ણજી તણો, હળધરનો મહિમા છે ઘણો. ૨
તેહ તણી છે દીકરી અભિમન્યુ વરે તે સુદરી,
ત્યા જઈ ગાણુ લક્ષ્મણનુ કરો, પાડવનો નથી આશરો ૩
સેનાની કરજો વિનતિ કન્યા જોગ બીજો વર નથી;
આમ કુળ કન્યા આવે પાવટે યદુવશમા એ વર ઘટે ૪
આજ દુર્યોધન હસ્તિનાપુરધણી, સઘળે આણ ફરે તે તણી,

૪ પલવટે—પાલવ ઝાલીને(?)

સુણી વાત થશે રળિયાત, (તે) માટે તમોએ જાણું ભ્રાત.
કૌરવપતિનાં સુણી વચન, વિદુરતણું નવ માન્યું મન;
વળતા વિદુર કહે સુણ અંધ, કૌટનો શો કરવો પ્રબંધ.
અર્જુનસુતનો વિવાહ મળ્યો, તે તુજથી કેમ જાય ટળ્યો;
તે માગ ગયા કાલે આવશે, અર્જુનસુતનો વિવાહ થશે:
વ્યાઘ્ર તણું જો મીઠું માંસ, તો શું ભક્ષ કરવાની આશ;
સેહેજે વાડ ચીભડાં ગળે, તું કેંછે જે દ્વારે શાંભળે.
વૃદ્ધ થઈ શું વેરો કરે, ફટ પાપી એવું આદરે;
પાંડવ હરિએ મૂક્યા નથી, કૌરવપતિ ક્યાં થાઓ દુર્મતિ.
વન ગયા તો ટાઢું થયું, હજુ તમારું કપટ ન ગયું;
બાળક ઉપર શો વિખવાદ, આકૃષ્ણે ઉતરશે નાદ.
પાંડવનું અદકું છે તેજ, અભિમન્યુ કૃષ્ણ તણો ભાણેજ;
હું હમણાં દ્વારામતીએ ગયો, સમાચાર જઈ હરિને કહ્યો.
તે તો કદિએ ન માને યદુરાય, શું પાપી માંડો છો અ
હૃદે અંધ હસ્તિનાપુર-ધણી, કુદશા હસ્તિનાપુર તણી.
મૂર્ખ મંત્રી મળ્યા છે સર્વે, અભિમાનથી આણો છે ગર્વ;
કાં દુર્યોધન ઘેલો થયો, છેલ્લો બોલ મેં તમને કહ્યો.
દુઃશાસન દુર્મતિ છે વીર, ભરી સભામાં કાઢ્યાં ચીર;
ત્યારે પૂર્યા ગરૂડારૂઢ, તોયે તું સમજ્યો નહિ મૂઢ.
લાક્ષાગૃહે વિષમોદક કર્યા, તે સમે પાંડવ ઉગર્યા;
તમે તમારું ઘણુંએ કર્યું, કારજ એકુએ નવ સર્યું.
વાર્યું કોઈનું નવ કરો તમે, તો તમને શું કહીએ અમે;
છેલ્લો બોલ કહીએ છીએ ધણો, દાય આવ્યો કૌરવતણો.
વિદુરે તણાં વાયક સાંભળી, હૃદમાં રાય રહ્યો પરજળી;
વળતો બોલ્યો દુર્યોધન, બાલા ભક્ત વિદુર પાવન.

હવે વરમતી આપણે કહો, વિદુર કરવું કયમ. ૨૦
મહારાજ મુજને પૂછશો તો, મુજથી કેમ બોલાય;
દુર્યોધને કહાવિયું જે, મુજ સાથ શ્રીયદુરાય. ૨૧
પાંડવ તણી જે વરી કન્યા, તે માગુ માગી માન;
દુર્યોધને આહીં મોકલ્યો, ધૃતરાષ્ટ્ર મળી રાજાન. ૨૨
ત્યારે મેં સમજાવિયો, કહી કઠણ વચન;
એમ વિદુર વાણી સાંભળીને, વિરમે થયા જગજીવન. ૨૩
સુરેખા અભિમન્યુ વરશે, વિમાસે મન વાત;
એવે સમે ત્યાં આવિયા, બળભદ્ર હરિના ભ્રાત. ૨૪
આસનથી ઉભા થયા, વિદુર ને ભગવાન;
ભક્તને ભેટ્યા જઈ, ત્યાં ઘણું આદરમાન. ૨૫
બળભદ્ર કહે તમો ઘણે દિવસે, કૃપા કીધી આજ;
તમો છો હરિ-ભક્ત પાવન, આમ સરીખુ કાંઈ કાજ. ૨૬
ત્યારે વિદુરને ત્યાં સાન કીધી, ના જાણે વડભ્રાત;
હસ્તિનાપુરમાં નિપજ્યું તે, કહો વિસ્તારી વાત. ૨૭
બળભદ્રને ત્યાં વિદુર કે'છે, જે રમ્યા પાંડવ દ્યૂત;
ગજ રથ અશ્વ ઘોડા સાથે, હારિયું ઘરસૂત્ર. ૨૮
તનયા તમારી વરી છે, જે સુભદ્રાનો તન;
બહુ દિવસે માગુ કરે છે, રાય દુર્યોધન. ૨૯
લક્ષ્મણો કુંવર તેહનો તે, વરે અભિમન્યુ કેરે કામ;
બળભદ્ર કહે સર્વથા, આપણે કરવું કામ. ૩૦
શ્રીકૃષ્ણજીને પૂછિયું, બળભદ્રે તેણી વાર;
પ્રભુનો ત્યાંહાં બોલ જોવા, સિદ્ધ કહે નકાર. ૩૧
જો તમારે ચિત્ત આવિયું, કરો (એમ) વદે વૈકુંઠનાથ;
બળભદ્રે શ્રીફળ આપિયું, વિદુરજીને હાથ. ૩૨
પત્રિકા લખીને હાથ આપી, એક માસનું પ્રમાણ;
જાન લેઇને આવેજો, એમ લખ્યું શારંગપાણ. ૩૩

---

૨૨ માન-માનપૂર્વક. ૩૧ પ્રભુ ઇ૦-પ્રભુનો બોલ-(મન) જોવાને બળભદ્રે પૂછ્યું પરંતુ તેમને તો ખાતરીજ હતી કે કૃષ્ણ પાંડવ પક્ષના છે તેથી ના કહેશે.

પાંડવ સંબંધી નિપન્યું જે, હસ્તિનાપુર મોઝાર. ૧૦
અપરમ્ બીજું સર્વ કો, જાણે તમારો સાથ;
અર્જુનસુત વર્યો છે, તે નથી છાની વાત. ૧૧
તે ભવિષ્ય પાછું કેમ ટળે, સહુ કહે આડો આંક;
પણ જોગ છે આપાપણા, તો તમારો શો વાંક. ૧૨
તે માટે પત્ર મોકલ્યું, ઉતાવળું તે આજ;
પ્રથમ અહીં આવી કરો, શુભ લગ્ન કેરું કાજ. ૧૩
વૈશાખ સુદી એકાદશી, શુભ વાર મંગળ હોય;
તે દિવસ ઉપર આવજો, દ્વારકાં સર્વ કોય. ૧૪
બીજો મુને ભય ઘણો છે, અર્જુન કેરો મન;
એક વાર આવી કરો, ઉતાવળું લગન. ૧૫
પક્ષી કો પાંડવ તણો, જઇ કરે કો જાણ;
અભિમન્યુ અર્જુનને, જે હોશે કલ્યાણ. ૧૬
એમ લગ્નપત્રિકા સાંભળી, સહુકો થયું રળિયાત;
હસી હર્ષી ઉઠિયો સહુ, દુર્યોધનનો સાથ. ૧૭
હવે ઉતાવળું કારજ કરો, એક માસમાં લગ્ન;
નિશ્ચિંત થઇને રખે બેસો, રાય દુર્યોધન. ૧૮
કૌરવપતિને આંગણે, થઇ રહ્યો ધોધાટ;
પંચ શબ્દ ગડગડે, ઉચ્ચરે આશીષ ભાટ. ૧૯
તરિયા તોરણ બાર બાંધ્યાં, કુંકુમ હાથા સોય;
નારી ગીત ગાયે પ્રેમશું, અતિ હર્ષ મનમાં હોય. ૨૦
વિવા'તણો આરંભ માંડ્યો, રચ્યો મંડપ રાય;
બહુ રત્ન હીરા ઝળહળે, જેમ અર્ક જ્યોતિ સુહાય. ૨૧
જરકસિ કેરા તેજમાં, નીલમે ચકીત સાર;
મોતી ઝુમખાં ઝગમગે, ત્યાં થઇ રહ્યા ઝાલકાર. ૨૨
ત્યાં બહુ રંગ તંબુ તાણિયા, માંહિ હંસ કાઢ્યા હીર;

૧૧ અપરમ્—એ પછી બીજું. ૧૬ અભિમન્યુ ઇ:—અભિમન્યુ અને અર્જુનને કલ્યાણ થાય એવી વાત તેને (અર્જુનને). કોઈ જાણ કરે માટે તમો વેહેલા આવી લગ્ન કરી જાઓ. ૨૧ અર્ક—સૂર્ય. ૨૩ માંહિ ઇ:—તાણેલા તંબુમાં હીરના હંસ કાઢેલા હતા. જે સ્વર્ગના સુર-દેવ

જે સ્વર્ગે સુર સ્પર્દ્ધા કરે, જોતાં ન રહે ધીર. ૨૩
ત્યાં શોભાકારી કામ કીધાં, ચિત્ર કેરાં સોય;
દીસતાં ત્યાં દ્રષ્ટિની ગતિ, ભ્રમ પામે સોય. ૨૪
એવી રચી શોભા અવનવી; મંડપે (ઘણી) અશ્વમેવ;
પ્રથમ ત્યાં પધરાવિયા, ગજવદન શ્રી ગણદેવ. ૨૫
બહુ નાર ગાયે પ્રેમશું, મંગળ મંડપ માંય;
શુભ લાલ=કીધાં પાન બીડાં, આપિયાં છે ત્યાંય. ૨૬
નિશાનના નિર્ઘોષ વાજે, જંત્ર તાલ મૃદંગ;
દુર્યોધનને માંડવે, થઇ રહ્યો નવલો રંગ. ૨૭
ગુણી ગાંધર્વ ગાન કરતાં, ઉપજાવે આનંદ;
ભાટ ચારણ બંદીજન તે, બોલે નાનાવિધ છંદ. ૨૮
ઘમઘોર રચિયો માંડવો, બહુ કીર્તિ જશ બોલાય;
પડ્યું કાને સંભળાય નહિ, બહુ કોલ કરે ઘાય. ૨૯
ત્યાં સભા પૂરી બેઠો રાજા, ઉચરે મુખથી વાણ;
કંકોતરી લખી મોકલો, જ્યાં ફરે મારી આણ. ૩૦
દેશ દેશના તેડાવિયા, દળપતિ દુર્યોધન;
સંગ્રામે શૂરા જેહ છે, ત્યાં મળ્યા બહુ રાજન. ૩૧
પ્રતાપ કૌરવપતિનો, આવી મળ્યા સહુ કોય;
પાંડવ તણી જે પક્ષ કરતા, તે શીશ નામે સોય. ૩૨
ગજ રથ ને પાલખી, અસવારી કરી કેકાણ;
અઠ દશ અક્ષૌહિણી મળ્યું, ત્યાં ગડગડે નિશાણ. ૩૩
દ્રોણગુરુ ને કૃપાચાર્ય, અશ્વત્થામા મુનિજન;
શત ભ્રાત દુર્યોધન તણા, અવર બહુ રાજન. ૩૪
કામ કાજ સહુ કામ કરે, આપ આપણો અધિકાર;
જેને જેવી યોગ્યતા, એમ દિવસ વિત્યા ચાર. ૩૫

---

(બ્રહ્મદેવ) ના વાહન જે હંસ તેની સ્પર્દ્ધા-બરાબરી કરે—કરે તેવા હતા. ૨૫ ગજવદન—હાથીના મોઢાવાળા શ્રી ગણદેવ—ગણપતિ. ૩૩ કેકાણ—ઘોડા.

સુભદ્રા જાણે નહીં, ન જાણે કુંતા માત;
ભીષ્મપિતામહ ન જાણે, જે નીપની છે વાત. ૩૬
એક દિવસ દંતધાવન કરે, અર્જુન કેરી નાર;
તેવે સમે મંદિરથી, વિદુર આવ્યા દ્વાર. ૩૭
સુભદ્રાએ પૂછિયું, કહો વિદુરજી શું થાય;
આજ દુર્યોધનને આંગણે, બહુ મળ્યા રાણા રાય. ૩૮
કેસરે વાગા છાંટિયા, મંગળ ગાયે નિજ નાર;
પંચ શબ્દે ગડગડે, રાય દુર્યોધનને દ્વાર. ૩૯
શું પાંચે પાંડવ ગયા જાણી, હર્ષ આણે મન;
આજ સકળ પૃથ્વી માંહે, મોટા રાય દુર્યોધન. ૪૦
ત્યારે વિદુર મુખથી ઓચરે, દુર્મતિ કૌરવ જેહ;
વાર્યું કોનું નવ કરે, વૃદ્ધ કેરૂં તેહ. ૪૧
પાર્થ પાખે આજ એને, કહ્યું કઠણ વચન;
અહંકાર મન માંહે (છે) ઘણો. પણ થાશે શ્યામ વદન. ૪૨
દુર્યોધને માંડિયું, તે શું કહું તુજ માય;
ક્ષત્રિય કો જે નવ કરે, તેવો કરે અન્યાય. ૪૩
પણ પુણ્ય છે પાંડવતણું, નાથને વહાલો ધર્મ;
કૂડાં કામ જો આદરે, પણ હરિ રાખે શર્મ. ૪૪
સુભદ્રા કહે નવ પ્રીછી, પ્રીછવો માંડી વાત;
કૌરવપતિને આંગણે, શો મળ્યો સઘળો સાથ. ૪૫

વલણ.

ક્યમ મળ્યો સઘળો સાથ સ્વામિ, સુભદ્રા વાણી વદે;
કંપ કરે વિયોગે, દુઃખ છે જેને હૃદે. ૪૬

કડવું ૭ મું. રાગ સામેરી.

વૈશંપાયન બોલિયા, સાંભળો પરીક્ષિત્તન;

---

૪૨ પાર્થ ઇ:—અર્જુનાદિક પાંડવો પાખે (તેઓ હાજર નથી ત્યાં) વગર એ દુર્યોધનને કઠણ વચન કહ્યું પરંતુ તે અહંકારીએ માન્યું નહીં, જેનું પરિણામ તેનું વદન શ્યામ—કાળું મોહું થશે એજ આવનાર.
૪૪ પણ ઇ:—દુર્યોધનાદિ કૂડાં કામ કરે છે પરંતુ હરિ—કૃષ્ણ તો પોતાની શર્મ રાખશે.

સુભદ્રાને વાત માંડી, વદે વિદુર વચન: ૧
બાપ પુત્ર તારો વર્યો, બળભદ્ર તણયા સોય
દુર્યોધનના પુત્ર કેરો, ત્યાંહાં વિવા' હોય. ૨
પાંડુનંદન માગી છે જે, વડુ ભાઇ અર્જુન;
(ને) અભિમન્યુ વિવા' ફોક કીધો, રાય દુર્યોધન. ૩
કુંવર જે પોતા તણો, લક્ષ્મણો જેનું નામ;
ત્યહાં જઇ પરણાવશે, અભિમન્યુ કેરે ઠામ. ૪
વચન એવાં સાંભળી, ધરણી ઢળી તે નાર;
પિતામહ શું મરણ પામ્યો, ધિક્ ધિક્ અવતાર. ૫
છને પાંડવે લાજ ન આવી, આજ બાળ મોસાળ;
અર્જુન સરખો વાઘ છે, (તેનું) માંસ ખાય શિયાળ. ૬
બળભદ્રજીને શું થયું, કેમ કરે એવું કામ;
વારી શે નંવ રાખિયા, શું કૃષ્ણ નો'તા ગામ ? ૭
હવે હું શેની કરું મુજ, પીએર કેરી આશ;
પણ નશીબ એવું નીપજ્યું જે, કંથે છે વનવાસ. ૮
ધનંજયની લાજ માટે, માનતા મુજ ભ્રાત;
તમ વિણ આજ અનાથની ગત, થઈ મુજને નાથ. ૯
હું પીએર પેખે ગાજતી, શ્રી કૃષ્ણ હળધર વીર;
તે કંથ પાખે ભાઇનું, મેલુ મનનું હીર. ૧૦
એમ કહીને કળકળે, કલ્પાંત કરતી નાર;
આંસુએ સઘળું ચીર ભીંજ્યું, વહે નેત્ર નીરધાર. ૧૧
આજ તો ઉદ્રસ્ત થઇ, મુજ પીએર કેરી વાટ;
કામ હોરવે કલ્પાંત માંડ્યું, ધરે મન ઉચ્ચાટ. ૧૨
અંધ આકરો શું થયો, જે થયો નેત્રે હીન;
ધનંજયના ત્રાસ આગે, સહુ જોધ થાતા દીન. ૧૩
તેના સુતની વરી કન્યા; સર્પ મણિધર મોંય;
આત્માની શું આશ મૂકી, હાથ ઘાલે કોય. ૧૪

---

૬ બાળ મોસાળ—અભિમન્યુના—મોસાળ—દ્વારકામાં. ૧૦ પખે—પછે. મેલુ—મલીન. ૧૧ કલ્પાંત—કલ્પાંત કરવા સરખું. ૧૨ ઉદ્રસ્ત—ઉજડ. ૧૪ મોંય—મુખમાં.

હાલે પાંડવ આવશે, મુજ દિયર બાવનવીર;
વાત એવી સાંભળીને, રૂધિર પીશે ધીર. ૧૫
કૌરવની શત જોડ થઈ તે, ગર્વ આણે મન;
(પણ) અભિમન્યુ કુંવર અગ્નિ થઈ, બાળશે કૌરવ વન. ૧૬
પરાક્રમીનો પુત્ર મોટો, ધનંજયનો અંશ;
અભિમન્યુ કુંવર અવતર્યો છે, દહેવા કૌરવ વંશ. ૧૭
શું બાળક જાણી લાજ નાંખી, દેખી મોટા પંડ;
પણ વજ્ર હોય નાનકડું, પર્વત કરે શત ખંડ. ૧૮
સુભદ્રા સાન્નિધ્ય બોલ્યા, વિદુરજી તેણી વાર;
બાઇ! દ્વારકામાં હું ગયો તે, લહું સર્વ પ્રકાર. ૧૯
શ્રીકૃષ્ણ ચરણે જઇ નમ્યો, પૂછિયું વૈકુંઠનાથ;
હસ્તિનાપુરમાં કુશળ છે, (ત્યારે) મેં માંડી કહી વાત. ૨૦
કૌરવે ત્યાં કપટ કીધું, ગયા પાંડવ વન;
ધનંજયની વરી કન્યા તે, માગુ કરે દુર્યોધન. ૨૧
તે દિવસે મુજને કહ્યું, વાત ન ઘટે એમ;
અર્જુન રૂપી ગજ આગળ, ચાર નાખી જેમઃ— ૨૨
તે કાઢવાને કરે કૌરવ, લેનાં જાશે પ્રાણ;
સુભદ્રાને વિદુર કે', હરિ ઉચર્યા મુખ વાણ. ૨૩
જાણી જોઈ હાથ ઘાલે, એ ખર-મૂળ અંધ;
પણ સુરેખા અભિમન્યુને, છે પૂર્વનો સંબંધ. ૨૪
તે ટાળ્યું કોનું નવ ટળે, જો કરે કોટિ ઉપાય;
જે વિધાતાએ નિર્મિયું તે, પાછું કયમ નવ થાય. ૨૫
મુજ દાસ જાણી દયા આણી, કહી મનની વાત;
એટલે ત્યાં આવીઆ, બળભદ્ર હરિના ભ્રાત. ૨૬
પ્રણામ કરી ચરણે નમ્યો હું, મળિયા અન્યો અન્ય;
ત્યારે મુજને સાન કીધી, પ્રભુ જગજીવન. ૨૭
વડા ભ્રાતને પૂછી જુઓ, એ કેમ બોલે વાણ;
(પછે) પાંડવ સંબંધી નિપન્યું, તે સર્વ કીધું જાણ. ૨૮
બળભદ્રને મન આવિયું, જે જાય કન્યાકાળ;

---

૧૯ સાન્નિધ્ય—સમક્ષ.

દુર્યોધનનો કુંવર વરશે, (તેનો) મર્મ લહે ગોપાળ. ૨૯
કરોતરી દેખી ફરીને, ટળી સર્વે શુદ્ધ;
રે મરણ આયે આવિયું, જે ઉપની દુર્બુધ. ૩૦
વૈશંપાયન બોલિયા, સાંભળો પરીક્ષિતતન;
પછે વિદુર વચને સુભદ્રાને, લાગ્યો હુતાશન. ૩૧
સુભદ્રા સતી રોય માંહે, ગયો સઘળો દિન;
સાંજ પડી દિન આથમ્યો તહીં, આવિયો અભિમન્યુ. ૩૨

વલણ.

આવિયો અભિમન્યુ તહીં, સુભદ્રા બોલે નહીં;
કોણે દુભવ્યાં માત તમને, પુત્રે ત્યાં વાણી કહી. ૩૩

કડવું ૮ મું. રાગ રામગ્રી.

એણીપેર બોલ્યો સુત અભિમન્યજી, સુણ સુભદ્રા સુણ વચનજી;
કોણે દુભવ્યાં તમને માતજી, શે નથી કે'તાં મુજને વાતજી. ૧

ઢાળ.

માતા તુજને કોણે દુખી, કહો સત્ય વચન;
જીભ્યા કાપું ચડપથી, એમ બોલિયો અભિમન્ય. ૨
કર તણી જે આંગુલિ, તુને દેખાડે માત;
તો હું સુત અર્જુનનો, છેદું તેનો હાથ. ૩
સન્મુખ થઈને વક્ર દ્રષ્ટે, દેખાડી હો આંખ;
તો હાથ મારે અસ્ત્ર લઈ, કાપું તેની પાંખ. ૪
તો શોક એવડો શા થકી, આજ આણો મન;
વદન પખાળો ને ઉઠો, માત કીજીએ ભોજન. ૫
(એમ) પુત્ર કેરાં સુણી વાચક, નેત્ર જળ નિરધાર;
ગદગદ કંઠે થઈ કામની, રડે અર્જુન–નાર. ૬
તે બાંધ કંઠે ધરી રહ્યો, કુંવર કોમળ શરીર;
પિતા મનમાં સાંભરીને, નેત્ર છૂટ્યું નીર. ૭
તાતનાં સુખ સાંભર્યાં, મુખ નવ બોલાય;
સુભદ્રાને કુંવર વારે, તું રહે રોતી માય. ૮
વેરી માંહિ વાસ પૂરી, કરો કાચું મન;

કાકા મારા કામ આવે, કુશળ છે અર્જુન. ૯
ત્યારે સુભદ્રા કે' કુંવરને, (મુને) પિછવે શું આજ;
કૌરવે કીધું તે થશે તો, જાશે પાંડવ લાજ. ૧૦
કુળ તમારા માંય મોટું, લાગશે લાંછન;
વ્યાઘ્ર કેરું ભક્ષ જે તે, જાંબુક *પ્રાશના કરે મન. ૧૧
રાજ્ય હારી ગયા વનમાં, તોય ન મૂકે પૂઠ;
કન્યા તમારી વરી છે જે, તે લેવા ફરે છે મૂઢ. ૧૨
તુંજ મામ પડપીત્રાઇ પરણે, મેં સહ્યું કેમ જાય;
હૃદય મારે છિદ્ર પડિયા, વજ્ર કેરા ઘાય. ૧૩
જુધિષ્ઠિર મુજ જેઠ નહિ, દિયર કંથ ન કોય;
મુજ રંકતણો શો આશરો, એમ કહી આળજા રોય. ૧૪
ત્યારે કુંવર વળતો બોલિયો, તમો સાંભળોને માત;
હું એકલો અહીં શું કરું, જે મામ નહિ મુજ તાત. ૧૫
આજ વેળા એહની છે, જે કરે તે થાય;
દિવસ વાંકો આપણો, મા પડયા અવળા દાવ. ૧૬
પાર્થ પાખે આજ મા હું, શું કરું પરાક્રમ;
એકલો છું તાત વોણો, શીર નહિ રાજા ધર્મ. ૧૭
એવા ભોગ છે આપણા તે, ભોગવે કોણુ માત;
ત્યારે સુભદ્રાને નેત્રથી, ઝરે આંસુપાત. ૧૮
પ્રતાપ મારા પિતાનો સહુ, નમે રાણા રાય;
તે ગયા કાલે આવશે તો, મુને ઘણી કલ્યાણ. ૧૯
તે માટ દુઃખ નવ ધરો માતા, તજો મનથી શોક;
પીતરાઇને જો ન પહુ પૂરા, હસે સર્વે લોક. ૨૦
(માત) બોલવાનો નથી અવસર, સમયે થવું સાવધાન;
મૌન કરીને રહો માતા, હું કહું માગી માન. ૨૧
અભિમન્યુ કેરાં વચનથી, ચડી સુભદ્રાને રીસ;
ચરણ કેરી આંગુલિથી, જવાળ લાગી શીશ. ૨૨
ક્રોધ વચને બોલાવતી, તિરસ્કાર કરતી નાર;
કૌરવથી કાયર થયો, ધિક્ ધિક્ તુજ અવતાર. ૨૩

૧૩ પડપિત્રાઇ—પરપિત્રાઇ. *પ્રાશના—ખાવા.

સ્તનપાન કીધું માહરૂં, અર્જુન કેરૂં તેજ
કેમ તું ધીરજ મૂકે, શ્રીકૃષ્ણનો ભાણેજ. ૨૪
દીન વચન બોલતો, જો સુણે ક્ષત્રી કોય;
અર્જુન કેરા નામને તે, ઘણો અપયશ હોય. ૨૫
પરાક્રમ તુજ પિતા તણું, તું કાં ન જાણે મૂઢ;
ખાંડવ વન પ્રજાળિયું, તે દેખતાં ગરૂડારૂઢ. ૨૬
સો કોણ કપટ કૌરવ કેરૂં, કરે એવાં કામ;
વીણી (વીણી) એકે એકને, તું મારની સંગ્રામ. ૨૭
ધરો આયુદ્ધ અંગકુંવર, શસ્ત્ર નાના ભેદ;
મહિમા તમારા પિતાનો, (જે) રણે જીતશો તેહ. ૨૮
સાથે મારી દ્વારકા(માં), આવો મામા પાસ;
બળભદ્રનાથી કૃષ્ણનો; મુને ઘણો છે વિશ્વાસ. ૨૯
અભિમન્યુ કહે માતાજી, મામાનું શું સે નામ;
જેણે જાણી જોઈને, કર્યું એવું કામ. ૩૦
ના પુત્ર તું પૂછે નહિ, બળભદ્ર દુર્યોધન;
પાંડવને શ્રીકૃષ્ણ સનમુખ, સદા એકે મન. ૩૧
આપણે ત્યાંહાં નિશ્ચે જાવું, થશે તે હોનાર;
તે કૃષ્ણજી સઘળું લહે, જે નિપન્યો પ્રકાર. ૩૨
અભિમન્યુ કહે માતાજી, મુજ બેસવા નથી રથ;
યુદ્ધ વિષે છતું સર્વને, વિદ્યાએ સમરથ. ૩૩
ત્યારે સુભદ્રા કહે વિદુરજીનો, રથ છે જેહ;
નકાર મુખથી નહિ કરે, જાઓ જુઓ માગી તેહ. ૩૪
અભિમન્યુ કે' રે વિદુરજીને, મોસાળ જાવા મન;
રથ આપો મુજને, એમ બોલિયો અભિમન્યુ. ૩૫
ત્યારે વિદુરે રથ મોકલ્યો, એક હના કેરો સાર;
તે આઠ પેડે ચાલતો, તેણે અશ્વ જોડ્યા ચાર. ૩૬
હેમ રથ સોહામણો, હિમનો મંદિર—જળનાથ;
વિવિધ પેરના નંગ જડિયાં, હીરા રત્ન અમૂલ્ય. ૩૭

---

૩૧ બળભદ્ર છેઃ—દુર્યોધનને બળભદ્ર સન્મુખ—અનુકૂળ છે અને કૃષ્ણ પાંડવને નિરંતર એકે મને અનુકૂળ છે.

સાંગી તે કનક જડાવની, તેમાં ઘુઘરી ઘમકાર;
મખમલ તકિયા સુલાદના, મણિ નીલ અંકિત સાર. ૩૮
મોતી ઝાલર ઝગમગે, હસ્ત કસણે હીર;
વિવિધ પેરની ગુંથણી, જોતાં ન રે' મન ધીર. ૩૯
અશ્વ ઉજ્વળ અંગ ઓપે, ઉપર કનક પલાણ;
મોરડે મોતી જડયાં, ત્યાં ઝડગડે નિશાણ. ૪૦
ધ્વજા કેરા સ્તંભ કસીઆ, રથ ઉપર સાર;
પવન પ્રહારે પતાકા, ફરકમે મન્છાકાર. ૪૧
વિવિધ પેરનાં ઘણાં આયુધ, ગુરજ ગોળા નાળ;
રથ ઉપર મૂકિયાં, ચોગમ બાંધી પાળ. ૪૨
અક્ષય ભાથાં બહુ ભર્યા, રથ ઉપર જેહ;
નાખતાં ખૂટે નહિ, મન રાખશો મા સંદેહ. ૪૩
કવચ કુંડળ હીરા મણિ, અતિ ઓપતાં આભરણ;
મુકુટ મણિ હીરે જડયા, બહુ નંગ નાના વરણ. ૪૪
સામગ્રી સહુ રથ ઉપર, ભરી વિવિધ પ્રકાર;
પુત્ર કેરા પુત્ર જાણી, ઇંદ્રે કીધી સાર. ૪૫
અશ્વ એવા જોતર્યા, અભંગ ઉડે આકાશ;
અસ્વાર થઈને આવિયો, કુંવર સુભદ્રાની પાસ. ૪૬
મા આયુધ ઇંદ્રે મોકલ્યાં, તે પેહેરિયા શણગાર;
કાને તે કુંડળ ઝળકતાં, કંઠે મુક્તા—હાર. ૪૭
એક સોગણનું શીરે બખતર, પે'રિયું શુદ્ધ શરીર !
બેહુ મગ ભાથા બીડિયા, યોધ બાવન વીર. ૪૮
કટારી કેડે વાંકડી, કમાન ઘોર ગંભીર;
ડોગાં મેલ્યાં લટકતાં, શું દીસે સાગર તીર. ૪૯
બાંહે બાજુબંધ બેરખા, ને હસ્ત કસણે હીર;
બેહુ ખભાપર પણછ નાખી, સજ્યા ભાથા તીર. ૫૦

---

૩૮ સુલાદના—સારીલાહ (બાબણાંની અતલસ). મણિનીલ—નીલમણિથી અંકિત કરેલા અર્થાત્ અલંકૃત કરેલા. ૩૯ હસ્ત-ઇઃ—હાથ કસવાને ઝાલવા માટે હીર (હીરની દોરીઓ ફુમતાં વગેરે). ૪૨ નાળ—તોપ—બંદૂક. (?) ૪૫ સાર—સાળ. ૫૦ ને હસ્ત—હાથે (દાગીના) કસવા માટે હીર.

એણીપેર કુંવર સજ થઈ, માતાને નામ્યું શીશ;
[ત્યારે] સુભદ્રાએ આશિષ આપી, [પુત્ર] જીવજે કોડ વરીશ. ૫૧
કુંતાજીની આજ્ઞા માગી, વદ્યાં પરમ વચન;
અમો દ્વારકા જઈ આવશું, મુજ સાથે છે અભિમન્ય. ૫૨
ત્યારે અરૂણ ઉદય વેળા થઇ, ને થયો પ્રાતઃકાળ;
મા સારથી મુજ રથ નથી, એમ ઓચર્યો તે બાળ. ૫૩
ત્યારે સુભદ્રા કહે સારથી, અમો થાશું મારા તન;
હાંક રથ તું અહીંઆંથકી, જો મળે શુભ શુકન. ૫૪

વલણ.

મળે શુભ શુકન રે, કુંવરને માતા કહે;
(જે) વરી કન્યા આપણી, તે આપણે હાથે રહે. ૫૫

કડવું ૯ મું. રાગ આશાવરી.

વૈશંપાયન બોલિયા રે, સાંભળો પરીક્ષિતતન;
સુભદ્રા અભિમન્યુને, મળ્યા શુભ શુકન. ૧
પ્રથમ પોહોરે વદિયાં, કુરંગ જમણા સોય;
એ કામ થાશે આપણું, તું મન વિચારી જોય. ૨
સારથી સુભદ્રા થઇને, ગ્રહી પોતે રાશ;
એની જાન પહેલાં આપણું જશું, પુત્રને કહે માત. ૩
રથ ખેડયો ઉતાવળો તે, પવનવેગે જાય;
અતિ વૃક્ષ ને પાષાણ પેરે, ભાગી ચૂરણ થાય. ૪
એમ જાય ચાલ્યાં પવનવેગે, ચઢિયાં પશ્ચિમ પંથ;
મહા અરણ્યમાં ભૂલાં પડયાં, વૃક્ષનો નાવે અંત. ૫
રથચક્ર દીસે નહિ, પાષાણનો નહિ પાર;
ત્યાં ગુલ્મ વેલ લતા બહુ, વનસ્પતિ ભાર અઢાર. ૬
દક્ષિણ ભાગે કાવેરી, ગર્જતી ઘોર ગંભીર;
ઉત્તર ભાગે નર્મદાતું, વહે નિર્મળ નીર. ૭
હિડિંબાવનમાં જઈ ચડયાં, ત્યાં દીસે રાક્ષસો સાટ;
ત્યાંથી ચાલી નવ શકે, ને ધરે મન ઉચ્ચાટ. ૮

૫૧ વરીશ–વર્ષ અથવા તું વરીશ (શ્રેષ્ઠ) તેમ કોડ (વર્ષ) જીવજો. ૫૩ અરૂણ–ઉદયવેળા–પરોઢિયું. ૨ કુરંગ–હરણ. ૬ ગુલ્મ—ઝાડી.

(ત્યાં) ખાખર બાવળ ને અરીઠી, અરણીનાં બહુ વન;
ખાવડ ધામણ નિરખતાં, વિસ્મે થયો અભિમન્ય. ૯
તાડ તરૂવર અતિ ઉંચાં, દિસતાં આકાશ;
તે જોઇ વૃક્ષ સુભદ્રાને, પડયો મનમાં ત્રાસ. ૧૦
બાવળિયા બહુ બોરડી, કાચકી ને કંથાર;
કંકોડી કૌચાં ઘણાં, ગાંઠી વાંસ કેરી જાળ. ૧૧
આસોપાલવ આકાશ જેવા, (અને) અગથિયા કેરાં વૃક્ષ;
સાગ શીશમ સરગવા, ને સિંધવા લક્ષોલક્ષ. ૧૨
દર્ભ શલાકા શલ સરખી, ગોખરૂ ને ગરમાળ;
(ત્યારે) સુભદ્રા કહે પુત્ર મારા, થશે કોણ હવાલ. ૧૩
પરવત કેરાં શૃંગ ઉપર, વૃક્ષ પહોચ્યાં વ્યોમ;
મનુષ્ય અત્ર મળે નહિ, એવી વિષમ દારુણ ભોમ. ૧૪
બલ હીન અબળા શું કરે, તેની સંગ નાનું બાળ;
પર્વત માંહિથી વાઘ ગર્જે, (ને) સબળ નાખે ફાળ. ૧૫
રથ ચાલી નવ શકે, ત્યારે સુભદ્રા કહે વાણ;
તે માટે કુંવર મૂકયું શું, અગ્નિ કેરું બાણ. ૧૬
વૃક્ષ બાળો વન તણાં, ને કરો મારગ પ્રૌઢ;
અર્જુન કેરો પુત્ર શું છે, શું થઈ રહ્યો દિગ્મૂઢ. ૧૭
વચન સુણી ધનંજયસુને, ધનુષ્ય લીધું હાથ;
હું આશા (કરી) વાટ જોતો હતો, શું જોજે મારી માત. ૧૮
શર અગ્નિ કેરો કાઢિયો, સાધિયું (તપે) તેજ અપાર;
દવ બળે વન પરજળે, વનસ્પતિ ભાર અઢાર. ૧૯
તેણે સમે વનના રાક્ષસ, કરે ઉલકાપાત;
ઘટોત્કચને જાણ કીધું, કહી માંડી વાત. ૨૦
વાંસ ફૂટે ગિરિ તૂટે, અગ્નિ ચોદિશ જાય;
નિશ્ચિંત થઈ બેઠા તણો, તુને નથી અવસર રાય. ૨૧
વચન એવું સાંભળીને, થયો હાહાકાર;
ઠામ ઠામથી દૈત્ય આવી, મળ્યા અપરમપાર. ૨૨

---

૧૧ કૌચાં—કવચ. ૧૨ સિંધવા—સીંધણી-જંગલી ખજુરી. જેની સાવરણીઓ થાય છે તે.

સુબાહુને મારીયં, હિડિંબ ને જંગાલ;
સર્વંદમન ને સંત્રાજીત, દીસતા મહા વિકાળ.
રક્ત નેત્ર ને દંત મોટા, કરે હાહાકાર;
બહુ વૃક્ષ શિલા ગ્રહી આવ્યાં, કરે તે મારોમાર.
ઘટોત્કચને નિર્ખંતાં, વિસ્મય થયો અભિમન્ય;
પરાક્રમી ભીમ સમાન છે, જાણે કાક સરખો તન.
ત્યારે શિલાગ્રહી રાક્ષસે, ને ક્રોધે કહે વાત;
તેં વન મારૂં કેમ બાળ્યું, હવે કરૂં પૃથ્વીપાત.
મારા વન તણી શાખા, બાળી ન શકે કોય;
આ વનં તેં પરજાળિયું, (તું) પરાક્રમ મારૂં જોય.
એવું કહી એક શિલા મારી, દીસતી પ્રચંડ;
એક બાણ માર્યું સુભદ્રાતને, શિલા કીધી શતખંડ.

તે જોઈને અર્જુનનો સુત, થઈ રહ્યો દિગ્મૂઢ. ૨
આકાશ માર્ગે ઉતાવે, રચ્યું કરે ઉલ્કાપાત;
પાષાણ પર્વત સજળા; પડે, ત્યાં વરસિયો વરસાત. ૩
અગ્નિ કેશ થાય ભડકા, (અને) નાખતા બહુ ફાળ;
ગદ્દિભમુખા ને શૃંગ મોટાં, દીસતા વિકાળ. ૪
વક્ર વદન બીહામણાં, ને કરડતા મુખદંત;
દશે દિશા વ્યાપી રહી, જોતાં ન આવે અંત. ૫
ઘટોત્કચ શીર ઉપરે, કરે તે મારામાર;
અભિમન્યુ ક્રોધે આકળો, તવ વદે અર્જુનતાર. ૬
આટલા દહાડા કુંવર મારા, ઘણાં કરતો લાડ;
પણ આજ સુત અર્જુનના, પરાક્રમ મુજ દેખાડ. ૭
એવું સાંભળી કોપે ચઢી, કર ગ્રહ્યાં બાણ પ્રચંડ;
ટંકારવ ધનુષ્યનો કર્યો, તવ ગાજિયું બ્રહ્માંડ. ૮
કાટકો સબળો થયો, (તવ) દૈત્યો દશે દિશ જાય;
અર્જુનસુત કોપે ચડ્યો, અભિમન્યુ રાણો રાય. ૯
અતિ ઘણું બળ વ્યાપિયું, જેમ ચડે સાગર પૂર;
રણ વિષે એકે એકને, મારી કર્યા ચકચૂર. ૧૦
ઘટોત્કચ ત્યાં આવિયો, બળવંત ભીમકુમાર;
રણ વિષે અભિમન્યુને, ત્યાં કરે મારો માર. ૧૧
(ત્યારે) અર્ધચંદ્ર બાણ કાઢ્યું, અભિમન્યુએ કીધ ઘાત;
હૃદે મારી દૈત્યને, કર્યો પૃથ્વીપાત. ૧૨
મૂર્છા ખાઇ અવનિ પડ્યો, ઉઠી ન શકે તેહ;
હાલી ચાલી નવ શકે, થરથર ધ્રુજે દેહ. ૧૩
હિડિંબા તે નવ લહે, ... ક્યાં છે ... જોડ;
શાકિનીના છોર ...આછે, કુન્તા સાસુ ... ૧૪
તે જો... કહેછે સુને, નાખ પાપણી મારી. ૯
—...ના શું મુખ દેખાડું, પિયેર સાસરા માંહે;

---

૯ હૃદય ઈઃ—વજ્ર સરખી શિલાએ હૃદય ભેદ્યું. ૩૦ તિમિર—
. ૫ આજ-જો ભીમસેન તમે પહેલા આવો તો હું તમને અભિ-
ષેકીસારકું મુખ દેખાડું.

આર્જુનાસુત તો રણમાં પડિયો, હું કેમ જાઉં ત્યાંહિ. " ૧૦
ત્યારે હિડિંબા કરે વિમાસણ, એ સદી આર્જુન નારી;
ભીમસેન કંથ મારો, એ મારી દેરાણી. " ૧૧
એવું કહિને રૂપ સમાવ્યુ (ને) સુંદર રૂપે થઇ નારી;
સુભદ્રાને સરણું નામી, હું તારી જેઠાણી. " ૧૨
ઘટોત્કચ મુજ પુત્ર કહાવે, ભીમસેનનો અંશ;
એ અર્જુનનો પુત્ર કહીએ, બેહુ ભાઇનો વંશ. " ૧૩
'આજાણે આણુપીછવ્યું' કીધું, વળી સુવા બેહુ ભાઇ;
ઘટોત્કચને અભિમન્યુ, એ બેહુ પિતરાઇ. " ૧૪
ત્યારે સુભદ્રા શીતળ થઇ, બોલી મુખ વચન;
દિયર તણો એ પુત્ર તમારો, કેમ ઉઠે અભિમન્યુ. " ૧૫
(ત્યારે) હિડિંબા કહે સુણ સુભદ્રા, અભિમન્યુ ન ઉઠાડું;
તો મુજ પુત્ર સહિત આ, દેહ આપણી પાડું. " ૧૬
એવું કહીને ત્યાંથી ચાલી, આવી પોતાને ઘેર;
ત્યાંથી રસ-અમૃત કૂપિ લાવી, પાણી છાંટયું કરી પેર. " ૧૭
ઉદક છાંટતાં અભિમન્યુ, ઉઠી બેઠો ત્યાંય;
જાણે ઉંઘમાંથી કુંવર ઉઠ્યો, એમ જાણ્યું ત્યાંય. " ૧૮
સુભદ્રાને સરણે નમિયો, પાસે દીઠી નારી;
ત્યારે હિડિંબાએ હેત કરીને, નાખ્યું લુણ ઉતારી. " ૧૯
એટલે સુત ભીમસેનનો, ક્રોધ કરીને આવ્યો;
અભિમન્યુને દેખતા માંહે, પર્વત ઉંચકી લાવ્યો. " ૨૦
માર માર કરી અભિમન્યુ ઉઠ્યો, હિડિંબા કહે વાણી;
તમારા કુંવરને મીઠો, સગમાં છે દેરાણી. " ૨૧
બાંધવ બેહુને વઢતા વારે, સુણો વચન અમારું;
તારા પુત્રને તું સમજાવે, મારાને હું વારું. " ૨૨
એવું કહીને સન્મુખ આવી, પર્વત નાખ રે ભાઇ!
એ અર્જુનસુત તું ભીમસેનનો, બંને તમે પિતરાઇ. " ૨૩
કુટુંબ સ્નેહ પ્રીતિ સંજુ પ્રીતે, અમો રહ્યા સહુ જાણી;
આ અર્જુનઆર્યનના સુભદ્રા, એ મારી દેરાણી. " ૨૪
એવું સાંભળી ચરણે લાગો, કહીને નમિયો પાય

મુજથી ચૂક પડી અણસમજે, ક્ષમા કરો મુજ માય. ” ૨૫
અભિમન્યુને આલિંગન દીધું, બાંધવ જાણી ચાય;
દુષ્ટ પાપીઓ પહેલાં મુજને, વાત ન કહી કાંય. ” ૨૬
ફરી પ્રદક્ષિણા પાગે નમિયો, રથ વાળો ઘેર જઇએ;
ઘટોત્કચ કહે મંદિર આવો, સુખ દુઃખ અમને કહીએ. ” ૨૭
એમ કહી રથ ઉપર બેઠો, ભીમપુત્રે ગ્રહી રાશ;
દેરાણી ને જેઠાણી બેઠાં, મળી એકઠાં પાસ. ” ૨૮
તેણે હામથી રથ ચલાવ્યો, આવ્યો બે યોજન;
કાવેરી સંગમ જઈ નાહ્યાં, નીર વહે પાવન. ” ૨૯
સ્નાન કરીને ત્યાંથી ચાલ્યાં, આવ્યાં નિજ આશ્રમ;
નીલકંઠ મૂકીને આગળ, સ્થાનક છે મહા રમ્ય. ” ૩૦
રથ રાખ્યો ત્યાં જઇ આંગણે, મેળ્યા કુટુંબ પરિવાર;
ઘોડી અશ્વને આંગણે બાંધ્યા, નાખી લીલી ચાર. ” ૩૧
વિવિધ પેરનાં વનફળ લાવી, મૂક્યાં કાકીની પાસ;
ઘણી આગતા સ્વાગતા માંડી, હું સેવક તુજ દાસ. ” ૩૨
ચાર દિવસ (પ્રાહુણા) રહો કાકી, કરો સુખ દુઃખની વાત;
સેવકને જે કરો આજ્ઞા, તે શીશ ચઢાવું માત. ” ૩૩
આજ લગે મુજ આંખ એક હતી, સુણો સુભદ્રા માય;
હવે બેહુ બાંધવ સુદ્ધ કરે, તો પરદળ નાઠા જાય. ” ૩૪
દેરાણી જેઠાણી બેઠાં, વાત કરેછે નેહ;
એક કોઠાનાં સગાં મળિયાં, આનંદ પામ્યાં તેહ. ” ૩૫
વૈશંપાયન કે' ભૂપ તમે, સાંભળો પાંડુ-કુમાર;
ભીમ કુંવરનાં વચન સાંભળી, હરખી અર્જુનનાર. ” ૩૬

કડવું ૧૨ મું. રાગ કેદારો.

વૈશંપાયન કહે ભૂપતને, સાંભળ પરીક્ષિતતન;
ભીમસેનનો પુત્ર ઘટોત્કચ, બોલ્યો બીજે દિન. ૧
આ વનમાં તમે કેમ આવ્યાં, પુત્ર લેઈને સાથ;
એવું કામ શું છે તમારે, અર્જુન સરખો નાથ. ૨
જેઠ યુધિષ્ઠિર છે મહારાજા, ધર્મ તણો અવતાર;
સહદેવ નકુળ સાથ તમારે, બળિયો પવનકુમાર. ૩

એવાં વચન સુણી અબળાને, આવ્યાં આંસુ લોચન;
ભીમકુંવર શું કહું તમને, મારાં દુઃખનાં વચન. ૪
આમ નથી પાંડવ અર્જુન, સંગ દ્રૌપદી નાર;
વિદુર તણા આશ્રમમાં રહેતાં, હસ્તિનાપુર મોઝાર. ૫
સુખે દુઃખે દહાડા નિર્ગમતાં, શોક ધરીને મન;
તોયે પૂંઠ ન મૂકે કૌરવ, દુષ્ટ દુર્યોધન. ૬
કર્મ તણી કહાણી કહું મારી, સાંભળ પુત્ર વચન;
સુરેખા હળધરની તનયા, વર્યા છે અભિમન્યુ. ૭
તેહનો વિવાહ ફોક કરીને, કૌરવ કન્યા લાવે;
દુર્યોધનનો પુત્ર લક્ષ્મણો, તેને ત્યાં જઈ (ને) પરણાવે. ૮
એવાં વચન સુણીને કોપ્યો, બળવંત ભીમકુમાર;
કૌરવને મુખ દંત કેટલા, એ સહુ મારી ચાર. ૯
પ્રથમ દ્વારકામાં જઈને, જાદવકુળ સંહાર;
કામ કરે જો હળધર એવું, પહેલાં તેહને મારૂં. ૧૦
પરણીને પરહરિયે પોતે, માગી કેમ મૂકાય;
ઓલ આપણો ઉપર કરતાં, જો ધન સર્વે જાય. ૧૧
તે માટે હું આવીશ સાથે, ધીરજ રાખજો મન;
તે કન્યા હું પરણાવીશ, બાંધવ મુજ અભિમન્યુ. ૧૨
એવું સાંભળી હર્ષ પામી, બોલી અર્જુનનાર;
દુર્યોધન સજ થઈ નિસરિયો, અક્ષૌહિણી કટક અઢાર. ૧૩
આપણને વિલંબ થયો ને, ચાલી એની જાન;
ગજ રથ સેનાદિ સંઘાતે, આવ્યો દુર્યોધન રાજાન. ૧૪
એવું સાંભળી ત્યાંથી ઉઠ્યો, તતક્ષણ ભીમકુમાર;
હિડિંબવનમાં દૈત્ય હતા, ત્યાં જઈ કર્યો હોકાર. ૧૫
હોક સાંભળી તતક્ષણ આવ્યા, દૈત્ય તણો નહિ પાર;
ક્રૂર રૂપ ને મહા ભયાનક, અક્ષૌહિણી યુગલ અઢાર. ૧૬
સાત લાખ દાનવદળપતિ, વીશ લાખ તોખાર;
માયાવી કીધા અતિ બળિયા, દાનવના અસ્વાર. ૧૭

૯ એ સહુ મારી ચાર—એ સૌ મારી ઘાસ બરાબર છે. ૧૧ ઓલ ઈ:—આપણો ઓલ (બીજા—શત્રુ)ઉપર કરતાં સર્વે ધન જતું હોય તો તે જવા દેવું. ૧૬ યુગલ અઢાર—છત્રીસ અક્ષૌહિણી.

એક રંગે ફિજવળ અનુપમ, ઘટોત્કચના સાથી;
મેઘવર્ણા શ્યામ ઘન કાળા, બાર સહસ્ર છે હાથી. ૧૮
સોળ સહસ્ર સાંઢ શણગારી, કરી કારમું રૂપ;
ઘટોત્કચ પોતે મહારાજા, ધર્યું દેવ સ્વરૂપ. ૧૯
નેજા નિશાન ધ્વજ બહુ ફરકે, પવન પ્રહારથી ડોલે;
ચાલ્યા યોધ દ્વારકા ઉપર, જય જય સ્વર સહુ બોલે. ૨૦
સજી કટક ને રહ્યું સજ્જ, નિર્ખે અર્જુનનાર;
હવે કામ થાશે ગાઢરૂં, મનશું કર્યો વિચાર. ૨૧
શ્રોતાને મન સંદેહ થાશે, સુણી સૈન્યનું નામ;
ઘટોત્કચ ત્યાં જઇ એકલો, સર્વે કરશે કામ. ૨૨
સુભદ્રા મન ત્રાસ પડ્યો, દળ દેખી દુર્યોધન;
તે માટે સૈન્ય દેખાડ્યું; ધીરજ રાખવા મન. ૨૩
કર જોડીને કરી વિનતિ, કાકીને લાગ્યો પાય;
અશ્વ ઉપર અભિમન્યુ બેઠો, રથે બેસો (તમે) માય. ૨૪
એવું સુણી રથ ઉપર બેઠાં, વજડાવ્યાં નિશાન;
વૃદ્ધ યૌવન સર્વે કો ચાલ્યો, સેનામાં ફેરવી આણ. ૨૫
રેવાતટે આવ્યા સહુકો, ઉતર્યા પેલે તીર;
ઘટોત્કચ ઘરાણું ચાલે, આનંદે સુવીર. ૨૬
કાળો મેઘ હારે હાથી (થી) જેના, તેણે બેઠો ભીમકુમાર;
પશ્ચિમ પથ ધરીને ચાલ્યા, ગોધા વન મોઝાર. ૨૭
એમ દિવસ રેણી ચાલતાં, વહી ગયા નવ દિન;
દશમે દિવસે ત્યાંથી દીઠી, દ્વારકા બે જોજન. ૨૮

---

૧૮ મેઘવર્ણા:—વરસાદના વર્ણ જેવા શ્યામ અને તે ઘન—વાદળા જેવા કાળા બાર હજાર હાથી હતા. ૨૨, શ્રોતા ઈ:—શ્રોતાને મન સૈન્યનું નામ સાંભળીને સંદેહ થશે કે ભીમનો છોકરો સૈન્યનો આશ્રય લઇ લડવા જાયછે અથાત ભીમ જેમ સૈન્યની દરકાર વગર જય મેળવે તેવો એ ન હતો. તેનું નિરાકરણ કરતાં કવિ કહેછે કે, ઘટોત્કચ ત્યાં જઇ ઇત્યાદિ સ્પષ્ટ છે. ૨૬ ઘરાણુ-(સેના) ઘરા સાથે. ૨૭ કાળો ઈ:—જેના હાથીની કાળાશથી કાળો મેઘ હારે તેણે-(તેવા) તે હાથીપર ઘટોત્કચ બેઠો.

ઘડીચારમાં પંથે કરીને; આવ્યા ગોમતી તીર;
નગરમાં શું કામ આપણે, મન વિમાસે વીર. ૨૯
એવું જાણીને ડેરા દીધા, નગ્ર બહાર તે સોય;
તે કારણ (શ્રી)કૃષ્ણ સઘળું લે', (પણ) મર્મ ન જાણે કોય. ૩૦
ઘટોત્કચનું સૈન્ય ઉતર્યું, શોભાનો નહિ પાર;
નગ્રલોક દેખે નહિ, તેનો માયાવી અવતાર. ૩૧
રાત થઇ રવિ આથમ્યો, ત્યારે કીધું ભોજન;
સુભદ્રા કહે ઘટોત્કચને, સાતમે દિવસ લગન. ૩૨
વૈશંપાયન બોલિયા, સાંભળો તમે ભૂપાળ;
ચાર પહોર રજની નિર્ગમી ને, થયું છે પ્રાતઃકાળ. ૩૩
પેહલે પહોરે બીજે દિનસે, આવી કૌરવ જાન;
ઢોલ ધમકાર થાય સબળા, પડ્યું સુણે નહિ કાન. ૩૪
નગ્ર બહાર આવી ઉતરિયો, દુર્યોધનનો સાથ;
વાત બળભદ્રે સાંભળી, સુણી થયા રળિયાત. ૩૫

વલણ.

સુણી થયા રળિયાત રે, જાન આવી કૌરવ તણી;
વાધિયો બહુ હર્ષ રે, (જે) આવ્યો હસ્તિનાપુર-ધણી. ૩૬

કડવું. ૧૩ મું. રાગ ગોડીની દેશી ફેર.

એણી પેર બોલ્યા મુનિજી, પરીક્ષિતૂતન સાંભળો રે;
શું કરતો ઘટોત્કચ ત્યાંહિ, ધરી મન આમળો રે. ૧

રાગ અંદોલ ગોડી.

મુનિજી એમ ઉચરે, સુણો પરીક્ષિતજ *સુજાણ;
દુર્યોધનના સૈન્યનું, હું શું કહું રે વખાણ. ૨
બહુ-ઢોલ ઢગકે ઢસુકે, ધમકાર સબળો થાય;
બહુ જાન લેઇ દ્વારકામાં, આવ્યો કૌરવરાય. ૩
નિશાનના નિર્ઘોષ વાગે, ગર્જના રણતૂર;
દુંદુભિની જાતરાો, ઢળ મચ્યું સામરપૂર. ૪

---

૨૯ ગોમતીતીર—દ્વારકામાં ગોમતી નામની નદી છે તેની તીરે. ૩૪ પેહલે પ્ર:—બીજા દિવસના પેહલે પહોરે. બહુ ઢોલ ઢગકે ઢસુકે—ઘણા ઢોલ ઢગકે-ધમકે-(ધમકારા કરે)ઢસુકે-ધડાકાબંધ: *પરીક્ષિતૂજ-પરીક્ષિતનો પુત્ર.

ત્યાં દ્રોણ ગુરૂ ને કૃપાચાર્ય, અશ્વત્થામા મુનિજન;
ધ્વજકેતુ ને શકુનિ મામો,-(વળી) બળિયા કર્ણ દુઃશાસન. ૫
શતભ્રાત પોતે તણા પ્રૌઢા, સજોડે અસ્વાર;
કેસરે વાગા છાંટિયા, દીસતા રાજકુમાર. ૬
પંચાળ દેશના રાજાઓ, બહુ સૈન્ય સાથે સોય;
સિંધુ દેશના રાજને, જરોગી ન શકે કોય. ૭
શ્વશુરગાંનો સાથ સઘળો, સજોડે કહેવાય;
તે જાન સાથે આવિયા, બહુ દેશ કેરા રાય. ૮
વિવિધ પેરના ધર્યાં આયુધ, ગદા બાણ પ્રચંડ;
હાથ નાલને કાટકે ત્યાં, કડકડ્યું બ્રહ્માંડ. ૯
બહુ નાળ ગોળા ચક્ર દીસે, યોધ કેરે હાથ;
જાનમાં આવી રહ્યો, અખો સઘળો સાથ. ૧૦
બહુ રંગી તંબુ તાણિયા, તે કર્યા ઉભા સાર;
ફરાસે ત્યાં કામ કીધા, કોના પહોંચે બાર. ૧૧
આપ આપણા ડેરા કીધા, ઉતર્યા ત્યાં સોય;
અન્તરનો જ્યો ધર્યો, ચોગમ દળથી જોય. ૧૨
વૈશંપાયન બોલિયા, સાંભળો પરીક્ષિત્તન;
બળભદ્રજી (આવી) કહે કૃષ્ણને, સાંભળો પરમ વચન. ૧૩
હસ્તિનાપુરની જાન આવી, ઉતરી નરનાથ;
વાત એવી સાંભળી બહુ, ગડ્યો સઘળો સાથ. ૧૪
સામા જઈ સહુ સાથ લઈ, તેડિયે શ્રી ભગવાન;
રાય દુર્યોધનને ભેટીએ, ઘણે આદરમાન. ૧૫
કૃષ્ણ કહે તમે શીઘ્ર જાઓ, સહુ સાથ તેડી આજ;
વિલંબ કરતાં વીર મારા, નથી રૈવી લાજ. ૧૬
એવું સાંભળી મંદિર વિષે, આવિયા બળદેવ;
કેસર ઘોળ્યાં પાન બીડાં, કરાવ્યાં તત્ખેવ. ૧૭

---

૯-હાથ નાલ—એક જાતની બંદુક, ઇત્યાદિ સ્પષ્ટ છે. ૧૧ ફરાસે—ત્યાં—દ્વારકામાં ફરાસોએ—તંબુ ગાડનાર માણસોએ જે મોટા તંબુ ઉભા કર્યા હતા તેના આગળ બીજા કોના. બાર પહોંચે અર્થાત્ તેમને બીજા કોણ પહોંચી શકે. ૧૪ બહુ ઇ.—સઘળો સાથ બહુ ગડ્યો.

કૌરવપતિના સેન માંહી, સબળ દાડ વારોય. ૩૦
બોર ભાજી રીંગણાં, રાતાં રતાળુ સોય;
મુરિયાં તાજાં રક્તકોળાં, સબળ વહો હોય. ૩૧
કાકડી કમેદી કગરખ, કમુસ ગહા જાજવલ્ય;
દુર્યોધનના લોક લિયે, આપીને બહુ મૂલ્ય. ૩૨
મગ શીંગ ને ચોળાફળી, બહુ કમંદાં ને કેર;
વાલોળો નરમ જાણી, સર્વ લાવે ઘેર. ૩૩
દ્વારકાના લોક આવે, બજાર નિર્ખે સોય;
જેને ઇચ્છા થાય જેવી, તે લેઇ ગયા સર્વ કોય. ૩૪
મૂળા કોમળ કારગા, તે જોઇને ઇચ્છા થાય;
પરોળાં ને પિંડાળુ, સહુ ઘેર લેઈને જાય. ૩૫
શેલડી બારા સબળ દેખી, સઘળા મોલ્યા રાજન;
હાથી આગળ નાખવાને, લીધા દુર્યોધન. ૩૬
ચણા લીલા ઉત્તમ બહુ, બજાર માંહે વેચાય;
અશ્વ આગળ નાખવા, મૂલ આપી લીધા રાય. ૩૭
કેરી કાચી કારમી, ને બજો ાં તે સાર;
ફારસાં ને રાયકેળાં, ભર્યાં બહુ બજાર. ૩૮
આદુ લીંબુ ઢગ દીસે, અતિ પરમ પાકાં પૂર;
મનુષ્ય ચાલવા મારગ નહિ, એમ વસ્તુ ભરી અખૂટ. ૩૯
તડબુચ મોટા ઘડા જેવડાં, તેહ લીધાં રાય;
જાન માંહે આવિયા ને, સર્વ લોક લેવા જાય. ૪૦
સીતાફળ સોહામણાં, દીસતાં રસના ઘુંટ;
જાનને વેગી આપવાને, ભર્યાં સોએક ઉંટ. ૪૧
બહુ ગાંઠા ગોરડી તણા, સુરણ કેરા કંદ;
તે કૃષ્ણજી સઘળું લહે, રાક્ષસી માયા ફંદ. ૪૨
વૈશંપાયન બોલિયા, સાંભળો પાંડુકુમાર;
એમ સર્વ કોએ શાક લીધું, સૈન્ય નમે મોઝાર. ૪૩
આપ આપણે સ્થાનકે જઇને, કરે તેની પેર;

---

૩૧ વહો—વેચાણ. ૩૫ પિંડાળુ—એક જાતનું ફળ થાય છે. ૩૮ રાયકેળાં—કેળાની એક જાત. ૪૨ ગોરડી—ગોરડીકંદ.

બહુ સાથ તેડી નિસર્યાં, ને સોદાગણુંછે સંગ;
દુર્યોધનની જાન દેખી, વાધિયો બહુ રંગ.
બજાર શોભા નિરખતા, આવિયા રાજદ્વાર;
જોધ સર્વ ઉભા રહીને, કર્યા સહુને જુહાર.
અન્યો અન્યે સર્વ ભેટિયા, ને દીધાં આલિંગન;
બળભદ્રશું વેવાઇ મળિયા, રાય દુર્યોધન.
લક્ષ્મણો કુંવર દુર્યોધનનો, આવિયો તેણી વાર;
સર્વ શ્વશુરપક્ષ ગાંજ્યો, તેને કર્યા જુહાર.
પછે કર્યાં કેસર છાંટણાં, આપિયાં બીડાંપાન;
સેવા કરવા જાનની, ત્યાં મૂકિયા પ્રધાન.
આજ્ઞા માગી ઉઠિયા, બળભદ્ર તેણી વાર;
જાનને બહુ માન આપી, આવિયા ઘરદ્વાર.
વૈશંપાયન બોલિયા, સાંભળો પરિક્ષિતતન;
અન્નપાણી પૂરિયાં, ને જાનને ભોજન.
એ દિવસ વિતિ ગયો; ને થયો પ્રાતઃકાળ;
દિવસ છે લગ્ન આડા, સર્વ જોધ ઝાકઝમાળ.
નગી વરસે સુરેખાને, અંગે પીઠી થાય;
બહુ હાસ્ય કરતી કામની, સહુ મળી મંગળ ગાય.
એ કથા રહી એટલે, સાંભળો પરીક્ષિતતન;
પછી ઘટોત્કચે શું કર્યું, તે સુને કહું રાજન.
પોતાના સહુ જોધા તેડી, વદે પ્રેમ વચન;
આપણને શું જાણુરી, એ દુષ્ટ દુર્યોધન.
એની સેના માંડે જોઇને, હારે સબળો બજાર;
રૂપ ધ્યો ભીલાનરીનાં, જોધ બાર હજાર.
એવી આજ્ઞા ભીમસુતની, (સુણી) દેત તત્પર થાય;

મૂળા રહ્યા હલાવે શીશ, તે દેખીને પાડે ચીશ;
આદાં લીંબુ એમ ઉછળે, જે ખાયે તેને વળગે ગળે. ૧૨
આખું ઘર હળમેખળ કર્યું, કોણુ પાપ આવીને ફર્યું;
જોઈ દૈત્યને [રે] રેવતી, વિના વસ્ત્ર નાગી નાસતી. ૧૩

વાસુદેવ તણી કુળ વહુ, નગ્નરૂપ થૈઇ નાસે સહુ;
ઘરમાં રાક્ષસ ફેલી રહ્યા, તેવા હવાલ (તે) જાનના થયા. ૧૪
ઘરમાં કોણે નવ જવાય, રાંધ્યાં અન્ન તે રાક્ષસ ખાય;
છપ્પન કોડ જાદવની નાર, આપ આપણાં દીધાં દ્વાર. ૧૫
ઘરમાં શાક આણ્યું છે જેહ, ક્રૂર રૂપ થઇ વળગે તેહ;
નાશીને જો જાગે બા'ર, જ્યાં જાયે ત્યાં હાહાકાર. ૧૬
જાન માંહે પડ્યું ભંગાણુ, ભડકીને નાસે કેકાણુ;
નાસે હાથી પાડે ચીસ, ત્રાહે ત્રાહે (હે) શ્રીજગદીશ ! ૧૭
દુર્યોધનને ડેરે ઘણું, વિહ્વળ સૈન્ય થયું તે તણું;
હામ હામથી બીન્યા લોક, સૈન્ય માંહે પડિયો શોક. ૧૮
વિકટ રૂપ દીસે વિકાળ, રાતાં નેત્ર પાવકની જ્વાળ;
હરી કાળ કરડે મુખદંત, ધડ વહોણાં મસ્તક દીસંત. ૧૯
સર્વ કો દીસે નગર મોઝાર, પડયો દ્વારકા માંહે પોકાર;
એવો નહિ કો તેને ધરે, હાથ ન ચઢે માર્યો ન મરે. ૨૦
નગરલોક સહુ આવ્યા વાજ, આવ્યા છે ત્યાં કૃષ્ણ મહારાજ;
બળભદ્રજી કરે વિનતિ, આ નગરમાં કો વસતું નથી. ૨૧
રાક્ષસ બહુ ફેલ્યા જદુરાય, ઘર મૂકી લોક ક્યાં જાય;
બળભદ્રની વાણી સુણી, વળતા બોલ્યા ત્રિભુવન ધણી. ૨૨
તમે આરંભ્યુ વિવાહનું કામ, નહિ લીધું (હોય) ગણપતિનું નામ;
કે રુદ્રકળશ ગયા વિસરી, શું મહાદેવે માયા કરી ! ૨૩
તે માટે તમે મૂકો ગર્વ, ઈશ્વર દેરે ચાલો સર્વ;
પંચામૃતની કરો પખાળ, સ્તુતિ કરો સહુ બાળગોપાળ. ૨૪
રુદ્ર તણા ગણ લક્ષો લક્ષ, તેને જઇને મૂકો ભક્ષ;
તો તો વિઘ્ન થાશે પરું, માન્યું લોકે કૃષ્ણ કે'યું ખરું. ૨૫

---

૧૯ હરી કાળ ઈ:—કાળ આણીને—આકળા થઈને. ૨૪ પખાળ—પ્રક્ષાલન. ૨૫ પરું-દૂર.

વૈશંપાયન કહે સુણ રાય, કપટ કેરે સર્વ કો જાય;
(ત્યારે) ઘટોત્કચે માયા સંવરી, મન ભાવે તવ હસિયા હરિ.
વળતા બોલ્યા મુનિજન, કહું કથા સાંભળ રાજન;
ત્યારે ઘટોત્કચે એવું કર્યું, બીજે દિવસે રૂપ આદર્યું.
દુર્યોધનની સેના સાથ, નિર્ધન લોક કર્યા સહુ રાય;
લુંટી દ્વારકા કેરા લોક, લીધું કપટ કરી ધન રોક.

વલણ.

રોક ધન લેવું તેહતું, એવી વિમાસણ કરી;
રાક્ષસીમાયાએ કરી, ધન તો લીધું હરી.

કડવું ૧૫ મું રાગ ગોડી.

વૈશંપાયન કહે સુણો રાય, બીજે દિન માંડ્યો ઉપાય;
કો રાક્ષસ થયા કુંજર થાય, લેઇ ચકટામાં વેચવા જાય.
ઘડિયા જોજન સાંઢણિયો કરી, તેને કો હળાવે કર ધરી;
રથ શણગારી પ્રાપા નવા, વેચનાર બેઠા હાંકવા.
બળદ તણી તો જોડી બહુ, જન લોક લેઇ જાયે સહુ;
એમ સકળ થયો થોઘાટ, કુંજરને ઝરતા છે પાટ.
સિંહલદ્વીપ તણો શુંડાળ, દંતૂશળ છે ઝાકઝમાળ;
ઘુઘરમાળ ઘંટા ઘમઘમે, જે દેખે તેને મનમાં ગમે.
સાંકળ પાયે ખળકતી જાય, ગદ ગાતો કોણે ન સેવાય;
દુર્યોધને સાંભળી વાત, જોઇ ગજ થયો રળિયાત.
સોદાગરનો જાણી કરિ, દુર્યોધને વાણી ઓચરી;
એનું મૂલ કહો શું તમો, જે માગો તે આપુ અમો.
દુર્યોધનની વાણી સુણી, તવ બોલ્યો કુંજરનો ધણી;
લાખ રુપિયે ગજ વેચાય, એ હાથી તે શું લેવાય ? ।
વળતા સહુ બોલ્યા પ્રધાન, સાંભળો કૌરવપતિ રાજન;
સાગી એ હાથી મહા બળવત્ય, જે માગે તે આપો મૂલ્ય. ૮

---

૨૬ સંવરી—આટોપી લીધી. ૧ કુંજર—હાથી. ૩ કુંજરને ઇઃ—હાથીને (મદના) પાટ—(પુષ્કળ) રેલા ઝરતા છે—ઝરે છે. ૪ શુંડાળ—શુંડવાળો—હાથી. ૬ કરિ—હાથી.

નગરલોક રોવે મળ્યા, વેવાણો જોવા જાય. ૧૮
ઝીણા અંબરના ઘુંઘટા, તે તાણીને રાખે;
આડી દ્રષ્ટે કામિની, અતિ કરે કટાક્ષે. ૧૯
રમઝમ કરતાં આવિયાં, બળભદ્રજીને દ્વાર;
વેહેવાણુ આદર કર્યું ઘણું, એમ ગાયે નાર. ૨૦
રેવતી સામાં આવિયાં, લેઈ જળ પાવન;
વેહેવાણુને ત્યાં માન આપ્યું, ને પ્રેમશું આસન. ૨૧
ધસી સર્વ ઘરમાં ગઈ, (પણ) સહુકો ના સમાય;
થોડી બેઠી આંગણે, બહુ બીજે થાય. ૨૨
કો ઉભી પરસાળમાં, કોઇ ઉભી ચોક;
સુરેખા પીઠી ભરી, બેઠી છે તે ગોખ. ૨૩
શીતળ વાયે વીજણા, ત્યાં વાયુ ઢોળાય;
કોરાં માટલાં નીર ભર્યાં, તે સહુને પાય. ૨૪
હાસ્ય વિનોદ કરે સહુ, બહુ શોભા થાય;
અન્યો અન્યે વિવાદશું, બેહુ પાસે નારી ગાય. ૨૫
તેણે સમે લાડાં વળી, વર કાકી થાય;
કન્યાનું મુખ નિરખવા, માગે વરની માય. ૨૬
રેવતી તેડી લાવિયાં, કન્યાને તો ત્યાંય;
સાસર પક્ષ મળી ઘણી, કોયે સાહે બાંય. ૨૭
કો નુગુંદ થઈ બોલાવતી, જોવાને વદન;
કો મામી પરસાળમાં, કરે જોવા મન. ૨૮
કાણી કર માથે ધરી, સહુને દેખાડે;
પ્રેમ આણી અતિ ઘણો, ખોળામાં બેસાડે. ૨૯
વડ સાસુ આદર કરી, પછે વહુને જોય;
વર માગી કહે અહિંયાં, લગી લાવો કોય. ૩૦
વર મા બેઠી ચોકમાં, વહુ જોવા મન;
જોઇ સહુકો એમ કહે, બાઇ કન્યા રૂપ રતન. ૩૧
ભીડ ઘણેરી થઇ રહી, અતિ બોહોળો સાથ;
એમ કન્યાને બા'ર તેડી, ગયાં તે હાથો હાથ. ૩૨
ઘટોત્કચ વરમા થયને, બેઠા જોણે દ્વાર;

કંઇ આપ ખાવા મુજને, એમ કે' સુરેખા વાણ;
મા કહે પુત્રી સાંઢ ઘેલી, કેમ થઈ અજાણ. ૪
આજ શું ઓછું આપણે, શું ખાવાનું લે નામ;
જે જાન(ને) કાજ પકવાન કીધાં, તે સરવ દીધાં ઠામ. ૫
ઉઘાડો જઈ ઓરડા, સુખડી ભાવે જેહ;
રાજકુંવરી દૈચે તુજને, વસ્તુ ખાની તેહ. ૬
એવું સાંભળી તતક્ષણ તાળું, ઉઘાડ્યું તે વાર;
પકવાન નાના વિધ તણાં, તે બાહ્ર કર્યાં કુમાર ! ૭
તે ઠામ કાંઈ મળે નહિ, ખોળે ખૂણા ચાર !
ઠામ ત્યાં પૂરણ કરી, સાંકળ દીધી બ્હાર. ૮
વળી આવી રૂદન માંડ્યું, માતા કેરે પાસ;
સુરેખા એમ ઉચરી, મા થાય મને ઉપવાસ. ૯
એ ઓરડાની સુખડી, કઠણ છે રે માત;
દાંત પડિયા માહરા, શી કહું તુજને વાત. ૧૦
ત્યારે રેવતી કે પિયેર મારાં, આ ઉધારોની હાર;
તારા નામનાં મીંડાં કરી, ને જાઉં હું બલીહાર. ૧૧
મુજ ખાતાં જે રે'શે, તેહ ખાશે જાન;
પછી બીજું મંદિર ઉઘાડિયું, તે પરમ શોભાગાન. ૧૨
ખાજાં લાડુ જલેબી, ઘેબર નાના જેહ;
જાન માટે કરી મુકિયાં, બાહ્ર કીધાં તેહ. ૧૩
દાટવાળ્યો સર્વેનો, ફેરવ્યો પેટ હાથ;
વળી આવી ઓચરી, મા સાંભળ મારી વાત. ૧૪
ગળ્યું ગારૂં ખર ખારે, ઘૃત વાસના મુજ થાય;
પકવાન તો ભાવે નહિ, સાંભળો મોરી માય. ૧૫
ત્યારે રેવતી કહે પુત્રી મારી, ઓરડા છે માત;
રૂચે તે ખાઓ સહી મેં, નથી ઝાલ્યો હાથ. ૧૬

---

૧૧ પિયેર—લાડમાં આઓ છોકરાંને માબાપ, મારાં પિયેર વગેરે ... મીંડાં—ઓવારણાં. ૧૩ નાના—નાના પ્રકારનાં. ૧૫ ઘૃત વાસ—ઘીની વાસ આવે છે.

એવું સાંભળી રળિયાત થઈ, કાંઇ અથાણું છે માંય;
તે આશરે કરી મારે, મુખે કડકો દેવાય. ૧૭
આ ઘડા ભરિયા અથાણે, શું સુરેખા લે પ્રાણ;
લગ્ન વેળા થાશે હગાણાં, ઉચરી મુખ વાણ. ૧૮
એમ કહીને રેવતી, ખોલ્યાં તેણે ઠામ;
ત્યારે ઘટોત્કચે વિચાર્યું હવે, થયું મારૂં કામ. ૧૯
ત્રિજે મંદિર જઈ કરીને, કરે મન વિચાર;
જે હતું તે સર્વે ખાધું, પૂર્ણ પામ્યો આહાર. ૨૦
એમ અન્યો અન્ય તે કર્યા ઠાલા, ઓરડા જે સાત;
ત્યારે રેવતી વિસ્મય થઇ, કંઇ ઉપન્યો ઉતપાત. ૨૧
ત્યારે વળી છેડો કર ધર્યો, માતાની ન મૂકે પૂઠ;
એટલે પૂરૂં નવ થયું, હજી ખાવા કેરી ભૂખ. ૨૨
સાસરાનો સાથ આવી, ગયો તેડી ત્યાંય;
જે હતું તે સર્વ ખાધું, નવ રાખ્યું ઘર માંય. ૨૩
પુત્રી આવી ત્યારની તે, કરે ખાખા આજ;
બહાર કાઢી અંગ હળદર, કર્યું કુંકુ કાજ. ૨
કોઠાર સહુ ઠાલા કર્યા, કહી કળકળે મનમાંય;
રીસ કરતાં બળભદ્ર રાણી, આવી વધાં પતિ જ્યાંય. ૨૫
હસ્તિનાપુરની જાન આવી, મનુષ્ય લક્ષો લક્ષ;
બળભદ્રને ચિંતા પડી, શું કરશે તે ભક્ષ. ૨૬
હાવે ક્યાં જાઉં ને કેમ કરૂં, કરૂં કવણ ઉપચાર;
જાનને શું ખપરાવીશું, કઠણ લોકાચાર. ૨૭
આજ મુજને તો નહિ ગમ્યાં, એ પુત્રી કેરાં લાડ;
પક્વાન સહુ ખાઈ ગઈ, શું પેટમાં આવી ધાડ. ૨૮
હવે ક્યાં જાઉં ને કેમ કરૂં, હવે પાડું મારી દેહ;
નહિ પુત્રી એ વેરણ મારી, અવતરી છે તેહ. ૨૯
વદન મારૂં દીસતું રહ્યો, રે ! હવે જાઉં ક્યાંય;
એવું કહીને કળકળે, એવે કૃષ્ણ આવ્યા ત્યાંય. ૩૦

---

૧૭ કડકો—અથાણું હોય તો તેની મદદથી કડકો ખાઈ શકાય.
ઉપચાર—ઉપાય.

દુર્યોધન કહે હાથી ભલો, ભરો ગજ થાયે કેટલો;
ભર્યો ગજ દ્વાદશ થયો, ફરી બોલ રાજાએ કહ્યો. ૯
કાંઇક ઓછું લે કુંજરના ધણી, રોક રૂપીઆ આપું ગણી;
એમાં કોડી નવ મૂકાય, કાં રાજા તું ઘે'લો થાય. ૧૦
મેં તુજને પેહેલું કહ્યું, તે કારણ તો તેં નવ લહ્યું;
એ ગજ તેને દ્વારે સોય, રાય યુધિષ્ઠિર સરખો હોય. ૧૧
તેનાં વચન એવાં સાંભળી, રહ્યો રાય હૃદે પરજળી;
(પછી) અહંકારી હસ્તિનાપુર ધણી, સર્વ રૂપીઆ આપ્યા ગણી. ૧૨
હાથી લેતાં છીંકજ થાય, કહો રાજા એ શું કહેવાય;
મંત્રી સહુ બોલ્યા તેણી વાર, મનશું કાંઇક કરો વિચાર. ૧૩
થાપી પીઠ ગજ આવે બહુ, એવું કહીને ઉઠ્યા સહુ;
પછે મંદિરે બાંધ્યો પોતા તણે, બીજે દહાડે નહિ બારણે. ૧૪
કૌતિક અશ્વ કચ્છના કરી, આપીને જાયે છેતરી;
ઘડિયા જોતર સો સાંઢણી, જાન લોકની દૃષ્ટે પડી. ૧૫
અકેકી લીધી સર્વ કોય, માથે હાથ ધરીને રોય;
એમ દુર્યોધનના સાથી સહુ, નિર્ધન લોક કર્યા તે બહુ. ૧૬
કો મોતીનું થાયે રૂપ, (તે) દેખીને મન રીઝે ભૂપ;
મૂલ આપીને રાખે પાસ, બીજે દહાડે થાય નિરાશ. ૧૭
એણી પેર હરી બહુ ધન, સાંભળો જનમેજય રાજન;
તે કારણ શ્રીકૃષ્ણજી લહે, (પણ) કો આગળ વાત નવ કહે. ૧૮
વળતો ઘટોત્કચ વાણી ઓચરે, માયાવી તે શ્રવણે ધરે;
જાઓ બજાર બીજા જે કરો, વિવિધ વસ્ત્ર થઇ દ્રવ્ય હરો. ૧૯
ભીમકુંવરનાં સુણી વચન, દોરો રસ્તો બાંધ્યો તે દિન;
ડોશી તણી દુકાનજ કરી, વિવિધ વસ્ત્ર બેઠા પાથરી. ૨૦
ઝીણા જામાં ને એકજ તાર, કોણે નવ દીઠા સંસાર;
હમામી સાળુ શીર છાપના, (પોતે) જાણે રૂપાની ખાપના. ૨૧

---

૯ ભર્યો છેઃ—તે હાથીને ગજ—ગજે ભર્યો તો તે બાર ગજ ઉંચો થયો. ૧૫ કૌતિક—કૌતકવાળા. કચ્છના—કચ્છ દેશના. ૨૦ દોરો—ઘટોત્કચનાં વચન સાંભળી બીજે દિવસે દોરો—બેવડો. રસ્તો કાપડની દુકાનથી બાંધ્યો—રૂંધી લીધો. ૨૧ હમામી—એક જાતના સાળુ.

ત્યારે ધરોલક્ય (એગ) વાણી કહે, ગારીશ કે અણુ બોલ્યો રહે;
ઠેસો ઉગામી કરડે દંત, ત્યારે વિપ્ર કે' આવ્યો અંત. ૩૬
વિપ્ર ભણે મુને લાગ્યું પાપ, વાત પૂછવા તણો સંતાપ;
ત્રાહે ત્રાહે રે શ્રીજગદીશ, ચોળે હાથ હેલાવે શીશ. ૩૭
એ પાપીને હાથે ચડચો, વ્યાકુળ થઈ બ્રાહ્મણ હડબડયો;
ઠોલાવાલા કરે અપાર, શું થાશે હવે જગદાધાર. ૩૮
એવું કહીને બેઠો ત્યાંય, પડયો પાશ હવે જાનું કયાંય;
વૈશંપાયન વદે વચન, સાંભળ પરીક્ષિતના તન. ૩૯
પો'ર દિવસ ચડયો નિરધાર, મોંજેણાનો થયો વિચાર;
મોંજેણે નારી સર્વ જશે, કૌરવની ત્યાં જુગતી થશે. ४०
કર જોડી કહે સર્વથા, શ્રોતાજન સાંભળજો કથા;
પણી ધરોલક્યે માયા કરી, સાંભળજો સહુ ચિત્ત ધરી. ४१

ઉથલો.

ચિત્ત ધરી સહુ સાંભળો રે, વીરજી વિપ્ર સાચું ભણે;
આગળ થાયે શું હવે રે, તેહ શ્રોતાજન ગણે. ४२

કડવું ૧૬ મું રાગ રામગ્રી.

વૈશંપાયન ઓચરે, સાંભળ પરીક્ષિતતન;
ધરોલક્યે શું કર્યું, તે સાંભળો રાજન. ૧
બસો કીધી સુંદરી, માયાવી નાર;
વે'વાણો થઈ નિસરી, કૌરવનો પરિવાર. ૨
વસ્ત્ર અનુપમ પેહેરીઆં, નીલાં પીળાં નવરંગ;
અંબર માંહીથી દિસતાં, ઘણાં કોમળ અંગ. ૩
ચરણે ચણિયા ચાંપતી, કટિ તો નવ દીસે;
નવ જોબન થઈ કામનિ, જોતાં મન હીસે. ४
ચોદ પંદર વર્ષ સોળમાં, નવ જોબન નાર;
કંચુકી કસણે સમારિયાં, કુચ-ફળ બીલ-આકાર. ૫

વલણ.

જાઇ કરે બહુ આચાર રે, નારી બહુ નાગરાવતી;
તેલ ફુલેલે છાંટણાં રે, વરરાયને કર લાવતી. ૪૪

કડવું ૧૮ મું. રાગ આદોલ.

રાય સાંભળો ભાખે મુનિજી, લાગી ગાયનની ત્યાં ધૂનિજી;
ગાવનવાં ચરિત્ર અપારજી, સાંભળો પરીક્ષિતતન આ વારજી. ૧

ઢાળ.

પરીક્ષિતના તન સાંભળો, કથા કહું પાવન;
ઉગટ અંગે કરીને, કરાવિયું મજ્જન. ૨
પીતાંબર પરિધાન અંબર, પેહેરીયાં વરરાય;
ગોતજ આગળ હાથ-કંકણ, હરખું બંધાય. ૩
આંખે અંજન સારિયાં, ને કરાવિયો શણગાર;
મસ્તક મુકટ સોહામણો, કુંડળ મીનાકાર. ૪
કેસરી વાગા અંગ પેર્યા, પરમ શોભાયમાન;
બાંહે અંગદ બેરખા, વીંટી હસ્ત પ્રમાણ. ૫
કટિબંધ બાંધ્યા કનકમય, મોળ્ડી રાતી અણું;
નવલ દોરો રત્નમય, અતિ ઓપતાં આભરણ. ૬
મુખ બીડી રંગે રાતી, અધર બિંબ પ્રમાણ;
કટારી કેડે વાંકડી, શું કરું તેનાં વખાણ. ૭
કુંકુમ પીળું હાથ શ્રીફળ, શોભે તે વરરાય;
ત્યાં ઢોલ કેરે ધૂસકે, નિશાને વળિયા ઘાય. ૮
તિલક કુંકુમ તણાં કીધાં, થયો રંગમરોળ;
કર્યાં કેસર (કેરાં) છાંટણાં, સહુ ચોધ ઝાકઝમોળ. ૯
ગસ મસતા તેલ ફુલેલ વાગા, ચૂઆ ચરચિત અંગ;
સજ થઇને નિસર્યા, તે જાન કેરે સંગ. ૧૦
ગજ પાલખી રથ ને બહુ, હયદળે તોખાર;

૪૪ તેલ ફુ૦—તેલ ફુલેલે છાંટણાં કરી વરરાયને (તરેહતરેહની કે મહક હતી) હાથ લગાડતી હતી. ૨ મજ્જન—સ્નાન. ૩ પીતાંબર—પીતાંબરનાં જોડાં પેહેરીને બીજાં અંબર—વસ્ત્ર પેહેર્યાં. ૪ મીનાકાર—મચ્છાકૃતિ તરફનાં બાદે રત્નાની ગર્દ—બાજુબંધ. ૮ ત્યાં ઢો—ત્યાં વરરાયને માંડવે. ૯ રંગમ

દુર્યોધનના કુંવર સાથે, અક્ષૌહિણી દળ અગિયાર. ૧૧
ગદ ગજિત કુંજર કર્યા આગળ, થયા વર અસ્વાર;
હસ્તિનાપુરના રાય આગળ, સેનાનો નહિ પાર. ૧૨
કૌરવ કેરા સાથમાં આનિ, સોર સબળો થાય;
કૌરવ કેરા સાથ શું, વર પરણવાને જાય. ૧૩
દ્રોણગુરૂ ને કૃપાચાર્ય, અશ્વત્થામા સુન્ય;
જોઈ દળ પોતાતણું, મન હરખિયો દુર્યોધન. ૧૪
સુશર્માનો સાથ સબળો, સજ્જેડે અસ્વાર;
શાત ભાત જે પોતાતણા, દીસતા રાજકુમાર. ૧૫
કર્ણ શકુનિ દુઃશાસન, ધૃષ્ટકેતુ મહાબળવંત;
વર રાય રાણા સહુ આવ્યા, યોધનો ન આવે અંત. ૧૬
ત્યાં ધ્વજા નેજા અશ્વગજ, નિશાનનો નહિ પાર;
પંચ શબ્દ ત્યાં ગડગડે, નિશાને વળિયા ઘાય. ૧૭
જોવા લોક ઘણા મળ્યા, જુઓ ઉત્તમ શણગાર;
ચકિત થકિત થાયે તહિં, આડંબર અપરમપાર. ૧૮
એમ બળભદ્રજીને માંડવે, આવી કૌરવ જાન;
તોરણ વર ઊભા રહ્યા; ત્યાં મળ્યા બહુ રાજાન. ૧૯
રેવતી આવ્યાં પોંકવા, તેની સંગ સુંદર નાર;
ઢિંપીઢિ હાથની લઈ, કરે સહુ આચાર. ૨૦
વરનાક સાહીને નિરખિયા, સંપુટ ચરણે ધરાય;
માટ માલી તાણિયા, મંડપ માંહે જાય. ૨૧
ત્યાં ગર્ગાચાર્ય તો આવિયા, બેઠા (તે) શોભાયમાન;
લગન વેળા જાય હળધર, કરો કન્યાદાન. ૨૨
માયરું મંડપ (માંય) સ્થાપિયું, બાજઠ બે નારંગ;
વરરાય બેઠા પરણવા, બહુ કટક કૌરવ સંગ. ૨૩
અંતરપટ આડાં ધરે, (ને) બેઠા મંડપ માંય;
બળભદ્ર પોતે લાવિયા, સુરેખાને ત્યાંય. ૨૪

---

૧૫ દીસતા રાજકુમાર—રાજાના કુંવર જેવા દીસતા—જણાતા. ૧૬ વર—ઉત્તમ. ૨૦ ઢિંપીઢિ—(જુઓ ધીરા ભક્તની પરચુરણ કવિતામાં સુરતી વિવાહ). ૨૧ માટ માલી—માંયરે—માંયરું—માંડવામાં

ન ખાગાય રે, કોમળ અંગે આપદા;
વર જાણે રે, ઉઠીને જાઉં કદા. ૮
એમ જાણી રે, દુઃખ સહી બેશી રહ્યો;
કન્યાકેરો રે, મર્મ કોણે નવ લહ્યો. ૯
કરી ઘુંઘટ રે, કંથ જોઇ કન્યા હસે;
વર જાણે રે, ઉઠીને હવણાં ગ્રસે. ૧૦
એમ દીઠું રે, ક્રૂર વદન કન્યા તણું;
છું પરવશ રે, બળ ન ચાલે આપણું. ૧૧
કર ઘોળે ઘણું રે, અંગે પીડા થાય ઘણી;
ફટ વેરણ રે, કાં દુઃખ દેછે પાપણી. ૧૨
હળવેશું રે; મામાને તેડી કહ્યું;
સુણો શકુનિ રે, આ દુઃખ નવ જાયે સહ્યું. ૧૩
ઉઠી જાઉં રે, જીવડો મારો જાયછે;
સમ ખાઉં રે, એ કન્યા મુજ માય છે! ૧૪
નહિ પરણું રે, મામાજી તમને કહું!
ઉઠાડો આજ રે, ક્યમે જીવતો રહું! ૧૫
એવું સાંભળી રે, રીસ ઘણી શકુનિ કરે;
ફટ મૂરખ રે, એવું કોઇએ આચરે? ૧૬
એ કન્યા રે, તુજ લગી આવે કહીં;
કાંઇ કરમે રે, પરણ્યો જાદવકુળ સહી!! ૧૭
અર્જુનસુત રે, એહને જાતો વરી;
તુજ સાટે રે, કુંવર બુદ્ધિ એવી કાં કરી? ૧૮
ધરી ધીરજ રે, ઘડિકા બે બેસો તમે;
તુજ પાસે રે, ઉભા છું સરવે અમે. ૧૯
અંતર ઘડિયે રે, ચોરી બંધાતું સહી;
ક્ષણ આંટે રે, પરણાવું ઉભો રહી. ૨૦
તું તો કાયર રે, કૌરવકુળ અવતર્યો;

---

૧૮ તુજ૦:-તારે બદલે અર્જુનસુત-અભિમન્યુ પરણવાનો હતો (ને પરણ્યો) છતાં તે તારી બુદ્ધિ એવી (ઉપર કન્યાને મા વગેરે કહી તે-) તે કાં—શામાટે કરી. ૨૦ અંતર ઘડી—હમણાં.

એમ વીતિ રે, ઘોર જાગંની ત્યાં સહી;<br>
પણ કોણે રે, કન્યાની શુદ્ધ નવ લહી. ૩૫<br>
રવિ ઉગ્યો રે, પ્રાતઃકાળે વેળા થયો;<br>
દીસે અજવાળું રે, ત્યારે પવન કોરે રહ્યો. ૩૬<br>
તેણે સમગે રે, જાનલોક આવ્યા ઘણું;<br>
ત્યાંહાં જુએ રે, નાગ નહિ મંડપ તણું. ૩૭<br>
સહુ બોલે રે, વાંક શો મડપ તણો;<br>
હાથી જાયે ઉડ્યો રે, રાને પવન (ગયો) ઘણો. ૩૮<br>
હવે લાવો રે, વર કન્યા પરણાવિયે;<br>
કરી ચરભક્ષ રે, મોતીડે વધાવિયે. ૩૯<br>
કૌરવનો રે, સાથ સહુ આવી મળ્યો;<br>
બહુ કીધો રે, પવને રાને આકળો. ૪૦<br>
સુરેખા રે, જુઓને સુતી કહીં;<br>
જઇ જુઓ રે, મંદિરમાં તો કોઇ નહિ. ૪૧<br>
ત્યારે બોલિયોરે, સાથ સહુકો એવું કહી;<br>
ભાઈ કોણે રે, કન્યા હરણું કીધું સહી. ૪૨<br>
એવું સાંભળી રે, દુર્યોધન કોપ્યો ઘણું;<br>
સજ થાઓ રે, સૈન્ય સહુકો આપણું. ૪૩<br>
જઇ જુઓ રે, કન્યકા કોણે હરી;<br>
શું કીજે રે, પવને બહુ આંધી કરી. ૪૪<br>
એવું સાંભળી રે, વિપ્ર રૂપ લીધું હરિ;<br>
જોવા ચાલ્યા રે, કન્યાને કોણે હરી. ૪૫<br>
જઇ જુએ રે, રાક્ષસનું સૈન્ય ઘણું;<br>
ત્યાં દીઠું રે, કુટુંબ સહુ પોતા તણું. ૪૬<br>
વર કન્યા રે, પરણી બેઠાં (તે) નિર્ખિયું;<br>
તે જોઇને રે, કૃષ્ણ તણું મન હર્ખિયું. ૪૭<br>
ભાઇ આવે રે, બેન સુભદ્રા ઉચરી;<br>
પાંડવની રે, માગી કૌરવે ક્યમ વરી. ૪૮<br>
તવ બોલ્યા રે, હરખે હરિ (બોલ્યા) હસી; કરવી કુ

૩૯ ચરભક્ષ—વરકન્યાને રાંધેલ ભાત ખવરાવવો તે. કરવું.

ચળકતા ભાલા કમર ખપુઆ, કટારી તરવાર;
ભરી ભાથા તીર કેરા, કરે સબળો માર. ૭
દેખ દળામું કટક કૌરવ, ગડગડે નિશાણ;
હું આપ્ય કન્યા કોણ છે, કયાં ખુએ પાપી પ્રાણ. ૮
દુર્યોધનના કટક માંહે, સબળ છે મહા શૂર;
તું એકલાનું શું ગજું, મારી કરશે ચૂર. ૯
એવું સાંભળી કોપે ચઢયો, બળવંત ભીમકુમાર;
રણ વિષે એકેએકને, મારી કરૂં સંહાર. ૧૦
કર્ણ કોપે ચઢી આવ્યો, સાધિયું એક બાણ;
એક ભુજ-પ્રહારે રથ ભાંગ્યો, કર્યો કચરઘાણ. ૧૧
ત્યારે દુઃશાસન કહે સર્વને, એકલાનું નહિ કામ;
સહુ મળીને યોધ આપણ, મારવો તે ઠામ. ૧૨
એવું સાંભળી હાંક મારી, રાક્ષસનો નહિ પાર;
માયાવી ત્યાં આવિયા, અક્ષૌહિણી ગુલ્મ અઢાર. ૧૩
કૌરવ-તણા જે યોધ ઉભા, થઇ રહ્યા દિગ્મૂઢ;
ક્રૂર વદન બીહામણા, દીસતા પર્વત પ્રૌઢ. ૧૪
કોને એક પગને નાક વાંકું, કોના લાંબા કાન;
કો વાઘ વદન બીહામણા, એવા યોધ (બહુ) રાજાન. ૧૫
કો માયા વિહોણાં ધડ ફરે, કરતા સુખદન;
એમ દૈત્ય-બહુ વ્યાપી રહ્યા, જેનાં ન આદ અંત. ૧૬
કોને ચાર પગ ને વદન વાંકું, માથાં મોટા શૃંગ;
દીસતા કાળા પહાડ સરખા, વજ્ર સરખાં અંગ. ૧૭
અગ્નિ કેશ ચળ ભારકા, હાથ ન આવે તેહ;
(તે) માયાવીકુ કેમ પહોંચે, યોધ ઉભા જેહ. ૧૮

વલણ.

યોધ ઉભા જોય રે, શી ગતિ થાશે આપણી;
પ્રધાન સહુ (એમ) ગત કરતારે, આવ્યા દુર્યોધન ભણી. ૧૯

---

૭ ખપુઆ—ખપવા—બે ધારવાળી તરવાર. ૧૩ ગુલ્મ—લશ્કરની ટુકડી. ૧૯ એમ ઇઃ—આમ-અહીં બેસીને વિચાર કરો કે યુદ્ધ કેવી રીતે કરવું.

થયું કાગજે રે, આપણને ચિંતા કરી. ૪૯
એવું જોઈ રે, ક્ષણ એકમાં આવ્યા ફરી;
મંદિર માંહે રે, આવીને સૂતા હરિ. ૫૦
તેણે સમયે રે, નગર સોર સઘળો પર્યો;
બળભદ્રે રે, સમાચાર આવી કહ્યો. ૫૧
શું સૂતા રે, કન્યા હર્યું થયું હરિ;
ક્યમ જાશે રે, કૌરવ જાન પાછી ફરી. ૫૨
કૃષ્ણ બોલ્યા રે, બાઇ વાતે (તમો) શી કરો;
હરે પુત્રી રે, પૃથ્વીમાં કોણ અવતર્યો. ૫૩
રહો બેશી રે, ઘેર જાઇ પોતા તણે;
ઋષિ બોલ્યા રે, જનમેજય વાણી સુણે. ૫૪

વલણ.

જનમેજય વાણી સુણો રે, કૃષ્ણ એવું ઓચરે;
પછી ત્યાં શું નિપન્યું રે, તે સર્વ તું મનમાં ધરે. ૫૫

કડવું ૨૦ મું રાગ આશાવરી.

વૈશંપાયન બોલિયા, સાંભળો પરીક્ષિત્તન;
કન્યા ખોળી નવ જડે, બહુ શોક દુર્યોધન. ૧
પછે ઘટોત્કચે શું કર્યું, તે કહું તુજને રાય;
દ્વારકા માગને ગોંદરે, રથ્થરતંભ ત્યાં રોપાય. ૨
ત્યાં આણી દીધું દહાડું, મુજ પાસે કન્યા એહ;
જેને ઇચ્છા હોય તે, રણમાં યોધ આવે તેહ. ૩
એવું સાંભળી કૌરવ તણા, રણ યોધ વીર સુજાણ;
તે આવિયા કોપે ચઢી, મેલતા બહુ બાણ. ૪
ત્યાં નાળ ગોળા ગુરજ બરછી, બાણનો નહિ પાર;
ઘટોત્કચ ઉપર પડ્યા; જેમ મેઘ મૂશળ ધાર. ૫
સાંગ ફરશી ગદા બહુ, દાગ નાળ ચક્ર નિશાણ;
રણ વિષે કરતા ગર્જના, અનર્થ કેરા મૂળ. ૬

૧ બહુ શોકઃ—દુર્યોધનના મનમાં કન્યા ખોળ્યા છતાં ન જડ્યાથી બહુ શોક થયો. ૬ અનર્થઃ—અનર્થ કરનારના મૂળ—મૂળ પુરુષ જેવા કૌરવો.

ચળકતા ભાલા કમર બંધુઆ, કટારી તરવાર;
શરી ભાથા તીર કેશ, કરે સબળો માર. ૭
દેઇ દમામું કટક કૈરવ, ગડગડે નિશાણ;
હું આપ કન્યા કોણ્યું છે, ક્યાં મુએ પાપી પ્રાણ. ૮
દુર્યોધનના કટક માંહે, સબળ છે મહા શૂર;
તું એકલાનું શું ગજુ, મારી કરશે ચૂર. ૯
એવું સાંભળી કોપે ચડ્યો, બળવંત ભીમકુમાર;
રણ વિષે એકેએકને, મારી કરું સંહાર. ૧૦
કર્ણ કોપે ચડી આવ્યો, સાધિયું એક બાણ;
એક ભુજ-પ્રહારે રથ ભાંગ્યો, કર્યો કચરઘાણ. ૧૧
ત્યારે દુઃશાસન કહે સર્વને, એકલાનું નહિ કામ;
સહુ મળીને યોધ આપણ, મારવો તે ઠામ. ૧૨
એવું સાંભળી હાંક મારી, રાક્ષસનો નહિ પાર;
માયાવી ત્યાં આવિયા, અક્ષૌહિણી ગુહ્મ આહાર. ૧૩
કૈરવ તણા જે યોધ ઉભા, થઇ રહ્યા દિગ્મૂઢ;
ક્રૂર વદન બીહામણા, દીસતા પર્વત પ્રૌઢ. ૧૪
કોને એક પગને નાક વાંકું, કોના લાંબા કાન;
કો વાઘ વદન બીહામણા, એવા યોગ (ગણ) રાજાન. ૧૫
કો માથા વિહોણાં ધડ ફરે, ફરતા મુખ વદન;
એમ દૈત્ય બહુ વ્યાપી રહ્યા, જોતાં ન આવે અંત. ૧૬
કોને ચાર પગ ને વદન વાંકું, માથાં મોટા શૃંગ;
દીસતા કાળા પહાડ સરખા, વજ્ર સરખાં અંગ. ૧૭
અગ્નિ કેરા થાય ભડકા, હાથ ન આવે તેહ;
(તે) માયાવીશું કેમ પોંચે, યોધ ઉભા જેહ. ૧૮

વલણ.

યોધ ઉભા જોય રે, શી ગતિ થાશે આપણી;
પ્રધાન સહુ (એમ) વચન કરતા રે, આવ્યા દુર્યોધન ભણી. ૧૯

૭ બંધુઆ—બાંધવા—બે ધારવાળી તરવાર. ૧૩ ગુહ્મ—લશ્કરની ટુકડી. ૧૯ એમ કેઃ-આમ-અહીં બેશીને વિચાર કરો કે યુદ્ધ કેવી રીતે કરવું.

રણ ભૂમિ કો છોડે નહિ, કોપે ન આપે માગ;
વૃષકેતુના બાણ આગળ, કોનો ન પડે લાગ. ૨૯
ઘટોત્કચ તન રાક્ષસો, અંતરિક્ષ વીર સુજાણ;
ત્યારે કર્ણકુંવરે મેલીઉં, આકાશ મારગ બાણ. ૩૦
તે બાણ કુંજરનાં ભાગી, આવી પડયો દળ માંય;
અશ્વ ગજ રથ પાલખી, બહુ યોદ્ધ ચાંપ્યા પાય. ૩૧
તે ગાંપી અગાડી ચૂર કીધા, થયું કચરઘાણ;
કોટરા નાઠા યોધ સઘળા, ગયું દળી ભંગાણ. ૩૨
તે પોતાને રૂપે થયો, ભીમ કેરો તન;
ત્યાં કર્ણ કુંવર ઓસર્યો, (તે) સાંભળ્યું દુર્યોધન. ૩૩

વલણ

સાંભળ્યું દુર્યોધન રે, વૃષકેતુ ત્યાં પાછો ફર્યો;
ત્યાં દ્રોણ ગુરુને ચરણે લાગ્યો રે, (સ્વામી) મુજપર કૃપા કરો. ૩૪

કડવું ૨૨ મું રાગ સામેરી.

વૈશંપાયન બોલિયા, સાંભળો પાંડુકુમાર;
ત્યારે દુર્યોધને દ્રોણ ગુરુને, જઈ કર્યો નમસ્કાર.
તમ વિના મુને કોણ રાખે, શીશ ધરિયું ચરણ;
બહુ યોધ રણમાં રોળિયા, ને કર્યું કન્યાહરણ.
તે માટે પ્રભુ ત્યાં જઈને, દુષ્ટનો આણો અંત;
કૌરવ સહુકો તમારા છે, પાળો કરુણાવંત.
એવું સાંભળીને દ્રોણાચાર્ય, થયા બેઠા ત્યાંય;
વળી કૃપાચાર્ય અશ્વત્થામા, સાથ તેની બાંય.
રથ સજ્જ કીધા આપાપણા, સેનાપતિ સહુ સાથ;
રણ વિષે સહુ આવિયા, શસ્ત્ર લીધાં હાથ.
ઘટોત્કચનું સૈન્ય સઘળું, વીંટી રહ્યા ચોપાસ;
કૌરવ કેરા કટક માંહે, સઘળો પડિયો ત્રાસ.
આકાશ માર્ગે ઉત્પાતે, જઈ પુરુવરે પાતાળ;
તે દ્રોણની દ્રષ્ટે પડયો, મહાક્રૂર રૂપ વિશાળ.
મસ્તક કીડે દોડતાં, ધડ વિના કરડે દંત;
અગ્નિ કેરા થાય ભડકા, જોતાં ન આવે અંત.

એ પુત્ર છે અર્જુનનો, અભિમન્યુ કહેવાય;
એવાં વાયક સાંભળી, સહુ યોધ વિસ્મય થાય. ૨૫
વૈશંપાયન બોલિયા, સાંભળો પરીક્ષિત્‌નંદન;
અભિમન્યુ આવ્યો સાંભળી, વદે દુર્યોધન. ૨૬
દુઃશાસનને કહ્યું તેડી, શું બહુ ગોઠો શૂર;
આજ સુત અર્જુનનો, કરો ગારી ચૂર. ૨૭

વલણ.

કરો ગારી ચૂર રે, દુર્યોધન એમ ઉચરે;
દુઃશાસન તવ સજ થઈરે, યુદ્ધ કરવા પરવરે. ૨૮

કડવું ૨૪ મું. રાગ સામેરી.

વૈશંપાયન બોલ્યા મુનિજી, સાંભળો પરીક્ષિત્‌ના તનજી;
અભિમન્યુ આવ્યો યુદ્ધે જાણજી, ગુરુને પ્રણમ્યો પેહેલે બાણજી. ૧

ઢાળ.

પેહેલે બાણે દ્રોણાચાર્યને, પ્રણમ્યા જઈ પાય;
તે બાણ પાછું ફરી આવ્યું, યોધ વિસ્મય થાય. ૨
બીજે બાણે સ્તુતિ કીધી, તું દેવ કેરો દેવ;
મુજ પિતા કેરા શ્રીગુરુ, ધન્ય ધન્ય શ્રી ભૂદેવ. ૩
આચાર્ય અશ્વત્થામા, સ્તવ્યા, ત્રીજે બાણ;
હું પુત્ર છું અર્જુનનો, સહુને કરું પ્રણામ. ૪
ચોથું બાણ સાધિયું, કળે દુર્યોધનનું જેહ;
તે બાણ આવી કહે સહી, વૃત્તાંત સઘળું તેહ. ૫
પાંચમું બાણ સાધિયું, તે સહસ્ર સંહાકાર;
કૌરવપતિના સૈન્ય માંહી, વરસી રહ્યો અંગાર. ૬
પરિતાપ બાણ તણો પામી, હિસરયા યોધ અનેક;
અભિમન્યુ ઉપર પડયા તૂટી, કપટ કૈન્ય છેક. ૭
બહુ બાણ ગોળા ચક્ર ફરશી, પરિઘ પાશ પ્રચંડ;
અભિમન્યુ ક્રોધે ગાજ્યો, તવ કડકડયું બ્રહ્માંડ. ૮

૧ ગુરુને—દ્રોણગુરુને. ૩ ભૂદેવ—બ્રાહ્મણ. ૬ તે છંદ—તે બાણ હજારો ચહેતા જેવા વાંકા આકારનું હતું.

અર્જુનસુત કોપે ચડ્યો, કર્યો મહા ટંકાર;
(એક) બાણે યોધ કૌરવ તણા, હણ્યા બાર હજાર.
(ત્યારે) દુર્યોધન કે' શું જુઓછો, કરો મારી ચૂર;
એવું સાંભળી અભિમન્યુ બોલ્યો, (જાણે) ચડ્યું સાગરપૂર. ૧૦
કાકાજી કરણા કરી, બોલિયા પરમ વચન;
સુજ્ઞ પુત્ર જાણી દયા આણી, બોલિયો અભિમન્યુ! ૧૧
હું બત્રીજો થઈ ભક્તિ ચૂક્યો, મા રાખો મન રીસ;
એવું કહીને ઉડાડ્યું, જે છત્ર રાયને શીશ. ૧૨
સારથી માર્યો ધ્વજા છેદી, થયો હાહાકાર;
અભિમન્યુ ઉપર પડ્યા તૂટી, કૌરવના અસ્વાર. ૧૩
ધસ્યા બાંધવ દુર્યોધનના, કરે મારો માર;
બાણવૃષ્ટિ કરે ઘણી, જેમ મેઘ મૂશળ ધાર. ૧૪
એવું જોઈને કોપિયો, બળવંત ભીમકુમાર;
દૈત્યે માયા હંકારી, અક્ષૌહિણી ગુલ્મ અઢાર. ૧૫
આકાશ માર્ગે ઉત્પત્યો, તે થઈ પડ્યો પાષાણ;
કૌરવ કેરા કટકનો, ત્યાં થયો કચરઘાણ. ૧૬
ઘટોત્કચ રણ રહ્યો ગાજે, મળ્યા દૈત્ય અપાર;
શિલા પર્વત વૃક્ષનો, તે કરે સબળો પ્રહાર. ૧૭
કૌરવ કીધા આકળા, તે કર્યા પ્રાજે સર્વ;
બળવંત દેખે જેટલા, ઉતારે તેહનો ગર્વ. ૧૮
દળ મધ્યે આવી પડ્યો, બળવંત ભીમકુમાર;
બહુ ક્રોધ આણી દુર્યોધનનું, કર્યું દળ સંહાર. ૧૯
કેટલા માર્યા તમાચે, કેટલા પગ કેરે ઘાય;
કેટલા હચકા કીધા દાણીએ, તે ફરી ન બેઠા થાય. ૨૦
કેટલા કરડી વલુર્યા, કો ચૂર કીધા હાથ;
કો ચરણે ગ્રહી ફેરવ્યા, પછાડ્યા અવનિ સાથ. ૨૧

૧૧ સુજ્ઞ છઃ—અભિમન્યુ બોલ્યો કે મને પુત્ર જાણી અને દયા આણી હું જે બત્રીજો થઈ ભક્તિ કરવી ચૂક્યો છું તે ક્ષમા કરો. આ વાક્ય દુર્યોધને અભિમન્યુને મારવાનો વિચાર કર્યો તેથી તેને અભિમન્યુ કરડાગીમાં કહે છે, કે તમારાથી શું થવાનું છે.

ઉતાવળાં ઉઠી પછે, વસ્ત્ર દીધાં નાખ. ૩૬
કેવું બ્યાગ્રવદન બીહામણું, અને ઝબ્બા કાઢે બા'ર;
એવું જોઇને કંથ ઉપર, વસ્ત્ર નાખે નાર. ૩૭
કો નગ્ન થઈ નાચે ઘણું, (અને) જીભડા કાઢે બા'ર;
ત્રાસ પડિયો પેટમાં, બ્યાકુળ થાયે નાર. ૩૮
વળી નગ્ન થઇને નાચતા, કોઇ કરતા રતનપાન;
તે નાર વળતું ઓચરે, તમે કંગ થયા અજ્ઞાન. ૩૯
એમ સ્રીએ વહુ નગ્ન થઈને, આવી સાસુ કેરે પાસ;
રૂપ દેખી કંથ કેરું, થયો મનમાં ત્રાસ. ૪૦
બાઈજી બોલો બારૂં, ઘરમાં કેમ રહેવાય;
જાન માંડીથી આવિયા, તમ પુત્રને કંઈ થાય. ૪૧
એક કે' મેં વ્યાઘ્ર સરખું, વદન નિરખ્યું કંથ;
બીજી કે' મેં નેહે નિરખ્યું, વરાહ સરખું વદન. ૪૨
ત્રીજી વદે રે સાંભળો, સાસુજી તમે કહ્યું;
મેં વસ્ત્ર નાખ્યું આંગ ઉપર, વાધિયો જવ ચણું. ૪૩
ચોથી કે' મુજ કંથ કેરું, ઢોલ સરખું પેટ;
પાંચમી વહુ એમ વદે, મેં નિરખિયું કાંઇ નેટ. ૪૪
છઠી કહે રે મુજ કંથથી, હવો મુને સંતાપ;
સાતમી કહે વાત કરતાં, લાજિયે અમો આપ. ૪૫
આઠમી એમ ઉચરે, મેં મુખે કેમ કે'વાય;
મુજ કંથ કેરી વાત કરતાં, ઘણું લાજું માય. ૪૬
નવમી નિરખે કંથને, અતિ આણી મન હેત;
વિકાળ વદન બીહામણું, જાણે વળગ્યું પ્રેત. ૪૭
દશમીએ દશ આંગળી, મુખમાં મેલી જાણ;
આપ આપણા ત્યાં કંથ કેરાં, કરે પરગ વખાણ. ૪૮
એમ અન્યો અન્યે સહુ, વહુ નગ્ન આવી સોય;
બે સ્વર આવી મા કને; ઉંચું પાડી રોય. ૪૯

---

૩૬ ઉતાવળાં ઇ:—(કૌરવની આજ્ઞાએ) ઉતાવળાં ઉઠીને પછી વસ્ત્ર દીધાં નાખ—વસ્ત્ર નાખી દીધાં. ૪૪ મેં ઇ:—પાંચમી કહેછે મેં પણ કંઇ નેટ—નહીં નીરખિયું—જોયું.

એ ચાર વળગ્યા અંધને, તે કરે સર્વે રૂદન;
ધૃતરાષ્ટ્ર કહે પુત્ર મારા, કુશળ દુર્યોધન.? ૫૦
કુશળ હોય તો કંઠ વળગી, કાં રહું મુજ તાત;
જાનનું અભિમાન ન રહ્યું, થયો મા' ઉત્પાત. ૫૧
ઘટોત્કચ અભિમન્યુ કુંવર, કર્યું કન્યાહરણ;
ગદાયુદ્ધ કીધું રણ વિષે, પામિયા કૌરવ મરણ. ૫૨
અભિમન્યુ પરણ્યો સુરેખાને, થયો બાંધવ સાથ;
સેન ભાગ્યું આપણું, તે કથ કયમ હોલાય. ૫૩
એ જીવ્યાથી મરવું ભલું, એમ થયું છે રે તાત;
કૌરવ કારાગ્રહ પડ્યા, શી કહું તમને વાત. ૫૪
દુર્યોધનની જાન કેરૂં, થયું દળ ભંગાણ;
દ્રોણ સરખા કર્યા પ્રાજે, ઉગર્યા નહિ પ્રાણ. ૫૫
તે પડ્યા દૃષ્ટે નિરખિયા, નવ ટળે મનનો શોક;
એવું કહીને રડે ઘરમાં, મેલી પોક પોક. ૫૬
એવું સાંભળીને વિદુરજી, આવ્યા તેણી વાર;
ભત્રીજા થઈને કંઠે વળગ્યા, થયાં ઉભા ચાર. ૫૭
મોટે સાદે સાંધિયું, તે કરે શોક રૂદન;
કૌરવ કેરા દુઃખનું; શું કહું વિદુર વચન. ૫૮
વિદુર કે' મેં વારિયા, કયાંહાં કરો અન્યાય;
હું કહું તો તે આજ આગળ, ઘટે સર્વ સમાય. ૫૯
સહુ કટક કૌરવનું રણ માંહે, રણભૂમિ છાંડી રાય;
દ્વારકાને ગોંદરે, ગર્જના સબળી થાય. ૬૦
એ કથા રહી એટલે, સાંભળો પરીક્ષિતતન;
પછે રણમાં શું થયું, જ્યાં હતા દુર્યોધન. ૬૧
વૈશંપાયન બોલિયા, સાંભળો પાંડુકુમાર;
દુર્યોધનને શું થયું, તે લહે કૃષ્ણ વિચાર. ૬૨

---

૫૦ એ ચાર—કૈસ. ૫૮ મોટે સા:—મોટે સાદે રડવાનું-સાંધિયું—સાંધ્યું—રડવાનું ચાલતું રાખ્યું. ૫૯ હું કહે તો ઇ:—હું કહું તો હતો તે આગળ આવ્યું અને તે ઘટે-ઘટમાં સર્વ સમાય છે. અર્થાત આજ તે મનમાં લાવવું પડે છે.

વલણ.

હારે કૃષ્ણ વિચાર રે, ઘટોત્કચ સબળો વઢ્યો;
નહિ આપે કન્યા સાર રે, બળભદ્રજી કોપે ચઢ્યો. ૧૩

કડવું ૨૫ મું રાગ મારૂ.

વૈશંપાયન વદે વચન, સાંભળો પરીક્ષિતના તન;
બળભદ્ર હળમુશળ ધરી, કોપે ચઢ્યા હલધર ને હરિ. ૧
કોણ આપણી કન્યા હરે, પૃથ્વીમાં એવો અવતરે;
સર્પ તણે મુખ ઘાલે હાથ, શું બાપ તણી છે મીરાત? ૨
હળધરને કહે જગદાધાર, જેણે રણમાં વાળ્યો સંહાર;
નમ બહાર જવ આવે ફરી, હળધરશું બોલ્યા નરહરિ. ૩
મુજ બાંધવ બેસો આંય, હું જઇ જોઈ આવું રણમાંય;
કોણ દુષ્ટ આવ્યો છે ખરો, મહા અન્યાય પાપીએ કર્યો. ૪
એવું કહી ચાલ્યા જદુરાય, લેઇ ધનુષ્ય રણમાં જાય;
ત્યાં દીઠા ઘટોત્કચ અભિમન્ય, ભીમકુંવર અર્જુનતન. ૫
મામાજીને કર્યો પ્રણામ, કહે કૃષ્ણ તેં રાખ્યું નામ;
ઘટોત્કચ લાગ્યો હરિને ચર્ણ, પડ્યો વરાસો કન્યા હર્ણ. ૬
તમ ભાણેજ ખરો મહારાજ, બાંધવ જાણી કીધું કાજ;
પાંડવ કુળ સદા છો સાહ્ય, સુણી વચન હરખ્યા જદુરાય. ૭
ત્યાંથી ચાલ્યા ત્રિભુવન ધણી, આવ્યા તે દુર્યોધન ભણી;
દુર્યોધને નામ્યું શીશ, આવ્યા જાણી શ્રીજગદીશ. ૮
દરક સર્વે ત્યાં પ્રાજે કર્યું, વદન તણું ત્યાં નીર ઉતર્યું;
ત્યાં જઇ બેઠા જગદાધાર, ઘાયલ કૌરવના અસ્વાર. ૯
વળતા બોલ્યા શારંગપાણ, રાય રખે મન ઓછું આણ;
વળી કોઇ એક જાદવની દીકરી, કન્યા રત્ન પરમ સુંદરી. ૧૦
જોઇ લગન લેશું રાજન, તે માટે સ્થિર રાખો મન;
કૃષ્ણદેવની વાણી સુણી, એમ બોલ્યો હસ્તિનાપુર ધણી. ૧૧
અર્જુનસુતને પ્રાજે કરૂં, ત્યારે નગર ભણી પરવરૂં;
ઘટોત્કચનું છેદૂં શીશ, (રણમાં) તમ સાનિધ્ય જગદીશ. ૧૨

---

૨ મીરાત—મિલકત—જાગીર. ૬ ઘટોત્કચ—ઘટોત્કચ હરિને પગે લાગ્યો અને કન્યાહર્ણ—કન્યા સુરેખાનું હરણ કર્યું હતું તેથી વરાંસે (વિમાસણમાં) પડ્યો. ૧૨ સાનિધ્ય—સગદા.

સેઉં કન્યા ગદાયુદ્ધ કરી, તો સેવક જાણો નરહરિ;
ત્યારે કૃષ્ણ વદે સાંભળ રાજન, હઠ નવ કીજે દુર્યોધન. ૧૩
માસ દિવસ યુદ્ધ કરતાં ગયા, ઘટોત્કચ પ્રાજે નવ થયા;
ભીમસેનનો છે એ તન, હિડંબા ઉદર ઉત્પન્ન. ૧૪
એની માયા કો નવ કળે, ઈંદ્રાદિક અમર સહુ મળે;
એણે ધન તમારૂં લીધ હરી, એણે રાક્ષસી માયા કરી. ૧૫
એ બાળક શું શો સંગ્રામ, યુદ્ધે નહિ તમારૂં કામ;
હારે જીને શોભા નવ હોય, એવું મન વિચારી જોય. ૧૬
બે બાળકના માર્યા ગયા, સકળ લોકમાં હળવા થયા;
ઘેર તણી લો જઇ સંભાળ, કૌરવનારી કોણ હવાલ. ૧૭
રણમાં માર્યાની જેટલા, ઘેર ઘેર જાણો તેટલા;
એવું સાંભળી હઠ્યા (સર્વ) સાથ, કૃષ્ણ કહે સાચી વાત. ૧૮
સર્વ સાથ કહે આલો રાય, હવે ઘડી એક ન ખોટી થવાય;
અહિંયાં એણે દુઃખ દીધું ઘણું; કંઇએ નવ ચાલ્યું આપણું ૧૯
ત્યાં જઇ સર્વે નારને નડે, બીજો અબળા બાળક રડે;
એવું સાંભળી કર્યો વિચાર, ચાલ્યા કૌરવ થઇ અસ્વાર. ૨૦
વૈશંપાયન વદે વચન, સાંભળો પરીક્ષિતના તન;
કૌરવની સેના ફરી, હળધર સાથે આવ્યા હરિ. ૨૧

વલણ.

હળધર સાથે હળી મળી રે, આવ્યા દ્વારકા ગામ;
કૌરવ દળ નગર ચાલ્યું રે, હવે તે વરણવું આમ. ૨૨

કડવું ૨૬ મું. રાગ સામેરી.

વૈશંપાયન બોલિયા, સાંભળો પરીક્ષિતનંદન;
તેણે સમે બળભદ્રને, કહે જગજીવન. ૧
તનયા તમારી હામ છે, મેં લક્ષો સાચો મર્મ;
જદુવંશમાં અપજશ થાને, (પણ) રહ્યો તમારો ધર્મ. ૨
કો ધર્મ આદું ચાલિયું, સાંભળો મારા વીર;
વચન જાતું આપણું, એમ ઉચર્યા શ્યામશરીર. ૩
તમે વિદુર સાથે મોકલી, કંકોતરી તે દિન;
નરપ્રાત કેરૂં વચન કેમ, હું કરું ઉથાપન. ૪

અર્જુનસુત અભિમન્યુને, એ કન્યા આપી સાર;
તે દુર્યોધનને કેમ આપું, મન કરો વિચાર. ૫
તમે જાણ્યું નથી પાંડવ, એકલો છે બાળ;
દાડે દાડે સુરેખાને, જાય કન્યાકાળ. ૬
વચનહારી કેમ કીધું, વિમાસોની મન;
(તે) નેટ કન્યા આપણી, વર્યો સુતઅર્જુન. ૭
બળભદ્ર એવું સાંભળી, કોપે ચઢ્યા અપાર;
અર્જુનસુતનું શું ગજું, તે કરે દળ સંહાર. ૮
કૌરવદળમાં બહુ બળિયો, રાય દુર્યોધન;
તેના પ્રતાપ આગળ પગ રહે, શું વડે અભિમન. ૯
સેનાપતિ જ્યાં દ્રોણ સરખા, અશ્વત્થામા કર્ણ;
અર્જુનસુતનું શું ગજું, જે કરે કન્યાહર્ણ. ૧૦
છતી શકે કયમ એકલો, એ શું લહે સંગ્રામ;
શસ્ત્ર વિદ્યા ક્યાં ભણ્યો, જે કરે (રણ) એવું કામ. ૧૧
કૌરવ કેરા કટક માંહે, (ભડ) સબળ બળિયા પ્રૌઢ;
અભિમન્યુ કયમ છતી શકે, સાંભળો ગરૂડારૂઢ. ૧૨
ત્યારે કૃષ્ણ કે' બળદેવને, તમો ક્યાં ન જાણો ભ્રાત;
અર્જુનસુત સંગ ઘટોત્કચ છે, પવનાત્મજ જેનો તાત. ૧૩
તે તણો સુત આવિયો, બળવંત વીર પ્રચંડ;
(તેણે) દુર્યોધનનું સેન સઘળું, મારી કર્યું શતખંડ. ૧૪
તે રાક્ષસીના ઉદરથી, ઉપન્યો ભીમકુમાર;
પિતાઈ જાણી ઘટોત્કચે, કરી તેની સાર. ૧૫
રૂપ રાક્ષસ કઠણ હોય, વળી ભીમકેરો અંશ;
દુઃખ લાગે સોદી તપે, જાણી પોતાનો વંશ. ૧૬
તે આપણથી કઠણ પાપી, રહે નહિ સમાન;
એવું કહીને રોયા સહી, તે સમે શ્રીભગવાન. ૧૭
ગદગદ કંઠે થયા હરજી, નેત્રે જળની ધાર;
વસુદેવને ઘેર અવતર્યા, યદુવંશમાં અવતાર. ૧૮

---

૭ વચનહારી—(વચનહારીપણું) બોલ્યું અબોલ્યું. ૧૩ પવનાત્મજ—ભીમસેન.

એમ દુઃખ આણી કળકળે, ને કરે શોક રૂદન;
રાક્ષસનાથી આપણું, ઘણું કઠણ દીસે મન. ૧૯
બળભદ્ર કહે બીહું નહિ, હાં દુઃખાળુ વીર;
સુરેખાને સંભારીને, દહે મુજ શરીર. ૨૦
બળભદ્રનાં વાયક સાંભળી, બોલિયા ગોપાળ;
એક માસ વિત્યો સુભદ્રાની, નવ થઇ સંભાળ. ૨૧
ભાણેજ સાથે આણજો, ઓ અર્જુન કેરા તન;
પરણ્યા પુછે પુત્રીનું, મેં નથી દીઠું વદન. ૨૨
બળભદ્ર કે' હાં દુઃખ ધરો છો, થઇ એવી પેર;
સુભદ્રા અભિમન્યુ સાથે, તેડી જઇએ ઘેર. ૨૩
એવું વચન સુણી વડ ભ્રાતનું, ચાલિયા જગદાધાર;
બેહુ બાંધવ આવિયા, જ્યાં હતી અર્જુનનાર. ૨૪
અભિમન્યુને ઉત્સંગ લેઇને, હૃદે ચાંપ્યો નાથ;
તવ બેન જાણી સુભદ્રાને, ભેટિયા વડ ભ્રાત. ૨૫
ઘટોત્કચ બેહુ હાથ જોડી, રહ્યો હરિને પાસ;
તેનું વદન જોઇને મન વિષે, બળભદ્ર પામ્યા ત્રાસ. ૨૬
બળભદ્ર કહેછે ઘેર આવો. બેન મારી આનંદ

મુજ બંધવ કન્યા વર્યો, (તે) કોરવે કયમ લેવાય;
પાંડવકુળમાં લાજ લાગે, સાંભળો જદુરાય. ૩૪
તે માટે તમો પધારો, શ્રીદ્વારકામાં નાથ;
એટલું આવી કરો મારે, કહું જોડી હાથ. ૩૫
બહુ દિવસ આગને વહાં થયા, હવે આલશું મહારાજ;
(હવે) પાણી પીવા નવ રે'વાયે, (ઘેર) પરિવાર જોતો વાટ. ૩૬
વૈશંપાયન બોલિયા, સાંભળો પાંડુકુમાર;
નિજ બેન જાણી રહ્યા ઉભા, સ્વામી જગદાધાર. ૩૭
રથ સજ કરીને નિસર્યો, તે સુભદ્રાનો સાથ;
સુરેખાને જોઇ હળધર, કરે આંસુપાત. ૩૮
વળાવીને વળ્યા પાછા, (ત્યારે) બેને દીધી આશિષ;
કાંઈ કોરથી અન્યાય થયો, તે મન મા રાખો રીસ. ૩૯
રથ ચાલ્યો ત્યાં થકી, પવન વેગે જાય;
બંધુ ભ્રાત સાથે આવિયા, દ્વારકામાં જદુરાય.

વલણ.

આવિયા જદુરાય રે, સુભદ્રા બોલી સહી;
સુરેખા અભિમન્યુ પરણે રે, કૃષ્ણ વિના કો લે' નહિ. ૪૧

કડવું ૨૭ મું. રાગ ધનાશ્રી.

વૈશંપાયન બોલિયા, સુણુ જનમેજય રાય;
રથ ચાલ્યો અભિમન્યુનો, બળિયા નિશાને ઘાય.
માર્ગ માંહે ચાલતાં, નવ દિન વિત્યા સાર;
દશમે દિવસે આવિયાં, હિડિંબવન મોઝાર. ૨
હિડિંબાવનમાં આવિયાં, (અને) ઉલટ અંગ ન માય;
સુભદ્રાની જાણીને, વધામણિયા જાય. ૩
અભિમન્યુ ઘટોત્કચ આવ્યા, કન્યા લઇને માત;
તે હિડિંબા સાંભળીને, થયાં મન રળિયાત. ૪
એટલે રથ આંગણે આવ્યો, ઉતર્યાં તે દન;
રથ માંહે બેઠી સુરેખા, તે પરમ રૂપ રતન. ૫
અભિમન્યુ રથથી ઉતર્યો, ઢાકીને લાગ્યો પાય;
તમ કૃપાએ દિગ્વિજય પામો, કરી આવ્યા માય. ૬

સુભદ્રાજી બેઠિયા, બહુ પેર નામી શીશ,
હિડિંબાએ આશિષ દીધી, જીવજો ક્રોડ વરીશ ૭
કુંકુમ કેસર તિલક કાઢી, વધાવ્યા નરનાર,
સુભદ્રાજી હરખિયા, હવે સફળ મુજ અવતાર ૮
ગોત્રજ આગળ હાથ કાંકણુ દોરડા છોડાય,
દાણી લુણ ઉતારતી અતિ, હરખતી વરની માય ૯
અર્જુનસુત ને સુભદ્રા, રહ્યા તેણે ઠાર,
હસ્તિનાપુરમાં નવ ગયા મન કરી એક વિચાર ૧૦
જ્યારે પાંડવ આવશે, ગાંડિવધર અર્જુન,
તે વિના વેર લે મન ઘણું, આણે દુર્યોધન ૧૧
એવુ જાણી નવ ગયા, હિડિંબ વાગ્યા વાસ,
જેઠ મેરો પુત્ર જાણી, રહ્યા તેની પાસ ૧૨
વૈશંપાયન બોલિયા સાંભળો પરીક્ષિત રાય,
અનળાનું સવળુ કરે, (જેને) કૃષ્ણ સરખા સાંય ૧૩

દેશી ફેર,

ચંદ્રહાસ શરણે રાખિયો, વિષ કેડી વિષયા થાય, અવળા ૧૪
ધૃષ્ટબુદ્ધિએ કપટ કીધુ, ગદા દેવે જાય, " ૧૫
ભસ્માગદ ભય પમાડ્યા, મહાદેવ પૂઠે ધાય, " ૧૬
સુધન્વા ઊગારિયો તેલ કઢા તાતી માંય, " ૧૭
પ્રહ્લાદની પીડા ટાળી, સગરથ (થઇ) વૈકુંઠ રાય, " ૧૮
હરિશ્ચંદ્રનુ સત્ય પાડવા, વિશ્વામિત્ર પૂઠે ધાય, " ૧૯
મીરાબાઇનુ ધૈર્ય જોવા, વિષ ઘોળી સ્વામી પાય, " ૨૦
ધ્રુવ તણી રક્ષા કીધી પોતે દુભ્યો માય," " ૨૧
ચેલિયાને શે નવ જાણ્યો ખાંડણે ખંડાય, " ૨૨

૭ વરીશ—વર્ષ ૧૬ ભસ્માગદ—ભસ્માગદ નામના અસુરે મહાદેવ પાસે વરદાન મેળવ્યુ હતુ, કે હું જેના માથાપર હાથ મૂકુ તે બળી મરે તે વરદાનનો અજમાયશ તેણે પાર્વતી મેળવવા નારદની સલાહથી મહાદેવ પર કર્યો જેનુ પરિણામ કૃષ્ણે પાર્વતીનુ રૂપ લઇ તે રાક્ષસને તેનેજ માથે હાથ મૂકાવી બાળ્યુ હતુ એ કથાનો અહીં ભાવ બતાવ્યો છે ૧૯ પાડવા—નાશ કરવા ૨૨ ચેલૈયો—સગાળશાનો પુત્ર સગાળશાનુ સત્ય જોવા ભગવાને ચેલૈયાને ખાણિયામા ખાંડી ખવરાવી નાખ્યો હતો

મયૂરધ્વજ મહાસત્યવાદી, કરવત શીશ ધરાય; " ૨૩
કૈરવે ધર્મશું કપટ કીધું, રચ્યા મહાઅન્યાય; " ૨૪
સંસાર સમુદ્ર અથાગ છે, બૂડતાં ગ્રહિયે ન થાય; " ૨૫
અભિમન્યુ વિવાહ સાંભળે, ભણે શીખે ને ગાય; " ૨૬
પૂર્વજ પાવન તેહના, અહોનિશ થઈ જાય; " ૨૭

રાગ ચાલતો.

શ્રોતાજન સહુ સાંભળો, પહોચે મનની આશ;
વળી આવજાનું સવળું હોયે, ન આવે ગર્ભવાસ. ૨૮
સંવત સત્તર વીશમાં, ગ્રંથ પૂરણ થાય;
(એ) આદિગતમ ગ્રંથ છે ખરા, પણ મંછાની કરજો સહાય. ૨૯
પોષ સુદી પંચમી, પૂર્ણ વાર ગુરૂ કહેવાય;
તે દિવસ પૂરું થયું, હરણ સુરેખાય. ૩૦
ગ્રંથ સંખ્યા કહું, પદ બારશે ને તેર;
પંચવીશ કડવાં બાંધિયાં, જુજવા રાગે ફેર. ૩૧
તાપીતટ પાવન સદા, જેનું સૂર્યદેહા નામ;
ચતુર વંશી મોઢ જ્ઞાતિ, સહુ સાધને પ્રણામ. ૩૨
દેશ દક્ષિણ બરાનપુરમાં, છે ત્યાંહે નિવાસ;
કવિ કૃપાએ કથા કીધી, વિપ્ર કેરો દાસ. ૩૩
નર નાર ગાયે સાંભળે, તે ન આવે ગર્ભવાસ;
શ્રોતાને સુખ ઉપજે, પહોચે મનની આશ. ૩૪

વલણ.

પહોચે મનની આશ રે, તે ગર્ભવાસ નાં આવે ફરી;
કર જોડી કહે વીરજી રે, એકવાર બોલો શ્રીહરિ. ૩૫

સમાસ.

---

૨૩ મયૂરધ્વજ ઈ૦—મયૂરધ્વજની પરીક્ષા જોવા તેનું અંગ કૃષ્ણે ક-રેવતથી વેરાવ્યું હતું. દેશી ફેરની કડીઓમાં કૃષ્ણે ભક્તોની પરીક્ષા લઇ સારા કર્યાનું વર્ણન છે. જો તેમને સારા કરી તો અભિમન્યુને કેમ ન કરે એ તાત્પર્ય. ૨૯ આદિ ગતમ—જુનામાં જુના ગ્રંથો ઘણા છે પણ મંછા—(મનસા) મનવડે સહાય કરજો.

જાગે તો જોગ પ્ર. ૧ ક. ૧૧ અપરમ્—અપરંગ પ્ર. ૧. ૨. ૩ ક. ૧૨ પણ ભોગ ઈઃ—પણ ભોગ હોય તો ઠીક. પ્ર. ૨ આપાપણા—ભોગવે છે. પ્ર. ૨. ૩ ક. ૧૯ ચોગાટ—કલોલ પ્ર. ૧ હયરે આશિષ ઈઃ—ત્યાંહે બોલે નફેરી ઢોલ પ્ર. ૨ ક. ૨૨-૨૩ જરકસી કેરા ઈઃ-આ બે કડીઓ પ્ર. ૧ માં નથી. માંહિ હંસ—હગ કરાણી હીર પ્ર. ૩ ક. ૨૭ જંતતાલ-ત્યાં તહીં તાલ ને મૃદંગ. પ્ર. ૧ દુર્યોધનને માંડવે ઇ. આ ચરણ પ્ર. ૨. ૩ માં નથી. કડવું ૭ મું સાતમા કડવાનો ઘણોભાગ જૂદો પડેછે માટે પ્ર. ૧ પ્રમાણેજ ઘણો ખરો પાઠ લીધેલો છે. ક. ૨૦ માંડી કહી-સઘળી કથી પ્ર. ૧ ૩૦ટળીસર્વેઇઃ ટળી કૈરવ શુદ્ધ પ્ર. ૪. કડવું ૮ મું પૃ ૨૦ ક. ૪કાપું તેની પાંખ—છેદું તેની આંખ પ્ર. ૩ વાઢ તેની બાંય પ્ર. ૫ ફોડુ તેના કાન પ્ર. ૨ પૃ. ૨૧ હૃદય મારે ઈઃ-હૈયે હોળી લાગી પ્ર. ૧ કાળનું કાપ્યું કૂનાડીઓ. અને વજ્ર કેરા ઘાય પ્ર. ૧ ક. ૧૮ આંસુપાત-અશ્રુધાર પ્ર. ૧ ધાર—વાર પ્ર. ૪ ક. ૨૦ પીનગાદને. પૂડપીના છે મોટા પૂરા પ્ર. ૫ ક ૩૨ મખમલ તકિયા ઈ-જરી ચાખતકિયાંચુંગમહલ, કાળા હીરા સાગ પ્ર. ૫. ક.૩૯ હગત કમણે-હંસ કમણે પ્ર. ૧.૨. ક.૪૮ સોગણનું શીરે-સોગણનું સત્ય બખતર પ્ર. ૧.૨.ક. ૪૯ હોગાં ઈઃ-

આ ચરણ પ્ર.૧. ૨.૪ માં નથી. કડવું ૯મું. પૃ. ૨૫ ક. ૧૩ શૂળ સરખી—સુલાંસર્વ પ્ર. ૧.૨ ગોખરૂ-ગોક્ષર કેરે પ્ર.૩.૫.ક. ૨૦ તેણે સમે ઇ-ઃ ને અવસરે અસુર આની કરે હોહાપાત પ્ર. ૩. ૨૨ વચન એવું ઈઃ-વાણી વખાણી સાંભળી થયો અતિ ખિરતાર પ્ર. ૫ ક. ૩૩ અર્જુન સુત-પારથ પુત્ર વધેરો ચઢે પ્ર. ૪. કડવું 10 મું. પૃ. ક. ૧૧ રમ્ય નિપે-રમ્યમાં વિપ દમન કરાને, ઝાલે અપરમપાર પ્ર. ૩ ક. ૧૩ હાલી ચાલી—હાલી પ્ર. ૧ ક. ૧૪ દાડિમીના છોડ ઈઃ—આજ પુત્ર મારો મારીઓ, પૃથ્વી તળ સૂનો તેદ પ્ર. ૨ ક. ૧૫ આ આખી કડી પ્ર. ૩. ૪ માં નથી. ક. ૨૦ વિકાસ -વિકાળ પ્ર. ૨. ૩ ક. ૨૭ ચોગમથી—ચોગમથી ગાજતાં માંડિયો ને ભૂત પ્ર. ૨ ક. ૩૦ નેત્રે ચાલ્યાં—ચક્ષે આવ્યાં પ્ર. ૨ ક. ૩૧ શરીરરે—રોમરે પ્ર. ૧ મેલા-રહ્યા પ્ર ૫ ક. ૨ દુષ્ટ તણા ઈઃ—દુષ્ટ તણા ભેદો પૃથ્વી પ્ર. ૨. ૪ ક. ૩ નેત્રકમળ ઈઃ—નેત્રકમળ મુખ પંકજ પ્ર. ૨ ક. ૬ આ વેળા ઈઃ—એક વાર તમો સાદ કરો તો, નિરખું કુમાણું વદન પ્ર. ૪ ક. ૨૩ પાવન ઈઃ—પાવન સુકાવ્યો મનાઈ પ્ર. ૨. ૩ ક. ૩૬ મી પછી વધુ આવવું જોઇએ: પરંતુ અમારે પાસેની પાંચે પ્રતોમાં એકેમાં નથી. કડવું ૧૨ મું.

प्रीतमकृत

# कविता.

---

અનેક પ્રતો મેળવી સંશોધન કરી ટીકા તથા અર્થ સાથે

છપાવી પ્રકટ કરનાર

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા

અને

નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.

---

અમદાવાદ

"આર્યોદય" પ્રેસ.

---

# પ્રસ્તાવના.

અખો, ધીરો, બાપુ, નીરાંત, ભોજો વગેરે બ્રહ્મજ્ઞાની કવિઓ થઇ ગયા તેવા પ્રીતમ કવિ પણ ચરોતરના સંધેસરગામમાં થયા ધીરો, નીરાંત અને ભોજો જેમ અદ્વૈતમતના કવિ છતા જનરંજનાર્થે શ્રીકૃષ્ણપરમાત્માની લીલાનાં કીર્ત્તન કરી ગયાછે, તેમ પ્રીતમે પણ શ્રીકૃષ્ણના સંબંધની ઘણી કવિતા કરીછે.

આ અંકમાં સરસગીતા દાખલ કરેલી છે, તેમાં શ્રીકૃષ્ણે ગોપીઓને ઉપદેશ કરવા ઉદ્ધવજીને મોકલ્યાની વાત આવેછે. ઉદ્ધવે જઈ ગોપીઓને ઉપદેશ કર્યો, તે તેમણે શ્રીકૃષ્ણમાં પ્રીતિ હોવાથી માન્યો નહિ અને ઉદ્ધવને જે જ્ઞાનીપણાનો ગર્વ થયો હતો તેનો પરિહાર થયો બીજો વિષય બ્રહ્માનો ગરબો છે, તેમાં બ્રહ્માએ શ્રીશેષશાયી મહાપ્રભુની સ્તુતિ કર્યાથી તેઓએ વસુદેવને ત્યાં જન્મ લેવાનું કહ્યું તેથી બ્રહ્મા પ્રસન્ન થયા એટલું કહ્યા પછી એ ગરબાની સમાપ્તિ કરી નથી, પરંતુ શ્રીકૃષ્ણે જન્મ લઇ જે જે લીલા કરીછે તેની ટુંક હકીકત પણ વર્ણી છે ત્રીજો ગ્રંથ પ્રેમપ્રકાશ નામનો છે તેમાં ઈશ્વર સહાયતાનો વિષય લંબાણથી વર્ણવેલો છે પછી થોડાં પદ લીધેલાછે તેમા જ્ઞાન ભક્તિનો ઉપદેશ કર્યોછે

એ રીતે પ્રીતમની આ અંકમાં પ્રકટ થયેલી કવિતા જોતા તે દ્વૈતમતનો હશે એમ ઉપર ઉપરથી જોનારને લાગશે, પરંતુ તેણે ઘણે સ્થળે શ્રીકૃષ્ણનું વર્ણન કરતાં યુક્તિ પુરસ્સર (કેટલીક જગાએ) અદ્વૈતમત પર તેનું વલણ ચોક્ખું દીઠેલું છે, કે જે જોઇ અદ્વૈતમતવાદીઓ પણ પ્રીતમની કવિતા આનંદથી ગ્રહણ કરવા પછાત પડતા નથી. એ કવિ તરીકે પ્રીતમની કીર્ત્તિમાં વધારો કરે તેવું છે.

શુદ્ધ અદ્વૈતમતની કવિતા પણ પ્રીતમે ઘણી કરી છે આ અંકમાં ચરિત્ર લખાઇ શકાયું નથી. પ્રીતમનું ચરિત્ર લખવા જોગ ઘણી ખરી હકીકત મળી છે, અને બીજી ચોકસ રીતે મળવાનો સંભવ છે. તેથી બીજે કોઈ પ્રસંગે તેનું ચરિત્ર આપવા વિચાર રાખ્યોછે.

સરસગીતા, બ્રહ્માનો ગરબો, અને પ્રેમપ્રકાશ એ ત્રણ ગ્રંથો રા. રા. ગગચંદ્ર અમથાભાઈએ સંવત્ ૧૯૧૫ માં લખાયલા મેળવી આપ્યા, તથા તેની બીજી બે પ્રતો રા. ભીખાભાઇ શિવરામ શુકલે સંવત્ ૧૯૦૫ તથા ૧૯૧૫ ની સાલમાં લખાયલી મેળવી આપવાની મેહેરબાની કરી તેથી શોધન કરવાને સારી અનુકૂળતા પ્રાપ્ત થઈ

श्रीजगदीश्वरायनमः

પ્રીતમકૃત

# सरसगीता.



## વીશ્રામ ૧ લો.

શ્રી ગુરૂનું ધ્યાન ધરી, હરિગુણ ગાઈશું;
પ્રીતે રસ પ્રેમકથા, પ્રેમીને પાઇશું. ૧
આગે જન અનેક થયા, વાણી વિસ્તાર છે,
લીના રસસિંધુસુધા, અનત અપાર ૨
ઝીલ્યા જન મુકત થયા, અમે અભિલાખમા,
જેણે રસ પૂર્ણ પીધો, છક્યા તે છાકમા. ૩
જયા ગતિ જેને જેવી, તેવુ તે ઉચર્યા,
ભાજ્યા જેવા ભકિતભાવે, તેવા નીશે ઠર્યા ૪
ઉધ્ધવના ગાન ગારે, વિચાર્યું કૃષ્ણજી;
એને વ્રજ મોકલ્યુ વેગે, પોતે કર્યું પ્રશ્નજી. ૫
માતાને પુત્ર પ્રિય, પુઠે ફરે નીહાળવા;
ઉપાય અનેક કરે, રોગને ટાળવા. ૬
એવા જન હરિને વહાલા, જાળવે જોઇને,
જરા અભિમાન આવે, નાખે વિષ ધોઇને. ૭
ઉધ્ધવ એક અમારી, ચિત્ત ધરો વાતડી,
વૃંદાવન રાસ રમ્યો, શરદ પુનમની રાતડી. ૮
તે તો સુખ સાભરે (મને), તમને શું કહું;
જાણે તેતો વ્રજની નારી, મન સમજી રહું. ૯
ગોપીજન આતમા મારો, નિમિષ ન વિસરે;
મુજને મળવા માટે, સહુ સુના ફરે. ૧૦
તેને તમે જ્ઞાન કરી, ઘણુ સમજાવજો;

૨ રશસિંધુસુધા—અમૃતરસનો સાગર. ૪ નીશે—નિશ્ચય—નક્કી.

સરવેના સંશય ટળે, એવું કરી આવજો. ૧૧
મારાં માત તાત કહિયે, જશોદાનંદજી;
તેણે બહુ લાડ લડાવ્યાં, અતિ આનંદજી. ૧૨
વ્રજજન સૌ સ્નેહી, ચિત્તમાં ચહાય છે;
અમો જે દિનના આવ્યા, દુઃખી તે થાય છે. ૧૩
આવ્યા અમો અવધ કરી, ફરી ગયા નહિ;
વિજોગે પીડા પામે, સુખે આપો જઈ. ૧૪
મુગટ કુંડળ માળા, આભૂષણ અંગનાં;
નિજરથ બેસવા આપ્યો, ચિન્હ શ્રીરંગનાં. ૧૫

સાખી.

ઉદ્ધવને આપી આગન્યા, વેગે કરો વ્રજ પ્રવેશ;
પ્રેમ સનેહી સુંદરી, તેને આપો જઇ ઉપદેશ. ૧૬
તમે સર્વજ્ઞ સધીર છો, જ્ઞાનવાન પરમાણ;
પરમોદો વ્રજસુંદરી, ઉદ્ધવ ચતુર-સુજાણ. ૧૭

વિશ્રામ ૨ જો.

ઉધ્ધવે આજ્ઞા માગી, રથે બેઠા જઈ;
વેગે વ્રજપંથ પળ્યા, જોવાની ઈચ્છા થઈ. ૧
સંધ્યા સમે સુરભીસંગે, સુખે ત્યહાં આવિયા;
જશોદાએ દીઠા જ્યારે, બહુ મન ભાવિયા. ૨
નંદજી ભેટ્યા બાથે, આસન આપિયાં;
દયા કરી દીન જાણી, દુઃખડાં કાપિયાં. ૩
સંકરષણ શ્યામ સુખી, કહો તે શું કરે;
ઉગ્રસેન આદે જાદવ, દેવા આનંદ ધરે. ૪
ઉધ્ધવ કહે સરવે સુખી, તમ પ્રસાદથી;
જ્યમ ગજવૃંદ નાસે, સિંહના નાદથી. ૫
એમ દુઃખ દીર્ઘ નાઠાં, દીઠા હળધર હરિ;
મથુરાપુર નર નારીઓ, સુખ સૌખ્ય કરી. ૬
નંદ આનંદ પામ્યા, સુજશ સાંભળી;

---

૧૫ શ્રીરંગ-શ્રીકૃષ્ણ. ૧૭ પરમોદો-પ્રમોદો-ઉપદેશ કરો. ૪ સંકરષણ-સંકર્ષણ-બળદેવજી. ૫ ગજવૃંદ-હાથીનાં ટોળાં. ઉપમાલંકાર. ૬ હળધર-બળદેવ.

જેને એ ભેટયો ભાવે, તેની વેળા વળી. ૭
રૂડી રસોઈ કીધી, જશોદાએ જુક્તિશું,
ભાવે નિશાભોજન કર્યું, સાકર દૂધશું. ૮
પ્રેમે પલંગ બિછાવી, બેઠા બીડાં કરે;
અન્યોઅન્ય ઉદ્ધવ નંદ, લઇ મુખમાં ધરે. ૯
જશોદાજી પૂછે પ્રીતે, ખબર કહો લાલની;
જાદવ જુવતી શું જાણે, ગતિ ગોપાળની. ૧૦
એણે સ્વરૂપવંતી કીધી, કંસની સેવકી;
બહુ બડભાગી કહીએ, વસુદેવ દેવકી. ૧૧
એનાં અટપટાં લક્ષણ, બાળપણમાં બહુ;
વ્રજવધુએ સર્વે માણ્યાં, હેતે હસિયા સહુ. ૧૨
અમે પુત્રભાવે લાડ્યો, ઓઢણી ઓઢતો;
પ્રીતે પયપાન કરી, પારણે પોઢતો. ૧૩
એણે સ્તનપાન કરી, મારી તે પૂતના;
કંઇના પ્રાણ હણ્યા, કંસના દૂતના. ૧૪
શકટાસુર અસુર આવ્યો, અમારે બારણે;
અમે તો કાંઇ ના જાણ્યું, પોઢાડ્યો પારણે. ૧૫
તેને પદપ્રહાર કરી, પ્રાણ હેલામાં હર્યા;
બગાસુર આવે લઇ, પાપી પ્રાજે કર્યા. ૧૬
મને ગર્ગાચાર્યે કહ્યું, તે સર્વે થયું;
માયાના આવરણ માટે, અમે કાંઇ નવ લહ્યું. ૧૭
એમ કહી આંખ ભરી, આંસુડાં આવિયાં;
અમે તપ ઓછાં કીધાં, પછે કલપાવિયાં. ૧૮
એકવાર નયને નીરખું, કેશવ ગગને;
કહીએ કૃતાર્થ કરો, ગોકુળ ગામને. ૧૯
ઉદ્ધવ કહે એમ ન કીજે, તમો તો જાણ છો;
એ તો હરિ અંતરજામી, તેના તમે પ્રાણ છો. ૨૦
તમારાં ભાગ્ય ભલાં, પુણ્યનો પાર નહિ;
તમે તો નયને નીહાળી, લીલા અવતારની. ૨૧

---

૯ બેઠા બ૦—બેશીને પાનની બીડીઓ કરે છે. ૧૬ હેલામાં—ક્ષણમાં. ૧૭ આવરણ—ઢાંકણ; આડ.

## શાખી.

પરસ્પર ગોષ્ટિ કરી, ઉદ્ધવ ને નંદરાય;
હરિના ગુણ સંભારીને, પરમ મુદિત મન થાય. ૨૨
કૃષ્ણ કથા આનંદમાં, સુધાસિંધુ સુખ ધીર;
પ્રેમ પુનિત તે પામશે, કૃષ્ણ કૃપા જદુવીર. ૨૩

## વિશ્રામ ૩ જો.

સૂક્ષ્મ રજની રહી, વીતી ગઇ વાતમાં;
જાગી સૌ જુવતી જન, મન પ્રભુનાથમાં. ૧
મહી વલોવા લાગી. સરવે સુંદરી;
ગોપી ગુણગાન કરે, રસ ભાવે ભરી. ૨
સોરંગી રાગ આલેપે, ભૈરવી ભાસમાં;
કોકિલા કંઠે સુંદર, પૂરે અભિલાષમાં. ૩
ઊંચે સ્વરે ઉચરે એવું, આનંદે ગાઇને;
અહો કૃષ્ણ બાળસ્નેહી, ગયા કપટ વાહીને. ૪
નૌતમ નાદતણી, શબ્દ ધુન્ય થાય છે;
ઉદ્ધવ આનંદ પામ્યા, જમુના જાય છે. ૫
આવ્યા રવિતનયાતીરે, સુખ પામ્યા ઘણું;
તન મન મજ્જન કરી, ધ્યાન ધર્યું હરિતણું. ૬
સખી એક સદનથકી, બારણે નીસરી;
રથ નંદદ્વારે દીઠો, જોયું જુગતે કરી. ૭
અક્રૂર આવ્યા હુતા, આવો રથ લેઇને;
સુખ સર્વે સમેટ્યું, ગયા દુઃખ દેઇને. ૮
રથ શે અર્થે આવ્યો, વળી શું વિસર્યું;
જીવનપ્રાણ જાતાં, પછે શું હરખું. ૯
અન્યો અન્યે વાત જાણી, આવી સહુ સુંદરી;
પ્રીતે જશોદાને પૂછે, આવ્યા શું શ્રીહરિ? ૧૦

---

૨૨ ગોષ્ટિ—વાતચીત. મુદિત—આનંદિત. ૨૩ પુનિત—પવિત્ર. ૩ સોરંગી ઇ૦—હરિના ભાસમાં સોરંગી અને ભૈરવી નામના રાગ આલેપે-ગાટે. કોકિલા—કોયલ. પૂરે—પૂર્ણ. ૬ રવિતનયા—યમુના. તન મન ઇ૦—તન મજ્જન (સ્નાન કરીને) અને મન નિર્મળ કરીને શ્રીહરિનું ધ્યાન ધર્યું. ૭ સદન—ઘર.

ઓસનાં ઉદક જેવો, આ સંસાર છે;
તેમાં એક તત્વ મોટું, સમજણ સાર છે. ૩
જે જને તન તપાવ્યું, તેના સંશય ટળ્યા;
પ્રણુવ ધ્યાન ધરી, ભાવે હરિ સાંભળ્યા. ૪
નિરંજન વેદ ગાયો, તે તો ઘટમાં વસે;
એક દ્રષ્ટે જોશો, ત્યારે દુગ્ધા જશે. ૫
બીજભાવ ભાગશે ત્યારે, બ્રહ્મને ભાળશો;
આત્મા અખંડ એવો, નિરંતર નિહાળશો. ૬
મોટા મુનિ યોગ સાધે, જેને પામવા;
દેહનું દમન કરે, ભવદુઃખ વામવા. ૭
સંસાર સુખરૂ હોય તો, શાને તપ આચરે;
સુખ સમૃદ્ધિ મૂકી, શીદને નીસરે. ૮
જેને વૈરાગ્ય વ્યાપ્યો, સહુ મૂકી ગયા;
ગૃહઅંધકૂપ તજી, જઈ વનમાં રહ્યા. ૯
મોટા મોટા રાજ મૂકી, ગયા તપ સાધવા;
શિવ સ્મશાન સેવે, જેને આરાધવા. ૧૦
સહસ્ત્રઅઠ્ઠાશી આદે, જઇ વનમાં વસ્યા;
આત્માનું સાધન કરે, પ્રગટી મહાદશા. ૧૧
માયાનો સંગ મૂકી, મળ્યા તે માધવને;
ભાવે તે હરિને ભેટયા, ભૂલ્યા દેહ ભાવને. ૧૨
એવો ઉપદેશ અમારો, માનશો માનની;
ત્યારે તન માંહી થશે, ભાળ ભગવાનની. ૧૩
પિંડમાં પ્રગટ થશે, બ્રહ્મ સૌ ભાસશે;
નિજ સ્વરૂપ થાશે, જ્યારે લે' લાગશે. ૧૪
અજપાજાપ થાયે, જુઓ તે આંખીને;
હરખ ને શોક સહુ, દૂર ધો નાખીને. ૧૫

સાખી.

નિજ સ્વરૂપ જ્યારે જડે, થાય કલ્પના નાશ;
જેને હીરો ખોળતાં, તે પોતાની પાસ. ૧૬

---

૩ ઓસનાં ઉદક—ઝાંકળનું પાણી. ૪ પ્રણુવ—ૐકાર. ૫ નિરંજન—તેજોમય. ૧૧ સહસ્ત્રઅઠ્ઠાશી—અઠ્ઠાશી હજાર મુનિ.

ઉદ્ધવ કહે શો માંગજો, મથુરા મત્તુ ગુમાન;
જેની ન આવે પ્રેમદા, તો પૂછો વેદ પુરાણ. ૧૦

### વિશ્રામ ૫ મો.

મધે મનમાના મોરી, રીસ રખે ચઢે;
અમે તો જીવનજીવન, એવું કેમ આવડે. ૧
તમે જે પોસ કહો, (તે) તમારા કામનો;
અમારો પેંડો ન્યારો, ગોકુળ ગામનો. ૨
આરજ એક અમારી, ઉદ્ધવજી સાંભળો;
અમારા મનમાં વસ્યો, સુંદર શામળો. ૩
અમોએ નાથને નીરખ્યો, નટવર નાથને;
(એણે) અમને મોહની લગાડી, સહુ વ્રજ સાથને. ૪
ધૂતારામાં ધૂર્તવિદ્યા, મુખે શું વખાણીએ;
એવાં અનેક ચરિત્ર, અમે સૌ જાણીએ. ૫
જશોદાજી મારવા લેતાં, ક્રોધ કરીને ઘણે,
ત્યારે નાશીને આવે, જીવન અમોતણે. ૬
કહેશો કોઇ રાખશો મુને, મુખે એવું ભણે,
એને ઘરમાં ઘાલીને, અમે રહેતા બારણે. ૭
બોરણભીતર પેશી, ઉધમ એવો કરે;
મહીનાં માટ ફોડી, માખણ મુખમાં ધરે. ૮
અમે જ્યારે આવીએ પાસે, નાશીને નિસરે;
એણે એવાં કામ કર્યાં, કહો કેમ વિસરે. ૯
વસ્ત્રનાં પૂચ્છ મહી, ઊંઢાડે આગળી;
બેરે બાળક જગાડે, ધોઇ આગ આગળી. ૧૦
એને ડરે ઊચ્યું કાંઇ, મૂકીએ સહુ સપી;
અનુખાજ ઉપર ચઢી, પાડે તે લઇપકી. ૧૧
એકવાર અમે વિચાર્યું, બાંધુ કર સાહીને;
લઇ જાઉં દેખાડું, જશોદા માઇને. ૧૨
એક દિન માખણ ખાતાં, ઝાલ્યા ગોવિંદને;
હવે ક્યાં નાશી જશો, કહ્યું કૃષ્ણચંદને. ૧૩

---

૨ પેંડો—ચાલ—ધર્મ—માર્ગ. ૧૦ બેરે—બળાત્કારે. ૧૧ અનુખાજ—ખારણિયો.

તાણી બેઊ હાથ બાંધ્યા, ચાલી ચાંપે કરી;
ઉપર ચીર ઓરાઢયું, હીંડી હરખે ભરી. ૧૪
નંદરાણી માનતાં નુતાં, જુઓ આ બાળને;
ભોવનમાંથી માખણ ખાતાં, અંબા ગોપાળને. ૧૫
ઉપરથી અલગું કીધું, અંબર ઓઢ્યાતણું;
જુવે તો બાળ ગોપીનું, લજ્જા પામી ઘણું. ૧૬
નેહે નંદભુવનમાંથી, દીઠા હરિ આવતા;
જોતામાં જાૂઠી પડી, સુંદરી સરવથા. ૧૭
આગથી આળ ચડાવે, શાગારે સુંદરી;
જુવતીનું જોર ન ચાલ્યું, હેતે હસિયા હરિ. ૧૮
એવા હરિ આનંદરૂપી, અમે જે દીઠડા;
બીજા અનેક ઉપાય, લાગે કયમ મીઠડા. ૧૯
જે જે સુખ અમને આપ્યું, દુર્લભ દેવને,
બીજું શું ધ્યાન ધરૂં, તજી સ્વમેવને. ૨૦

સાખી.

પ્રગટ સ્વરૂપ સુંદર વદન, રસિક છબી ઘનસ્યામ;
તે શું મન અટકી રહ્યું, ક્ષણ ખસે નહિ આમ. ૨૧
નાગરનંદકિશોર શું, બાંધી પૂરણ પ્રીત;
અવર વાત ભાવે નહિ, એહ અમારી રીત. ૨૨

વિશ્રામ ૬ ઠ્ઠો.

ઉદ્ધવ કહે અબળા તમે, એ તો સાચું કહ્યું;
એવું રૂપ અકળ એનું, સહુ ઘટમાં રહ્યું. ૧
બોલે તે બીજો નહિ, તગમાં તેજ છે;
વિશ્વમાં વ્યાપી રહ્યો, અખંડિત એહ છે. ૨
તે તો ભરપૂર ભર્યો, પંડ બ્રહ્માંડમાં;
જ્યમ રવિ જુજવો દીસે; ભાસે બહુ ભાંડમાં. ૩
એક અનેક રૂપે, બહુ વિધિ બોલતો;
વિધ વિધ વેષ ધરી, દીસેછે ડોલતો. ૪
ભિન્ન ભિન્ન ભૂષણ કર્યાં, કુંદન એક છે;

૧૪ ચાંપે-ઉતાવળે. ૧૫ નુતાં—નહોતાં. ૨૦ સ્વમેવ—કૃષ્ણ પોતે. ૨૨ નાગરનંદકિશોર—નંદનો ચતુર અને તરૂણ—કૃષ્ણ. ૩ ભાંડમાં-ભાજન-વાસણમાં.

નામ ને રૂપ ન્યારાં, જોયામાં વિવેક છે. ૫
એક સુતભાવ જોતાં, જોતાં પટતંતુ છે;
સાગર અગાધ અંબુ, લહેરી અનંત છે. ૬
અવનિ એક રૂપે, બીજા બહુ પાત્ર છે;
આયુધ લોહ કરે, શાનાં બહુ શસ્ત્ર છે. ૭
જાગ કોઈ સાકરકેરી, બહુ મીઠાઈ કરે;
સરવે સાકર જાણો, બીજું નહિ નીસરે. ૮
સુરભી સ્વરૂપ ઘણાં, વર્ણ વિચિત્ર છે;
તેનું પય એક રંગે, પરમ પવિત્ર છે. ૯
એમ તમે આત્મા જાણો, અરૂપી એક છે;
ઉત્તમને મધ્યમ તે તો, દીઠામાં વિવેક છે. ૧૦
કાષ્ટમાં વન્હિ કહિયે, એમ અવિનાશ છે.
સર્વમાં સાક્ષીરૂપે, નિરંતર વાસ છે. ૧૧
કસ્તુરી મૃગમાં વસે, જોતો વનમાં ફરે,
પરિમળ પામવા આવે, ભૂલે ભટકી મરે. ૧૨

સાખી.

એમ ભરત સંસારમાં, વસે હરિ ભરપૂર;
ઉન્મદશા મટે નહિ, તેથી દૂખે દૂર. ૧૩
જથારથ જાણ્યા વિના, ઉન્મદશા નવ જાય;
ત્યાં લગી ઉપજે કલ્પના, અજ્ઞાને અથડાય. ૧૪

વિશ્રામ ૭ મો.

પછે વ્રજગોપી વદે, ઉદ્ધવજી ચિત્ત ધરો;
તમે તો એમ કહ્યું, હરિ સભરે ભર્યો. ૧
ત્યારે કોણ પીડા પામે, કોણ જન્મે મરે;
એ તો કાંઈ આવ્યું મોટું, સઘે કેમ નીસરે. ૨

---

૬ એક ઇ૦—સૂતનો ભાવ (સંબંધ) જોતાં તેના તંતુ અને પટ-વ-સ્ત્ર થાયછે પરંતુ સૂત્ર તો એકજ છે. ૬ અંબુ-જળ. જળ એક છે. પણ તેની લેહેરો અનંત છે. ૭ અવનિ ઇ૦—પૃથ્વી એ તો એકજ રૂપે છે પ-રંતુ તેનાં ઘટ આદિક પાત્ર જુદાં જુદાં થાય છે. શાનાં ઇ૦—શસ્ત્ર શાનાં છે ? ૯ પય દૂધ. ૧૦ અરૂપી-સ્વરૂપ વિનાનો.

ત્યારે કેમ સુખ ન પામે, જીવ સંસારના,
શામાટે દુખ પામે, પ્રાણી ખાણુ ચારના. ૩
વળી શ્રીકૃષ્ણ જેવા, સરવે શે નથી,
ખરેખરી વાત કહીએ, રીસ ન ભજે રતિ ૪
આગારે અવર બીજુ, ચિત્ત આવે નહિ,
સુંદરસ્વરૂપ વિના, મન ભાવે નહિ ૫
સરોવર સરિતા બહુ, ભર્યાં સઘળે સિંધુ,
ચાતક ચાય ન બોળે, પિયે પડતું બિંદુ ૬
સાગરમા છીપ રહે, ઉંડી એકાંત શું,
જરા જળ ભેદે નહિ, પ્રીત રત સ્વાતશું ૭
જળ વિના દાદુર જીવે, મીન જાયે મરી,
પ્રાણ ગયે પ્રીત ન છૂટે, ટેક તેની ખરી ૮
એવી છે ટેક અમારી, અબળા સાથે,
તન મન સર્વે સુંપ્યુ, નટવરનાથે ૯
પ્રીતની રીત ન્યારી નથી તે પુરાણમા,
પ્રીછે માઇ પ્રેમ સ્નેહી, વીંધ્યા રસ બાણમા ૧૦
અમે એ વિજોગે કરી, સહુ સુના કરૂ,
મન તો મોહન પાસે, સાધન શું કરૂ ૧૧
હતુ મન એક અમારૂ, તે તો હરિએ હર્યું,
ગડથુ રસરૂપ માહી ફરી નવ નીસર્યું ૧૨
ઉદ્ધવજી પ્રેમની પીડા, હશે તે જાણશે,
વીત્યા વિના વેદના તો, કેમ પરમાણશે ૧૩

## સાખી.

ઉધ્ધવ એમ દુખિયા કર્યા દીધો છગીને છેહ,
પહેલી પ્રીત વધારીને, પછે પરહરિયાં તેહ ૧૪

---

૩ ખાણુ ચાર—ચાર ખાણુ—અંડજ, ઉદ્‌ભીજ, સ્વેદજ અને જરાયુજ ૭ સાગર ઇ૦—સમુદ્રમા છીપ ઊંડાણમા એકાંત વસી રહેછે તો જરા જરા પણ ભેદી શકતું નથી પરંતુ તેને સ્વાતશુ—સ્વાતિ નક્ષત્રની સાથે પ્રીતિ હોવાથી જ્યારે તેની રત—ઋતુ આવેછે ત્યારે તે ઉંડાણમાથી તરી આવી એની મેળે સ્વાતિના જળનો લાભ લે છે ૮ દાદુર—દેડકો ૧૨ ગડથુ—લીન થયું

વિપ્રગીને વાદીને, ધ્યાન કરે કહો કુણ;
વળી વચન જે કહાવિયું, દાસ ઉપર હુણ. ૧૫

## વિશ્રામ ૮ મો.

ઉધવજી આવડું આમો, પરેહ કાંઇ નવ લહું;
કેને કહિયે સુખનાં દાડાં, મન સમજી રહું. ૧
આમે લોકલાજ તજી, એને ભાવે ભજ્યાં;
ત્યારે તરછોડી નાખ્યાં, દુષ્ટ જાણી તજ્યાં.
હવે હરિ શીદ આવે, સગપણ શું રહ્યું;
મધુપુર રાજ મળ્યું, મન વેરી થયું. ૩
વળી વિશેષે મળી, હંસની ( દાસી ) કુબજા;
તેનો તો સંગ કર્યો, ભલા જુગમાં ભાજ્યા. ૪
નવા નવા ખેલ કરી, મનમાં ખેલતા;
આજ હાણ આગળાકેરો, સપ નવ મેલતા. ૫
એક સમે ઝીલવા પેઠા, હરિ હેરે પડ્યા;
જમુનાનાં ચીર ચોરી, જઇ કદમે ચઢ્યા. ૬
જોયું જ્યારે જુવતીજન, દીઠા દીનાનાથને, ૭
મનમાં લજાત આવી, સહૂ મળી સાથને.
હવી હરિ બોલ્યા એવું, આવ્યો દાવ આગતણો; ૮
કેમ તમે નગ્ન નાહ્યાં, દોષ ઉપજ્યો ઘણો.
વરુણ તરણિતણી, મરજાદા નવ ગણી; ૯
માટે અપરાધ પડ્યો, અનીતિ એ ઘણી.
તમો સૌ જુવતી જન, જળથી નીસરો; ૧૦
રવિની સામાં રહી, સો સો પ્રણામ કરો.
પછી પટકૂળ આપું, પહેરીને નીસરો; ૧૧
વનિતાએ વિચાર્યું, કૃષ્ણે કહ્યું તે કરો.
મનમાં લજાત ધરી, નારી સહુ નીસરી; ૧૨
શત પ્રણામ કર્યાં, સૂર્યને સુંદરી.
પછી સહુ અંબર આપ્યાં, અબળાએ અંગ ધર્યાં; ૧૩
એના ચરિત્ર એવા, કહો કેવાં કર્યાં

---

૬ હેરે-પૂઠે છુપકીથી જુઓ, ૯ તરણિ-સૂર્ય.

### સાખી

અનેક ચરિત્ર છે એહના, કોઇ નવ પામે પાર,
ગોકુળમાં લીલા કરી, દિન બાનન વરસ અગિયાર ૧૪
વિવિધ વિઘ્નથી ઉગારિયા, વ્રજજનને બહુ વાર,
જે જે અસુર અહીં આવિયા, તેનો કર્યો નિરતાર ૧૫

### વિશ્રામ ૯ મો.

યમલાર્જુન હતા, નંદજીના ચોકમાં,
તેનો તો ઉદ્ધાર કર્યો, ગયા સ્વર્ગલોકમાં ૧
અઘાસુર અસુર આવી છાનો છપાઈ રહ્યો,
માર્ગમાં મુખ વિકાશી, સર્વો ગળી ગયો ૨
પછી શ્રીકૃષ્ણે તેને મારી શિક્ષા કરી,
સુખે સ્વર્ગલોક ગયો, ના આવ્યો પાછો ફરી ૩
બગાસુર આવી બેઠો, કહિયે શું મંદો,
છવા જળ પીવા આવ્યા ગળ્યા ગોવિંદને ૪
ઉદરમાં અગ્નિ ઊઠાડી, કેમ રાખી શકે,
ચાંચ ગ્રહી ચીરી નાખ્યો, પડ્યો પૃથ્વી વિષે ૫
વત્સાસુર વૃષભ થઈ, આવ્યો કપટે કરી,
તેને પગ સાહી પછાડ્યો, મૂઢ ગયો મરી ૬
એક સમે વચ્છ ચારતા, જમુનાના તીરમાં,
ભાવે હરિ ભોજન કરે, સહુ આહીરમાં ૭
એવે સમે અજ આવ્યા, અંતરિક્ષ ઊભા રહ્યા,
ગોવળોની ચેષ્ટા જોઇ મન વિસ્મય થયા ૮
વિરંચિએ મન વિચાર્યું વચ્છ હરણ કરું,
પછે પ્રભુતા જણાશે, હરી ખોટું ખરૂં ૯
માયાનો પડદો નાખી, ગોપ ને હર્યાં ગઉ,
આતુરતામાં જોવા આવ્યા હરિના સખા સહુ ૧૦
બેસો વ્રજવાળા સહુ એવું બોલ્યા હરિ,
ગડળીની જુગત આવી, ન આવે પાછી ફરી ૧૧
એમ કહી ચોપે ચાલ્યા કર ગેડી ગ્રહી

---

૧૫ નિસ્તાર—નીકાલ—નાશ ૮ અજ—બ્રહ્મા ૯ વિરંચિ—બ્રહ્મા

જોયું પછું જુગતે કરી, વચ્છ દીઠાં નહિ. ૧૨
જ્યારે વચ્છ નજરે નાવ્યાં, પ્રભુ પાછા ફર્યાં;
ગાગાટ ઉપર નાખી, સખા સહુ આવર્યા. ૧૩
પછે મનમાં વિચારી, વચ્છ પેદા કર્યાં;
વચ્છ ને ગોવાળ સહુ, રૂપ તેવાં ધર્યાં. ૧૪
એમ ખટ માસ વીત્યા, બ્રહ્માએ ભાળિયું;
વચ્છ ને ગોવાળ સહુ, એવું નીહાળિયું. ૧૫
અજ આવી પાય પડ્યા, નેહે નંદલાલને;
અમે તો સમરથ નહિ, જોવા તમ ખ્યાલને. ૧૬
અમે અભિમાની એવા, તમને નવ લહ્યા;
હાથે હરિ ક્ષમા કરો, જે જે અપરાધ થયા. ૧૭
તમે તો કરૂણાસિંધુ, કૃપા કીજે મને;
કર જોડી વિનય કર્યો, બહુ ચતુરાનને. ૧૮
પછે પ્રભુ પ્રસન્ન થયા, સંશય સૌ પરહરો;
અજ નિજ ધામે જઇ, સુખે સૃષ્ટિ કરો. ૧૯
પછે ગુણગાન કર્યું, રૂપ હૃદયે ધરી;
બ્રહ્મા બ્રહ્મસદન ગયા, ચિત્ત ચિંતા હરી. ૨૦
એવા કૃષ્ણ કરૂણાસિંધુ, અમે જે જાણીએ;
કહો કયમ આવર ભીજું, ચિત્તમાં આણીએ. ૨૧

સાખી.

ચિત્ત વિત્ત ચોર્યું વ્રજતણું, આપ્યું સુખ અપાર;
નિત નૌતમ લીલા કરી, વ્રજમાં નંદકુમાર. ૨૨
કમળનેન શ્રીકૃષ્ણજી, કોટિ કામ છબી અંગ;
વિસાર્યા કેમ વિસરે, હૃદયે લાગ્યો રંગ. ૨૩

વિશ્રામ ૧૦ મો.

પછે વ્રજવાસી સહુ, ઇંદ્રઓચ્છવ કરે;
મનમાં મઘુવાકેરી, સહુ શંકા ધરે. ૧
ઘરડા ગોપ આવ્યા, નંદજીને બારણે;

૧૩ આવર્યા–ઢાંક્યા. ૧૮ ચતુરાનન–(ચાર મુખવાળા) બ્રહ્મા.
૧ મઘુવા–ઇંદ્ર–મેઘ.

સહુ સામગ્રી લાવ્યા, પૂજાને કારણે. ૨
પ્રભુ નંદ પાસે આવ્યા, પૂછ્યું ઘણું પ્રીતશું;
કોની તમો પૂજા કરો, આવી રૂડી રીતશું. ૩
નંદ કહે ઇંદ્રકેરી, સહુ પૂજા કરે,
એનો પ્રેર્યો પરજન્ય આવે, સુખે સુરભી ચરે. ૪
પછે શ્રીકૃષ્ણ કહે, સાંભળો તાતજી,
સુરપતિ શું કરે એમાં, હરિને હાથજી. ૫
સદા સમીપ રહે, સંકટ કાપશે;
ગોવર્ધન ઉચ્છવ કરો, ઇચ્છાફળ આપશે. ૬
વ્રજજને વાત માની, કૃષ્ણે કહી તે ખરી,
સહુ ગિરિ પાસે ગયા, પ્રેમે પૂજા કરી ૭
અન્નનો કોટ કર્યો, રિદ્ધિ સિદ્ધિ આણીને,
પર્વતે રૂપ પ્રકાશ્યું, જીવન જાણીને ૮
ઉપર સ્વરૂપ થયું, અષ્ટ ભુજાતણું;
વ્રજજને દર્શન કર્યું, સુખ પામ્યા ઘણું ૯
સહસ્ર ભુજ સાથે કાઢ્યા, આરોગ્યા અન્નને,
પછે પ્રસાદ આપ્યો, સહુ વ્રજજનને ૧૦
ઉનટ અતિ ઘણી, સરવે ઘેર આવિયા;
સુરપતિએ વાત જાણી, માનો મોડિયા ૧૧
ત્યારે ત્યાં મેઘ બોલાવ્યા, ઇંદ્રે આજ્ઞા કરી,
જાઓ જઈ વૃષ્ટિ કરો, વ્રજ પર આદરી ૧૨
ગગનમાં ઘટા થઈ, ઘને થઈ ગરજના,
વ્યાકુળ લોક થયા, સહુકો વ્રજના ૧૩
હસ્તીશુંડ સમાન પડે, બિંદુ મોટા બહુ,
ધાઇ પ્રભુ પાસે આવ્યા, વ્રજવાસી સહુ ૧૪
આ તે હરિ શું થયું, ઈંદ્ર કોપ્યો સહી,
અતિ બહુ વૃષ્ટિ થાયે, જળનો પાર નહિ. ૧૫
ગોપનાં વચન સુણી, વદતા વા'લો વદે,
એનું અભિમાન ઉતારૂં, એનું ઘણું હદે. ૧૬
ચાલો ગિરિ પાસે જઈએ, આપણને રાખશે;

ગિરિવરધર હરિ મુગટધર, વસ્યો હૃદયમાં તેહ ૩૧
મહામનોહર રસિકવર, નાગર નટવર કિશોર,
પ્રેમ સ્નેહી શામળો, વ્રજવનિતા ચિત્તચોર ૩૨

### વિશ્રામ ૧૧ મો.

ઉદ્ધવ હરિ એક સમે, રમે ગેડી દડો;
પોતાની ઇચ્છાથકી, ગેંદ જમુના પડ્યો ૧
કાલિંદીનો આરો એવો, દેખી સહુ ડરે,
માહેથકી ઝેરતણી, જ્વાળા બહુ નીસરે. ૨
જાણી કદમકેરે, દ્રુમે વેગે ચઢ્યા,
નીર ગંભીર માંજે, પ્રભુ તેમાં પડ્યા ૩
વ્રજમાં વાત જાણી, શ્રવણે સાંભળી,
માનુની મહાદુખ પામી, સહુ ધરણી ઢળી ૪
જશોદા નંદજીએ, કલ્પના બહુ કરી,
શુધ બુધ શરીરકેરી, સરવે વીસરી
તારુણી રોવે મળી, આવી તે ઘાટમાં,
આકળા રુદન કરે, અતિ ઉચ્ચાટમાં ૬
ગઉ ગોપી ગોવાળ સહુ, અન્ન જળ પરહર્યું,
તન તો ત્યાગ કરીશું, એવું પણ આચર્યું. ૭
પડે પાતાળ માંહી, વાહી વાંસે વાંસળી,
સહુને શાંતિ થઈ, પીડા ત્યારે ટળી ૮
નટવર નાગને જીતી, ઉપર આવિયા,
કાળિને કર ગ્રહીને, બારણે લાવિયા ૯
જુગનાતણે પટે, પન્નગ પાથર્યો,
ઉર આનંદ માંહી, તાંડવ નૃત્ય કર્યો ૧૦
પદને સ્પર્શ કરી, વિર સન ગયું,
અંતર નેન ખોલ્યા, શાંત ઘટમાં થયું ૧૧
અહો મહાભાગ્ય મારું, મુખે કરી શું કહું,
હું તો ઘણો પતીત પ્રાણી, મહિમા ના લહું ૧૨
તેણે ત્યાં સ્તુતિ કરી, બહુ પ્રીતે કરી,

---

૧ ગેંદ-દડો ૨ કાલિંદી-યમુના ૫ કલ્પના-કલ્પાંત ૧૦ પન્નગ-સર્પ

નંદજી પાસે દીધા, કુંવર કોડામણા;
અંગ રંગ અનંગ છબી, શોભાના સિંધુ ઘણા. ૪
રસ બસ રીઝી રહ્યાં, અન્યોઅન્ય જોઇને;
રૂપ ગુણ લક્ષણ પૂરણ, રહ્યાં મન મોહીને. ૫
એવે (સમે) થઇ અભ્રઘટા, ચમકે દામની;
નંદજીએ પાસે બોલાવી, ભાવે વ્રજભામની. ૬
લાડલી જાઓ તમે, લાલને લેઇને;
અમારે ભવન સુંપો, સ્યામ સ્નેહીને. ૭
તમસુત તેડી જાશું, આનંદશું અમો;
સંશે તમો શીદ કરો, સુખે જાઓ તમો. ૮
હરિને હાથે ગ્રહી, હીંડી ગજગામની;
મનમાં ભાવ ધર્યાં, ભેટવાનો ભામની. ૯
અલૌકિક કુંજ આવી, ફૂલ્યાં તરૂ તે ઘણું;
પ્રભુજીએ રૂપ પ્રકાશ્યું, પ્રેમે પોતાતણું. ૧૦
આગળા આનંદ પામી, જાઇ ચરણે નમી;
મનોરથ મનના થયા, શામા સુખમાં રમી. ૧૧
એવી લીલા અકળ એની, તારૂણીએ તે લહી;
સુર શબ્દ જે જે બોલે, પુષ્પવૃષ્ટિ થઈ. ૧૨
એવું સુખ અમને આપ્યું, કહો કોને કહશે;
તે તો હરિ જોઇશું જ્યારે, સુખ શાંતિ થશે. ૧૩

સાખી.

સુખ શાંતિ ત્યારે થશે, જ્યારે જોઇશુ નાથ;
અમો સર્વ સતાં ફરૂં, પ્રાણ પ્રભુની સાથ. ૧૪
ઉધ્ધવ એગ તમે જાણુશો, કેમ જીવે જુવતી એહ;
(કારણુ) આત્માની આશે કરી, રહ્યા અમારા દેહ. ૧૫

## વિશ્રામ ૧૩ મો.

એનાં બહુ બાળચરિત્ર, સહુ ચતુરા લહે;
બીજી એની અકલ એવી, સહુ મોટા કહે. ૧
'વ્રજ વિચિત્ર લીલા, જીવણે જે કરી;

૪ અનંગ—કામદેવ.

ને તો આગે અગાધા જાણ્યું, રહ્યાં હૃદયે ધરી. ૨
નિત્ય નિત્ય નવરે નેહે, આંગણીએ આવતા;
મનોહર મોરલી વાતા, ભીતર ભાવતા. ૩
સુખડાં સુખે સાદ દેતાં, સુંદરી દેહીને;
વહાણામાં વાટ જોતાં, વધોવું વોળીને. ૪
સાકર માખણ રાખી, આરોગવા આપતાં;
આસુરી નજરી આદે, સહુ સંતાપતાં. ૫
દુરીજન લોક લવે, મહુ તે સાંભળતાં;
મનમાં મગ્ન રહેતાં, મુખે નવ ભાખતાં ૬
મહી વેચવાને જાતે, વેગે વનમાં જતાં,
વા'લાનું વદન જોતાં, મન આકુળ થતાં. ૭
દધિનું દાણ લેતા, મારગે રોકતા;
રસની રાડ રચે, વા'લો વ્રજજોષિતા. ૮
ગોપીનું ગોરસ પીતા, પ્રેમ આદરે,
માનુનીનું મુખ જોવા, ઘુંઘટ પરો કરે. ૯
અરે તારી સુરત સારી, મહી મીઠું લગે;
અમને આપશે જ્યારે, કારજ ત્યારે પગે. ૧૦
કા'ન કંઠે હાર આરોપે, કુસુમકેરો કરી;
નયનનાં કટાક્ષ માંહી, તન મન લે હરી. ૧૧
પછે નાર પ્રસન્ન થઈ, દધિ પાવે પ્રીતશું;
હાસ્યવિનોદ થાયે, એવી રસ રીતશું. ૧૨
અમને લાડ લડાવ્યાં, આનંદના ઓઘમાં;
કહો કેમ મન પ્રતીજે, તમારા જોગમાં. ૧૩

સાખી.

જોગ જુગત જોગી કરે, જાણે મન વશ થાયે;
મન મોહનશું મળી રહ્યું, તેણે જોગ કર્યો કેમ જોગે. ૧૪
અમે રૂપ નિરખ્યે કહ્યું, અરૂપ ન આવે ચિત્ત,
દીઠું તે દલમાં વસ્યું, અચ્યુદાકે હી પ્રીત. ૧૫

---

૮ વા'લો-કૃષ્ણ અને વ્રજજોષિતા—વ્રજની સ્ત્રીઓ.

## વિશ્રામ ૧૪ મો.

એક સમે ધેન ચારવા, કૃષ્ણ બળ ભ્રાતજી;
જમનાતીરે આવ્યા, સખા સૌ સાથજી. ૧
તરૂતણી શીતળ છાયા, સુંદિર સોહાગણી;
કૃષ્ણ બળદેવ બેઠા, તટ જુમનાતણી. ૨
હરિ મુખ ઓચર્યા એવું, ભોજન ઇચ્છા થઈ;
મુનિના યજ્ઞમાંથી, અન્ન લાવો જઇ. ૩
આપણું નામ લેજો, ઘણું આપશે;
તમારૂં વચન તે તો, થીર કરી થાપશે. ૪
એવી હરિએ આજ્ઞા કરી, સખા સહુ પરવર્યાં;
વેદધૂની વિપ્ર કરે, આવી ત્યાં ઊભા રહ્યા. ૫
આમને અન્નસારૂં, મોહને મોકલ્યા;
કૃષ્ણ બળદેવ તે તો, જમુના ઊભલા.[૧] ૬
સાંભળી સર્વે ખીજ્યા, આમને એ નહિ ગમે;
તમે તો શૂદ્ર શાને, આવ્યા આણે સમે. ૭
હજુ દ્વિજ જમ્યા નથી, સહુ ટોળે મળી;
તમને અન્ન ક્યાંથી, જાઓ પાછા વળી. ૮
બાડવનાં વચન સુણી, ગોપ પાછા વળ્યા;
આવ્યા શ્રીકૃષ્ણ પાસે, મન રીસે બળ્યા. ૯
કૃષ્ણ કહે રીસ શાની, જ્યારે જવું જાંચવા;
સહુના શબ્દ સુણી, હૃદેમાં રાખવા. ૧૦
જાઓ ઋષિપત્ની પાસે, આપણને ઓળખે;
તે તો અન્ન આપશે સહી, નહિ રાખી શકે. ૧૧
સખો એક ચોંપે ચાલ્યો, જઇ સંભળાવિયું;
જીવણે જમુના ધાટે, અન્ન મંગાવિયું. ૧૨
આગળા ઊઠી ધાઇ, સરવે સુંદરી;
લીધાં રાજે થાળ સહુ, બહુ ભોજન ભરી. ૧૩
જુવતી જાતી જાણી, કંથ આડા ફર્યાં;
કયમ નંદ ગોવાળ સાથે, નેહ નવલો કર્યો. ૧૪

---

૧ ઊભલા—ઊભા રહ્યા.

પ્રથમ પરણી કોને, જાન આવી કહે:
વિપ્રો (તને) નહિ જતા દેઉં, અહીં ઊભી રહે ૧૫
વિપ્રને લાત મારી, એવા મોટા અમો;
એવું કુળ ઊંચું અમારૂં, તેને તજ્યો તમો. ૧૬
આગમા કહે ઊંધાપણું, ગણ્યું જોઈ દેવતણું:
પછે તે આધગ થયા, દુઃખ પામ્યા ઘણું. ૧૭
ભૃગુજીએ લાત મારી, આપણું શું થયું:
તમને ભીખ મંગાવી, હરિનું શું ગયું. ૧૮
માટે અભિમાન મૂકો, સ્વામી શરીરનું:
દરશન કરવા દીજે, મુને જદુવીરનું. ૧૯
પતિને પાસ જોઈ, પાગે પડે પ્રેમદા;
પિયુડા પાલવ મૂકો, મુને થાગે આપદા. ૨૦
માનુનીએ મન વિચાર્યું. હવે કામ કીજીએ;
પ્રભુજી પ્રાણ હમારા, તારુણીને લીજીએ. ૨૧
એમ કહી દરશ આપ્યો, પતિના હાથમાં;
તન ત્યાગ કરીને, ગઈ સખી સાથમાં. ૨૨
મરવે પહેલી પહોંચી, પ્રભુ પાસે ગઈ;
હાથે હરિને જગાડે, બીજી વિસ્મે થઈ. ૨૩
સુંદરી સરવે આવી, આપ્યું અન્ન આણીને,
નગણાં મારી નિહાળે, જીવન જાણીને. ૨૪
ભાવે ભોજન કરાવ્યું, પૂરણ પ્રીતશું
પ્રભુજી પ્રસન્ન થયા, જોઈ રસ રીતશું. ૨૫
પ્રેમદાનો પ્રેમ જોઇ, નેહ ઘણો નાથને;
અભેપદ હરિએ આપ્યું. અબળા સાથને. ૨૬
તમ પતિ તમને નમે, એ તો અમને ગમ્યું;
ચતુરા ચિત્ત તમારૂં, અમ ચરણે નમ્યું. ૨૭
એવા હરિ દયાસિંધુ, દયા કરે દાસને;
અમો તો વળગી રહ્યાં, એના વિશ્વાસને. ૨૮

સાખી.

વિશ્વાસે વળગી રહ્યાં, ઉધ્ધવ અમો નિરધાર;

એક નિમિષ નવ વિસરે, નિર્મળ નંદકુમાર ૨૯
અમો અબળાનો આધાર એ, ગોપીનર ગ્રંથે ગાય,
નિર્ભે નાતુ નેહનું, તે તોડ્યુ કેમ જાય ૩૦

## વિશ્રામ ૧૫ મો.

ઉદર એક સમે, વા'લો હતા વનમા,
શરદની રજની રૂડી, વિચાર્યું મનમા ૧
મોહને મોરલી વાઈ, અતિ આનંદમા,
વેદ ગુણ ગાન કર્યું, છગીસે છંદમા ૨
થંભ્યા જળ જુમનાકેરા, સૂકા તરુ ફૂલિયા,
ખગ મૃગ ગાન મોહ્યા, શુદ્ધ બુદ્ધ ભૂલિયા ૩
પ્રેમે પાષાણ ગળ્યા, પાણી થઈને વહ્યા,
જંગમ તે જડરૂપ, સ્થાવર ચૈતન્ય થયા ૪
એવી અલમેલે વા'લે, વાઇ જ્યારે વાંસળી,
સુન્દરી શ્રવણે સુણી, શુદ્ધ તનની ટળી ૫
ઉનટા અંગે ધર્યા, આભૂષણ ભામની,
ગતિ મતિ ભૂલી ગોપી, ગોકુળ ગામની ૬
અવળા અંબર ઓઢ્યા, ઊઠી ધાઈ ચોપગાં,
મન તો જઈને ખૂપ્યુ, સુંદરશ્યામરૂપમાં ૭
પતિ પરિવાર તજી, નારી સહુ નીસરી,
સદન સામુ ન જોયુ, કોઇએ પાછુ ફરી ૮
જુવતી જૂથ મળી, ધસમસ ધાયછે,
નેપુર કંકણકેરી, શબ્દ ધૂની થાયછે ૯
વૃંદાવન વેગે આવી, સરવે સુંદરી,
નટવર નાગર હરિ, નીહાળ્યા નેણા ભરી ૧૦
સનમુખ શીશ નામી, સહુ ઊભી રહી,
અબળા પ્રત્યે એમ, વા'લે વાણી કહી ૧૧
કહેર ક્યમ આવી નિશાએ, આવ્યા સહુ સુંદરી,
ભામની ભોવન તજી, ધાયા શુ ચિત્ત ધરી ૧૨
નિજ પતિ પૂછશે જ્યારે, કહેશો શુ કામની,

---

૩૦ નાતુ–સબંધ ૩ ખગ–પક્ષી ૭ ચોપગા–ઉતાવળમા

જુવતી જામ જુગલ, વીતી ગઇ જામની. ૧૩
પતિવ્રતા ધર્મ પાળો, પોતાનો પ્રેમદા;
મારૂં કહ્યું માનુની માનો, સુખ થાશે સદા. ૧૪
લાજ મરજાદ ન આણો, તમે કાંઇ તારુણી;
વેદમાં વાત લિખી, પ્રીત પર નરતણી. ૧૫
વાલાનાં વચન એવાં, શ્રવણે સાંભળી;
મનની ધીરજ ટળી, સહુ ધરણી ઢળી. ૧૬
ગદગદ કંઠ ગોપી, એવું મુખ ઉચરે;
વિષમાં વચન બાણે, પીડા પૂરી કરે. ૧૭
પડશે પિંડ અમારા, પ્રાણ નિશ્ચે જશે;
રસિયા રાસ રમાડો, સુખ ત્યારે થશે. ૧૮

સાખી.

વચન સુણી વ્રજનારનાં, પ્રભુજી થયા પ્રસન્ન,
રાસ રમાડું રંગમાં, તમને જુવતી જન. ૧૯
પાસે તેડી તારુણી, આપ્યાં આદર માન;
અધર મધુર ધરી મોરલી, કર્યું રસિક ગાન. ૨૦

વિશ્રામ ૬૬ મો.

રસિયે રાસ રચ્યો, રમવા રંગમાં;
વિધ વિધ વાજું ધર્યાં, વ્રજવધૂ સંગમાં. ૧
એવી અદ્ભુત લીલા, રચી ભૂતળ વિષે;
ઇંદુ આકાશ થક્યો, ચાલી તે નવ શકે. ૨
રાણી સુખસાગર માંહી, ઝીલે રસ મગન થઇ;
એટલે અભિમાન આવ્યું, અબળાને સહી. ૩
માનુનીના મનમાં હતું, તે તો જાણ્યું હરિ;
અંતરધ્યાન થયા, સંગે એક સુંદરી. ૪
ગોપી સહુ વ્યાકુળ થઇ, ન દીઠા નાથને;
અતિ દુઃખ પ્રગટ્યું હૃદે, સુંદરી સાથને. ૫
પ્રેમે દ્રુમ વેલને પૂછે, કૃષ્ણ દીઠા ક્યાંહી;

---

૧૩ જુવતી ઇ૦—હે જુવતી (સ્ત્રીઓ) જુગલ જામ (બે પહોર). જામ-
ની ઇ૦—રાત વીતી ગઇ છે. ૨ ઇંદુ—ચંદ્ર.

એવા અપાર ચરિત્ર, કર્યાં રંગ રીતશું;
એવું જોઇ હમિલા હરિ, પ્રગટ્યા પ્રીતશું. ૨૧
સુંદરી સુખ પામી, જોઈ મુખચંદને,
લોચન પ્રફુલ્લ અંબુજ, આપે આનંદને. ૨૨
વેણુ ધરી અધર ઉપર, દેદિ કળા રાગની;
પીતાંબર અંગ ધર્યાં, દીસે ઘન દામની ૨૩
મુગટ શીશ મોરીએ, સુંદર શોભા ઘણી;
કરનો કુંડળ ઝળકે, જોઇ છબી તેતણી ૨૪
એવું સ્વરૂપ સુંદર, હરિનું અભિનવું,
સુખ બહુ તે સમાનું, મુખ જાયે વરણવ્યું ૨૫
ગોપીને રાસ રમ્યો, પૂરણ પ્રીતશું.
અબળાની આશ પૂરી, એવી રંગ રીતશું ૨૬
પાયો રંગ પ્રેમ પ્રીતે, વાલે વ્રજનારને,
માટે અમે મોહી રહ્યા, નંદકુમારને.
અમારો મનિયો વાલો, વસી હૃદયે રહ્યો;
અમારા મનનો આશય, તે તો તમને કહ્યો ૨૮

સાખી.

ઉધવ આગળ ગોપીકા, કહ્યા તમ પ્રેમે તેહ,
મનસા વાચા કર્મણા, નંદાનંદશું નેહ ૨૯
તે તો જગ ન ઉતરે, ચઢ્યો ચોળનો રંગ;
નેણ બાણ શ્રીકૃષ્ણના, જેના અંગો અંગ ૩૦

વિશ્રામ ૧૭ મો.

ઉધવજી એવા હરિ, કદી કેમ વિસરે,
જીવણ જોયા વિના, પ્રાણ તો નીસરે ૧
વિજોગ રોગનથી, પીડા બહુ થાય છે,
પ્રભુ વિના પલક તે તો, કદી જુગ જાય છે. ૨
ઉધવ સંગી તમારે, દુઃખ દીધું ઘણું;

---

૨૨ અંબુજ—કમળ. ૨૪ જોઇ છબી—તે (કુંડળ)ની પ્રતિમા—આકૃતિ અભિનવું—સુંદર ૨૯ નંદાનંદ—નંદના આનંદકારી—શ્રીકૃષ્ણ ૩૦ ચોળ—ખાસ લાલ રંગનું કપડું.

પહેલાં અમે પ્રીછ્યું નહિ, પ્રભુ કોમળપણું. ૩
ઘણી ઘણી વાતો એણે, અમ સાથે કરી;
હવે મથુરા જઇને બેઠા, શિર છત્ર ધરી. ૪
અમે આહીરડાં એવાં, મન ગમે નહિ;
લાજ તો ગોકુળ(માં) આવે, એવું ચિંત્તમાં સહી. ૫
અહીં કાળી કામળી ઓઢી, દુઃખ પામ્યા હરી;
હાવે હરિ હેમવસન, ધરી સુખિયા થશે. ૬
શામળિયોજી શીદ આવે, રીસ હૃદયે હશે;
વા'લાજીને મજમાં બીજું, કોણ વહાલું હશે. ૭
એનાં માત તાત માટે, તમને મોકલ્યા;
અમને કોણ સંભારે, ગુણ ભુંડા ભલા. ૮
પે'લી બહુ પ્રીત કરી, ઘર નવ મૂકતાં;
હવે તે હેત ઉતાર્યું, ફરી નથી ઢુંકતા. ૯
એવે સમે મધુકર આવ્યો, ચતુરાને ચરણે નમ્યો;
ત્યારે તુચ્છકાર કર્યો, અલિ શાને ભમો. ૧૦
તારી વનવેલી સૂકી, મન વ્યાકુળ ફરે;
કાળો હોય કુડ ભર્યો, તેનો સંગ શું કરે. ૧૧
કાળાનો સંગ કર્યો, દુઃખ પામ્યાં ઘણું;
કાળાનું વિષ ન વળે, કારણ કાળાતણું. ૧૨
અમને અવધ કરી, કૃષ્ણ મથુરા ગયા;
મનમાં મેહેર ન આવી, દિન ઝાઝા થયા. ૧૩
ઉદ્ધવજી એટલી કહેજો, અમારી વિનતિ;
ઘણી ઘણી અરજ કરી, વળી અમારી વતી. ૧૪
તમારૂં રૂપ જોવાને. ઘણાં તલસી રહ્યાં,
ઇચ્છાએ જશ ગાઈને, ઘણાં ઘેલાં થયાં. ૧૫
શ્રવણ સુણ્યા શબ્દ, ઘણું ઘણું અદાય છે;
દરસ હરિ સેવા કરવા, અતિ અકળાય છે. ૧૬
તન મન તમને સુંપ્યું, રતાં પણ રોપીને;

૬ હેમવસન—સુવરણના દાગીના અને સારાં વસન—વસ્ત્ર અગર હે-મ જેવાં વસ્ત્ર. ૧૦ મધુકર—ભમરો. અલિ—ભમરો.

હરિ વિના આનરૂં બીજું, ગમે નહિ ગોપીને. ૧૭

## સાખી.

તમ વિન આતર ગમે નહિ, ગોપી ને ગોવિંદ;
બાથ ભરીને ભેટીઆ, હૈયે અતિ આનંદ. ૧૮
મોર મુગટ મસ્તક ધર્યો, કુંડળ ઉર વનમાળ;
અમને દરશન દીજીએ, નટવર રૂપ રસાળ. ૧૯

## વિશ્રામ ૧૮ મો.

એક વાર રજની ઘણી, નંદ નાહ્વા ગયા;
વરુણના જન હતા, તેણે પકડી ગયા. ૧
કેડે શ્રીકૃષ્ણ ગયા, છોડાવા નંદને,
વરુણે પ્રેમે પ્રીતે, પૂજ્યા ગોવિંદને. ૨
નંદજીએ નજરે દીઠું, હાવે પૂજ્યું હરિ;
પુત્ર નોય પ્રભુ એ તો, વાત નિશ્ચે કરી. ૩
પર્વતપણ ઊડયા જ્યારે, બારણે આવિયા;
મેહને માયા પ્રેરી, બાત ભૂલી ગયા. ૪
એવાં અપાર ચરિત્ર, અમે દીઠાં સહી,
માટે પ્રીત અચળ એવું, ટાળી ટળે નહિ ૫
ગોપીની પ્રેમ કથા, ઉદ્ધવે સાંભળી;
જરા અભિમાન હતું, તે તો ગયું ટળી. ૬
અહો મહાભાગ્ય ગોપી, પરમ કૃપા હરિ;
ધન ધન ધીરજ તમારી, સૌ સુંદરી. ૭
તારુણી ટેક તમારો, સર્વેનો સાર છે;
સુંદર સ્વરૂપ સાથે, નેહ નિરધાર છે. ૮
ઉધ્ધવ કહે અગળા તમો, ઘણું ગુણવાન છો;
પ્રીતે પ્રવીણ પૂરા, સહુ સાવધાન છો. ૯
પ્રેમકટાક્ષ કરી, વશ કીધા નાથને;
સદા છે પ્રસન્ન હરિ, સહુ વ્રજસાથને. ૧૦
કૃતારથ રૂપ થયો, ગોકુળ આવને;
અલૌકિક લાભ હવો, તુમ દરશન થને. ૧૧
વૃંદાવન વૃક્ષ વેલી, સહુ રસ રૂપ છે;

કારણ કોઇ ન-જાણે, કૃષ્ણ સ્વરૂપ છે. ૧૨
ઉધ્ધવ કહે આજ્ઞા આપો, સરવે સુંદરી;
મધુપુર જાવા મારે, મન ઈચ્છા ધરી. ૧૩
પછે વ્રજજન વદે, ઉદ્ધવજી આવજો;
એકવાર અલબેલાને, તેડી લાવજો. ૧૪
પછે નંદ જશોદાજીને, કર જોડી કહ્યું;
હાવે હરિ મળવા મારે, મન ચંચળ થયું. ૧૫
પછે જશોદાજી બોલ્યાં, ઉદ્ધવજી સાંભળો;
બહુ દિનથી દીઠા નથી, સંકરવણ સામળો. ૧૬
મારે મન ઈચ્છા એવી, કુંવર કેવા હશે;
જુગલ સુત જોઈશુ જ્યારે, સુખ શાતા થશે. ૧૭
એક વાર માટી ખાતાં, મુખમાં નિહાળિયું;
ત્રણ (ત્યહાં) ભોવન દેખાડયાં, અચરજ માણિયું. ૧૮
ઈંદ્ર, રવિ, ચંદ્ર, તારા, અજ ઉમયાપતિ;
નવખંડ મુખમાં દેખાડયા, એવી એની ગતિ. ૧૯
પછી પ્રણામ કરી, ઉધ્ધવજી ઉચરે;
તમારાં ભાગ્ય ભલાં, સહુ કીર્તિ કરે. ૨૦
રહ્યા જશ જુગમાં ફેલી, ચતુર્દશ લોકમાં;
ભક્ત આનંદ પામ્યા, પાપી પડયા શોકમાં. ૨૧

### સાખી.

અસુર પડયા સહુ શોકમાં, સુખ પામ્યા અતિ સંત;
પ્રાગટય પૂરણ બ્રહ્મનું, ભક્તવચ્છલ ભગવંત. ૨૨
ભોમી ભાર ઉતારવા, દુષ્ટતણે શિર કાળ;
સુખદાઈ સદા સંતને, પ્રભુ પૂરણ પ્રેમ દયાળ. ૨૩

### વિશ્રામ ૧૯ મો.

ઉધ્ધવે આજ્ઞા માગી, ઊઠયા આનંદમાં;
જઇ નિજ રથે બેઠા, મન ગોવિંદમાં. ૧
ઉધ્ધવને અબળા સહુ, કરે આધીનતી;
વા'લાજી વિનય કરી, કરજો ઘણી વિનતિ. ૨

૨૨ પ્રાગટય—પ્રગટ થયું. ૨ આધીનતી—આધીનતા—નમ્રપણું.

વિવેકી જ્ઞાની તમે, પાત્ર સુશાંત છો;
તમારો મહિમા મોટો, શિરોમણિ સંત છો. ૩
તમારાં દરશનથકી, દુષ્કૃત સહુ ટળે;
તમારી કૃપા જ્યોગે, કૃષ્ણ તેને મળે ૪
ઉધ્ધવ કહે અબળા તમે, આનંદ સ્વરૂપ છો;
ત્રિલોકમાં તારણી તમે, પ્રેમ અનુપ છો. ૫
મગ્નમન ઉધ્ધવ વદે, નહિ ભાન દેહને;
ધન્ય ધન્ય દ્રુમ વેલી, કૃપા પામી એહને. ૬
ગોપીની ચરણ રેણુ, ઊડી અડે અંગને,
તેને કૃતારથ કહિયે, પામે સતસંગને ૭
ઉધ્ધવે શીશ નમાવ્યું, ગોકુળ ગામને,
હરિનું રમણ જાણી, નમ્યા તે ઠામને ૮
પછી પોતે પંથ પળ્યા, હૃદયે રંગ છાય છે,
યશોદા સજની જોતા, આનંદિત થાય છે ૯
ઉધ્ધવજી ઉલટ ભર્યાં, મધુપુર આવિયા;
જઈ હરિ ચરણ નમ્યા, ભીતર ભાવિયા ૧૦
ગોપીની પ્રેમ કથા, સહુ માંડી કહી;
ધન્ય ધન્ય જુવતીજન, રસમાં છકી રહી. ૧૧
જશ વ્રજજુવતીકેરો, જીભ્યાએ શું કહું,
મંદમતિ મારી મારે, મહિમા નવ લહું. ૧૨
એવી કૃપા કરશો ક્યારે, મુજપર નાથજી;
અખંડ એવી વૃત્તિ, સદા તમ સાથજી. ૧૩
કૃષ્ણ વિના બીજું ન આવે, એવી દશા એહની;
સમોવડ કુણ કરે, રીતો રમ પ્રેમની. ૧૪

સાખી.

સમોવડ કોણ કરે એહની, એવી એ વ્રજનાર;
એક ટેક શ્રીકૃષ્ણ સાથે, પ્રેમ પ્રીત અપાર. ૧૫
હરિ વિજોગે શરીર સુકે, પુષ્ટ થાયે પ્રભુ જોઈ;
દરશન આપો દીનને, રહ્યા ચરણ ચિત્ત પ્રોઈ. ૧૬

## વિશ્રામ ૨૦ મો.

પછી શ્રીકૃષ્ણ કહે, જથારથ જાણુજો;
ઉધ્ધવજી વચન આમારૂં, સત્ય પ્રમાણુજો. ૧
મારૂં નિજ સ્વરૂપ તે તો, વૃંદાવનમાં ફરે;
વ્રજ વિહાર લીલા, નિત્ય નવલી કરે. ૨
વૃંદાવન અખે ભોમી, અખંડ વિલાસ છે;
અખંડ અબળા સહુ, અખંડ રાસ છે. ૩
સદા સુખસાગર શોભા, નિત્ય વૃંદાવનમાં;
નિત્ય નિત્ય કેલિ કરે, અધિક આનંદમાં. ૪
ગોપી મન મારે વિષે, ગોપી વિષે હું રહ્યો;
ઉદ્ધવની ભ્રાંતિ ભાગી, ઉત્તર કૃષ્ણે કહ્યો. ૫
એવી શ્રીકૃષ્ણલીલા, કોઈ જન સાંભળે;
અનન્ય ભક્તિ આવે, સંશે સરવે ટળે. ૬
જ્યારે હરિભક્તિ આવે, પ્રગટે પ્રેમ દશા;
ત્યારે શ્રીકૃષ્ણ કેવળ, તેને હૃદયે વસ્યા. ૭
વસે હરિ હૃદયે તેને, ગોપી સંવાદથી;
કર જોડી પ્રીતમ કહે, ગુરૂ પ્રસાદથી. ૮
હરિની અપાર લીલા, અગમ અગાધ ગતિ;
પીતાનો પ્રેમ થયો, ગુરૂ પ્રસાદથી. ૯
હરિ ગુરૂ સંતતણી, શુભ કૃપાએ કરી;
સ્નેહ સરસગીતા, આનંદે ઉચરી. ૧૦
ઠાકોર કુંજવિહારી, પ્રસિદ્ધ પ્રકાશ છે;
સધિસર માંહે સદા, આનંદ વિલાસ છે. ૧૧
તેમને ચરણે રહી, કથા કહી પ્રીતશું;
સાધુને સંગે મળી, ગાઈ રસ રીતશું. ૧૨
સંવત અઢાર વિષે, વીશી છે વિષ્ણુની;
એકત્રીસ આષાડ સુદી, લીલા કહી કૃષ્ણની. ૧૩

---

૩ અખે–અક્ષય. ૪ કેલિ–રમત. ૯ અગમ અગાધ–જાણી માપી ન શકાય એવી. ૧૧ સધિસર–આણંદની પાસે એક ગામ છે. ૧૩ સંવત ૪૦—સંવત ૧૮૪૧ અને વિષ્ણુની વીશી.

તૃતીયા ચદ્રવારે, કથા પૂરી થઈ,
નમીને પ્રિય અતિ, ગતિ રસ ગુણ મઇ ૧૪
પતિતને પાવન કરે, એવા ગુણગ્રામ છે,
ચોપાઇ એ ચાર નવ, વીશ વિશ્રામ છે ૧૫
શીખે ગાય સાંભળે ભાવે, ભાગ્ય તેહના,
તેને હરિ કરૂણા કરે, ટળે દુ:ખ દેહના ૧૬

## સાખી

હરિગુણ ગાતા હેતશુ, ઉધર્યા અધમ અનેક,
પ્રીતમ પલક ન છાંડિયે, હરિ કીર્તનની ટેક ૧૭
તિલક છાપ તુલસી અંગે, મુખે ગોવિંદ ગુણ ગાય,
પ્રીતમ પ્રાણી પતિત જે, પ્રેમ પુનિત તે થાય ૧૮

સમાપ્ત

---

૧૪ ચદ્રવાર—સોમવાર

# ब्रह्मानो गरबो.

જ્યારે જોગી શાર વાધ્યો ઘણો, ત્યારે ગઈ જોગી બ્રહ્મા પાસ જો;
પોઢયાતા પ્રભુ ક્ષીર સમુદ્રમાં, ત્યાં જઈ આરાધ્યા અવિનાશ જો.
બ્રહ્માએ ભજન કર્યું ભગવાનનું. ૧
જાગો જાગો જગન્નાથજી, દુનિયા બહુ પામેછે ત્રાસ જો;
કાપો કષ્ટ અમારૂં કમળાપતિ, ઊભા અમર કહે અવિનાશ જો. બ્રહ્મા૦ ૨
ગગનગિરિ હરિ એણી પેર ઉચર્યા, સુણો સહુ અમર મારી વાત જો;
હું અવતાર લઇશ યદુકુળમાં, વસુદેવ પિતા દેવકી માત જો. બ્રહ્મા૦ ૩
ગોકુળ લીલા મારે કરવી છે, મુજને વહાલો વ્રજનો સાથ જો;
ચતુરાનન ચિંતા કરશો નહિ, એવું બોલ્યા લક્ષ્મીનાથ જો. બ્રહ્મા૦ ૪
દેવકી પરણાવ્યાં વસુદેવને, કંસે આપ્યું કન્યાદાન જો;
દાન માન કરી સહુ સંતોષ્યા, પ્રેમે વહેંચ્યાં શ્રીફળ પાન જો. બ્રહ્મા૦ ૫
વીર વળાવા આવ્યો બેનને, એવે થઈ વાણી આકાશ જો;
એનો અષ્ટમો ગર્ભ તુને મારશે, તેનો રાખે દૃઢ વિશ્વાસ જો. બ્રહ્મા૦ ૬
સુણતાં કોપ ચઢયો ત્યાં કંસને, વસુદેવ સમજાવે બહુ વાર જો;
સ્ત્રી બાળ બેનને હણે, તેના પાપતણો નહિ પાર જો. બ્રહ્મા૦ ૭
પુત્ર થશે તે આણી આપશું, મન ગોઠે તે કરજો ભૂપ જો;
થોડાશા જીવ્યાને કારણે, ન હણીશ અબળા બાળ સ્વરૂપ જો. બ્રહ્મા૦ ૮
કીર્તિમાન કુંવર પહેલો થયો, વસુદેવ લાવ્યા કંસની પાસ જો;
જોઇને દયા કંસને ઉપની, હૃદયે આવ્યો દૃઢ વિશ્વાસ જો. બ્રહ્મા૦ ૯
એનો અષ્ટમો ગર્ભ આણીને આપજો, બીજાં બાળ હણે શું થાય જો;
એટલે નારદજી ત્યાં આવીઆ, કેમ તું બેઠી રહ્યો છું રાય જો. બ્રહ્મા૦ ૧૦
કંસે માંડીને કહી વારતા, નારદ કહે સાંભળો ભૂપાળ જો;
જ્યાં ગણીએ ત્યાંથી થાય અષ્ટમો, એમ જાણ તારો કાળ જો. બ્રહ્મા૦ ૧૧
આ જાદવ અમર સહુ અવતર્યા, દેવી ઉદર વિષ્ણુનો અવતાર જો;
એટલું કહી નારદજી ઊઠયા, કંસને ક્રોધ ચઢયો તેણી વાર જો. બ્રહ્મા૦ ૧૨
વસુદેવ દેવકી કારાગૃહે નાખિયાં, બીડી ભુંગળ સાંકળ દ્વાર જો;

---

૨ કમળા પતિ—લક્ષ્મીપતિ—વિષ્ણુ. ૩ ગગન હ૦—આકાશ રૂપ અને ગિરિ આદિ રૂપ વિષ્ણુ એવી રીતે બોલ્યા.

ઉપર ચોકી મૂકી ચોગરી, રખે કોઇ આગળ રહેતા વગાર જો બ્રહ્મા૦ ૧૩
ગેકશ રહેજો ચિત્તમા ચેતીને, બાળક જન્મે મજો જાગુ જો,
કાર કરીને બેઠો આસને, ગત નિમ જપે નહિ પ્રાણ જો બ્રહ્મા૦ ૧૪
પાપી લાગ્યો મહુને પાડવા, કમે ગાડ્યો મહાકલેશ જો,
બાપડા જાત જ્યા રહ્યા થઈ જઇ, ગયા જઈ દેશ વિદેશ જો બ્રહ્મા૦ ૧૫
જે જન્મે તે આપે આણીને, બાળક માર્યા છે બે ચાર જો,
માતમો ગર્ભ થયો ત્યા ગોકુળ, દેવતા પામ્યા હરખ અપાર જો, બ્રહ્મા૦ ૧૬
હરિએ હુકમ કર્યો નિજ માયાને, વેગે કરજો એક વિચાર જો,
ગર્ભ આકર્ષણ કરી લઇ મૂકજો, રોહિણીજીના ઉદર મોઝાર જો બ્રહ્મા૦ ૧૭
આઠમે આપે નાથ પધારીઆ, સુર સહુ પામ્યા હરખ અપાર જો,
પુષ્પની વૃષ્ટિ કરે સહુ દેવતા, જે જે બોલે ગગન મોઝાર જો બ્રહ્મા૦ ૧૮
શ્રાવણ વદી અતિ ઉત્તમ અષ્ટમી, અભિજીત રોહિણી બુધવાર જો,
લગન જોગ મુહૂર્ત્ત શુભ તે ઘડી, અર્ધનિશાએ હરિ અવતાર જો બ્રહ્મા૦ ૧૯
દરશન દીધુ દેવકી વસુદેવને, દેવના પામ્યા અતિ આનંદ જો,
સુખડુ જોતા દુખડું સહુ ટળ્યુ, ટળ્યા મોહ માયાના ફંદ જો બ્રહ્મા૦ ૨૦
કીરટ મુગટ કુંડળ હીરે જડયા, કોટે કૌસ્તુભમણિના હાર જો,
પીત વસન તન દામની, ગદા આયુધ ભુજા ચાર જો બ્રહ્મા૦ ૨૧
ચરણકમળ સેવે સિંધુસુતા, પદરજ વંદે અજ ઉમયા ભર્તાર જો,
મંદ મંદ હાસ્યે હરિ બોલિયા, તમો તપ કીધુ હશે બાર હજાર જો બ્રહ્મા૦ ૨૨
તપ કરી મુજ પાસે વર માગિયો, તે અર્થે લીધો અવતાર જો,
હાને રખે મનમાં ભો રાખતા, થોડે દિવસે ગાળશે મારી ધાર જો બ્રહ્મા૦ ૨૩
જોડળ લઈ ચાલો ચૂપે કરી, નંદ જશોદાને દ્વાર જો;
મુજ બદલે માયાને લાવજો, એમા કોઈ ન જાણે નિરધાર જો બ્રહ્મા૦ ૨૪
એમ કહી હરિ સૂક્ષ્મરૂપે થયા, જેનો કોઈ ન પ્રીછે પાર જો,
લેઈ સાહ્યા વેગે વસુદેવજી, ભાગી ભુંગળ ઉઘડયા દ્વાર જો બ્રહ્મા૦ ૨૫
સહુ પર નાખી માયા મોહની, નિદ્રાવશ ઘોરે સંસાર જો,
રવિતનયાની તીરે આવિયા, વસુદેવે પ્રેમે ઉતાર્યા પાર જો બ્રહ્મા૦ ૨૬

---

૨૧ કીરટ કુ૦—કીરિટ મુગટ દામની—વિજળી ૨૨ સિંધુસુતા—લક્ષ્મી, બાર હજાર—અનંત કે ઘણુ અથવા વર્ષનો અધ્યાહાર લઈએ તો બારહજાર વર્ષ ૨૬ ઘોર—(મહાનિદ્રામા) ઊંઘે રવિતનયા—જમુનાજી

ચંદ્રે આવી અજવાળું કર્યું, ઇંદ્રે કીધી અમૃતધાર જો;
માયાએ આવીને ઓપ્યો કર્યો, તે દિન બાવન ને વરસ અગિયાર જો. પ્રહ્લા૦ ૨૭
ગોવિંદ ગોકુળમાં પધારિયા, આવ્યા નંદજીને ઘેર જો;
જશોદાજીની સજનીએ સુંપ્યા શામળો, તેની કોઈ ના પ્રીછે પેર જો. પ્રહ્લા૦ ૨૮
સુત મૂકીને લીધી સુતા, ત્યાં વેગે આવ્યા વસુદેવ જો;
આવ્યા તેમ પાછે પગલે ગયા, મધુપુર જઇ પહોંચ્યા તતખેવ જો. પ્રહ્લા૦ ૨૯
જે જેમ હતું તે તેમ થઈ રહ્યું, એટલે પ્રગટ્યો પ્રાતઃકાળ જો;
જ્યારે રોવા લાગી બાળકી, ત્યારે જાગ્યા સહુ રખવાળ જો. પ્રહ્લા૦ ૩૦
ચૂપે જાણ કર્યું જઇ કંસને, જેને જીવ્યાનું છે મન જો;
ઊઠીને આવ્યો ત્યાં ઉતાવળો, કન્યા દીઠી રૂપ રતન જો. પ્રહ્લા૦ ૩૧
કુલાહલ કરે ત્યાં દેવકી, હવે રહેવાદે એટલું બાળ જો;
જોરે ઝૂંટી લીધી હાથથી, પટકી શલ્યા ઉપર તતકાળ જો. પ્રહ્લા૦ ૩૨
દેવી ઊડી આકાશમાં, ગગને જઇને બોલી વાણ જો;
મુજને શું મારેછે મૂરખા, તારો વેરી વ્રજમાં જાણ જો. પ્રહ્લા૦ ૩૩
કંસે કરવા માંડી શોચના, હૃદયે લાગ્યું દુઃખ અથાગ જો;
ગોકુળમાં ગોવિંદે લીલા કરી, ઉછર્યા નંદરાયને ઘેર જો. પ્રહ્લા૦ ૩૪
પુત્ર વધાઈ આપે નંદને, હીરા હેમ વસ્ત્ર શણગાર જો;
ઘેર ઘેરથી આવે સહુ ગોપિકા, પ્રગટ્યો હૃદયે પ્રેમ અપાર જો. પ્રહ્લા૦ ૩૫
ચતુરા ચોક પૂરાવે મોતીએ, નવરંગ તોરણ બાંધ્યાં દ્વાર જો;
કેસર કુંકુમ છડા દેવરાવિયા, મંગળ ગાન કરે વ્રજની નાર જો. પ્રહ્લા૦ ૩૬
દધિ કાદવ કીધો નંદ આંગણે, નાચે ગોવાળ કરે રમ રંગ જો;
શોભા સાગર સુંદર શામળો, અંગોઅંગ વાધ્યો કોટિ રંગ જો. પ્રહ્લા૦ ૩૭
સુવર્ણે ફૂલે વ્રજ ફૂલી રહ્યો, ઘેર ઘેર આનંદ ગીત વધાઈ જો;
જ્યાં ત્યાં ધન ધરતીમાં ઉગટે, ભોમી રતન મણિમય છાઇ જો. પ્રહ્લા૦ ૩૮
ગંગા આદિ તીરથ વ્રજમાં વસ્યાં, શંકર આદે સર્વે દેવ જો;
આવી અચળ વસ્યા ત્યાં ઇંદ્ર, કરવા નિજ પતિની સેવ જો. પ્રહ્લા૦ ૩૯
બાળચરિત્ર કરે બહુ રીતશું, નિત્ય નિત્ય નૌતમ નંદકિશોર જો;
સુનાં ધામ જોઇ હરિ સંચરે, માગ ધરાવ્યું માખણચોર જો. પ્રહ્લા૦ ૪૦
કંસે મોકલી મારીપૂતના, લીધું લક્ષ્મી જેવું રૂપ જો;

---

૩૧ ચૂપે—ગુપકીથી—છાનામાના. ૩૮ ઉગટે—ઉભરે—નીકળે.

મેર હગાહગ સ્તાપર ચોપડી, હણુતી બાળકચંદ્ર અનુપ જો બ્રહ્મા૦ ૪૧
જોતી આવી જશોદાને આગળે મ્હે દેખીએ તમારો બાળ જો,
જશોદા ગૃહે કારજ કરતા હતા, પારણે પોઢ્યા સાનગોપાળ જો બ્રહ્મા૦ ૪૨
લઈ ધવરાવા લાગી બાળને, ધાનના શોષી લીધા પ્રાણ જો,
પાડી ચીસ પડી પૃથ્વી વિષે, એવી પેર નિશ્ચે કીધી નાશ જો બ્રહ્મા૦ ૪૩
ગ્હી લુણ ઉતારે જશોમતિ, આ તે આ જો શું કહેવાય જો,
કશું એને દીઠતા આવડતું નથી પડે ગડે ને ઊભો થાય જો બ્રહ્મા૦ ૪૪
લાખ ઓળભા લાવે લોકના, દોડે ઢોળે મહીના માટ જો,
જમળાઅર્જુન સુત કુબેરના, ઉધરી ગયા સ્વર્ગની વાટ જો બ્રહ્મા૦ ૪૫
જશોદા મોતીહાર પરોવતા હતા, લીધા મુટ્ઠિ ભરી મોરાર જો,
મોતાફળ ઉગેર્યાં ઝાડના, આપ્યો વ્રજજુવતીને શણગાર જો બ્રહ્મા૦ ૪૬
અઘ બક ધેનુક વચ્છાસુર આવીઆ શંખચૂડ કેશિ વૃષભાસ જો,
હરિએ ગણ્યા ગજગતા તેહને, આપ્યો આપ ચરણનો નિવાસ જો બ્રહ્મા૦ ૪૭
જળ જમુનાથી કાળી નાગ કાઢીગો, નાથે નિર્મળ કીધું નીર જો,
જુવતી જળ જમુનામાં ઝીલતા, કદમે ચઢીને ચોર્યાં ચીર જો બ્રહ્મા૦ ૪૮
સૌ પ્રણામ સૂરજને કરાવ્યા, દોષ નિવાર્યા શ્યામશરીર જો,
વરુણને ઘેરથી નંદને છોડાવિયા, વૈકુંઠ વશિયું જમુના તીર જો બ્રહ્મા૦ ૪૯
ઇંદ્રે કોપ કર્યો વ્રજ ઉપરે, ત્યારે ધરિયો ગોવર્ધન જો,
હાથે છાત્રો છબિનાજીએ કરી, બચાવ્યા વ્રજના જન જો બ્રહ્મા૦ ૫૦
રસિયે રંગે રાસ રમાડિયો, વેણુ વગાડી તેડ્યા વન જો,
તારુણી કેરો તાપ નીવારીગો, સુખડું આપ્યું જુગજીવન જો બ્રહ્મા૦ ૫૧
વ્રજની લીલા કેણ શકે વર્ણવી, નામ લે કોટિ શારદા શેષ જો,
નિગમ નિરંતર જેને ગાયછે, તેનો પાર ન પામે લેશ જો બ્રહ્મા૦ ૫૨
એવે નારદ મુનિ આવિયા, પ્રભુને કહી શકે તે વાત જો,
હાવે કારજ કરવા છે ઘણા, હજુ કેમ બેશી રહ્યા છો નાથ જો બ્રહ્મા૦ ૫૩
પાપી પરિયટને ઉધારવો, કરવું ગણીનું કલ્યાણ જો,
કુંજકેર ચહાલ લેવુંછે, લેવા પાપી કંસના પ્રાણ જો બ્રહ્મા૦ ૫૪

---

૪૫ ઓળભા—ટંટા-તકરારો—ફરિયાદીઓ ૪૭ અઘ—અઘાસુર બક—બગાસુર ધેનુક—ધેનુકાસુર વૃષભાસ-વૃષભાસુર એ નામના અસુરો કંસે મોકલ્યા હતા તેને કૃષ્ણે વ્રજમા માર્યાં છે ૫૪ પરિયટ—ધોબી

વસુદેવ દેવકીનાં બંધન છોડાવવાં, વિદ્યા ભણવી સંદિપદ્વાર જો;
જોરે જરાસંધને જીતવો, કરવી કાળયવનની પેર જો. બ્રહ્મા૦ ૫૫

દરિઆમાં રચવી દ્વારકા, શોભે સકળ શિરોમણિ સાર જો;
સોળ સહસ્ર શત આઠને પરણવી, કરવો છે પાંડવનો પોબાર જો. બ્રહ્મા૦ ૫૬

એટલું કહીને નારદજી ઊઠ્યા, પોહોચ્યા બ્રહ્મલોક નીરધાર જો;
કંસે અક્રૂર મોકલ્યા તેડવા, આવ્યા નંદરાયને દ્વાર જો. બ્રહ્મા૦ ૫૭.

કંસે તમ સુત સહિત તેડાવિયા, લીધું ધનુષ્યજાગનું નામ જો;
પછે કાંય ગમતું ગોવિંદનું થશે, કંસને ગળવાનું છે કામ જો. બ્રહ્મા૦ ૫૮

નંદની આથે ગોપ ગોવાળા, રથમાં બેઠા કેશવ રામ જો;
રથ ઝાલીને રાધાજી રહ્યાં, નહિં જવા દેઉં સુંદરશામ જો. બ્રહ્મા૦ ૫૯.
વીંટીવળી સર્વે સુંદરી, જેને સાચો અધિક સ્નેહ જો;
પ્રાણ અમારા સાથે ચાલશે, અમને ગળે ક્યાં સંદેહ જો. બ્રહ્મા૦ ૬૦

પ્રેમે ગોષ્ટિ કરી સહુને સમજાવ્યાં, ચાલ્યાં કઠણ કરીને મન જો;
અક્રૂર જમુનામાં ના'વા ગયા, જળમાં દીઠા જુગજીવન જો. બ્રહ્મા૦ ૬૧

પ્રથમ પરિયટની પૂજા લીધી, સર્વે શણગાર્યા ગોવાળ જો;
માળીએ માળાઓ પુષ્પ ચઢાવિયાં, મુક્તિ આપી દીનદયાળ જો. બ્રહ્મા૦ ૬૨

કુબ્જાકેરૂં ચંદન લીધું છે, કીધું કમળા જેવું રૂપ જો;
ધનુષ્ ભાગતાં યોદ્ધા બહુ હણ્યા, ત્યારે બે પામ્યોછે ભૂપ જો. બ્રહ્મા૦ ૬૩

કુંજર કુવલયાપીડ પછાડીઓ, માર્યા ચાણુર મુષ્ટિક મલ્લ જો;
આવી રાજસભામાં ઊભા રહ્યા, પટક્યો કંસ કેશ ગ્રહી શલ્ય જો. બ્રહ્મા૦ ૬૪

માત તાતનાં બંધન છોડવિયાં, જઈને પ્રેમે લાગ્યા પાય જો;
પુરવાશી પાવન સર્વે કર્યાં, ઘેર ઘેર આનંદ ઓચ્છવ થાય જો. બ્રહ્મા૦ ૬૫
લૌકિક વિદ્યા ભણ્યા સદિપની, આણી આપ્યો તત્કાળ બાળ જો;
જોરે જરાસંધને જીતીઓ, કીધો કાળયવનનો કાળ જો. બ્રહ્મા૦ ૬૬

દરિયાતીરે વાસી દ્વારકા, પરણ્યા સોળ સહસ્ર શત આઠ જો,
પ્રેમે પાર્થનો રથ હાંકિયો, ડાટ્યો મહાભારથનો ઠાઠ જો બ્રહ્મા૦ ૬૭

એણી પેરે ભોમી ભાર ઉતારીઓ, લીલા કીધી અનંત અપાર જો;
પ્રીતમ સરખા પતીત ઉદ્ધારિયા, એવા અશરણ શરણ મોઝાર જો. બ્રહ્મા૦ ૬૮

મહિમા મોટો શ્રીજનરાયનો, સંધેસરમાં સદા વાસ જો;
ગરબો ગાય સાંભળશે ને શીખશે, તે પ્રાણી પામે વૈકુંઠ વાસ જો. બ્રહ્મા૦ ૬૯

---

૫૬ પાંડવનો પોબાર—પાંડવની જીતનો ડંકો. ૫૯ નંદની આથે—નંદ આદિક ૬૪ શલ્ય-શિલા સાથે. ૬૬ લૌકિક-લોક રૂઢીમાં ચાલતી. ૬૮ અશરણશરણ મોઝાર-અશરણના શરણમાં. ૬૯ જનરાય-પ્રીતમના સ્વામી—ગુરૂનું નામ.

પશુનું પાપ કશું જદુવીર, ન પામે ઘાસ દાણા ને નીર. ૧૧
મરે વણુ ખુટે સ્ત્રીને બાળ, અનીતિ એવી કરેછે કાળ;
પરમારથ પુણ્ય ગયું પરમેશ, દયા કંઇ દીસે નહિ લવલેશ. ૧૨
રાજા અપરાધી થયા ઘણું ચોર, લુંટીઆ લોક પ્રભુ ચૌ ઓર;
નહિ કોઇ રક્ષાનો કરનાર,થયા ધન ઓતણા હરનાર. ૧૩
ક્ષત્રી થઈ વાળવા લાગ્યા ગાય, તેને તે મ્લેચ્છ મૂકાવા ધાય.
ઉત્તમ મધ્યમ કરેછે કામ, બેઠાં કળી થાણાં સામો હામ.. ૧૪
ઉઘાડી આંખ જુઓ જુગદીશ, રાખો નિજ ધર્મ તમારો ઈશ;
પ્રભુ બિરદ નોધારા આધાર, અશરણશરણ તમે છો મુરાર. ૧૫
હવે હરિ લાજ તમારે હાથ, જુવો નહિ કાંઈ તેને તમો નાથ;
પાંચાળી જ્યારે કર્યો પુકાર, પ્રભુ ચીર પૂર્યાં ન લાગી વાર. ૧૬
ધાયા સુણી અગરતવાણી અવાજ, છોડાવ્યો ઝુડથકી ગજરાજ;
જ્યારે કાંઈ ઇંદ્રે કર્યો બહુ કોપ, આવ્યા તારે શરણે સૌ વ્રજગોપ. ૧૭
રાખ્યાં ગો ગોપી ગોપ સમસ્ત, ધર્યો તમે ગિરિ પોતાને હસ્ત;
હરી એકવીશ શત સોળહજાર, નરકાસુર મારી મૂકાવી નાર. ૧૮
પીડાયો પ્રલ્હાદ પોતાનો દાસ, કર્યો લક્ષ્મીવર લફંડ વાસ;
ધર્યું ત્યાં નાથ નરહરિરૂપ, હણ્યો હિરણ્યાકશિપુ દાનવ ભૂપ. ૧૯
દેવનો દેવ કલ્પનો કાળ, સદા છે સેવકનો પ્રતિપાળ;
મીરાંનું ઝેર પીધું જદુવીર, ભર્યું એક દાસતણે ઘેર નીર. ૨૦
એવાં કંઇ કારજ કોટિ હજાર, કહેતાં શેષનાગ ન પામે પાર;
વિરંચિ શંકર શારદા ગાય, વખાણે વેદ કળ્યો ન જાય. ૨૧
એની કળ કુંચી ન જાણે કોય, એને સેવે તે એ જેવો હોય;
એનું મદસૂદન એવું નામ, ચઢ્યો મદ રાખે નહિ સે રામ. ૨૨
એની એક દૃષ્ટિમાં સૃષ્ટિ થાય, મીચે પળ ત્યારે પ્રલ્લે કહેવાય;
એને કહીં પુણ્ય કે પાપ ન લાગે, કેની ચતુરાઇ ચાલે ન એ આગે.. ૨૩
એને નહિ હર્ષ ન શોક લગાર, એને નહિ માયા મોહ સંસાર;
એથી કોઇ બીજો નહિ બળવંત, એથી કોઇ મોટો નહિ શ્રીમંત. ૨૪
એથી કોઈ નહિ જુગમાં દયાળ, એથી કોઇ વાંકો નહિ વિકાળ;
છું તો બહુ કોમળ કુસુમ સમાન, વજ્રથી વજ્ર પ્રભો ભગવાન. ૨૫

૧૩ ચૌ ઓર—ચારે તરફ.

ચરણુની રેણુ ચડાવું શીશ, જોડી પાણ નમું હું જગદીશ;
સંવત અઢાર સુડતાળીસ સાર, ભાદરવો ચતુર્દશી બુધવાર. ૫૫
સ્વામી જનરાજ સમીસર નામ, કહે જન પ્રીતમ પ્રેમ પ્રકાશ;
શીખે ગાય સાંભળે આણી સ્નેહ, હેતે પ્રાણી પામે પ્રેમપદ તેહ. ૫૬

---

## પદ.

### પદ ૧ લું

તન રેંટુડો, સતગુરૂ શબ્દે સુતર ફરવા લાગ્યો;
ચઢ ચોર મણી, હરિ રમાળો ફિરવો મોંઘો લાગ્યો. ટેક.
શુભ કર્મ કાષ્ટ રેંટિયો કીધો, તે તો સુઘડ સુતારે ઘડી દીધો;
સુંદર માનનીએ માગીને લીધો, રે તન રેંટુડો૦ ૧
પથરની પાંખડીઓ ભારા, પાંસળીઓ તોરણીઆ ચારા;
ચિત ચમળ ચમરખે રંગ ન્યારા, રે તન રેંટુડો૦ ૨
મન માંકડી તે મોકળ કરિયે, આ ઘર મેલીને પરઘર નવ ફરિયે;
એક ધ્યાન ધણી રે ટેક ધરિયે, રે તન રેંટુડો૦ ૩
તે ભણે ચૈતન્ય માળ ફરે, પરાત્પર પૂણી પ્રાણ ભરે;
ત્રવેણી ત્રાક તાર બારે, તન રેંટુડો૦ ૪
એને અંતઃકરણ ફીટાણી પ્રોઇએ, એને આત્મ જાણું ચિત્ર જોઇએ,
દશ કામણીઓ સુંદર મોહીએ, તન રેંટુડો૦ ૫
ગુણવંતી નારી કમાય ઘણું, જેને બળ હોય હરિ ગુરૂ સંત તણું;
તેને સેંજે આવે શિળપણું, રે તન રેંટુડો૦ ૬
કહે પ્રીતમ પ્રગટે પૂરણ દશા, રસિયોજી આવીને રુદિયામાં વશ્યા;
તેના જન્મ મરણના સંશે રે ખશ્યા, તન રેંટુડો૦ ૭

### પદ ૨ જું.

તમે હરિ બોલો, મિથ્યા ભાષણ મુખથી મૂકી દીજે;
ચિંતવો હરિરૂપ, શું કરવાને ચિંતવન બીજું કીજે. ટેક.
બીજી લવરીમાં શો લાભ જડે, બહુ બોલ્યાથી અપરાધ પડે;
હરિયશ કરીએ, મન વાણીવડે રે, તમે હરિ બોલો૦ ૧
હરિ નામ વિના વંઝ વાણી, બીજી રમની કાગતણી કાંણી;
કોઇ રખે રહેના ભરમાં આણી, રે તમે હરિ બોલો૦ ૨
વાણીમાં વેર ઘણું વાધે, વાણીથી સ્નેહપણું સાધે;

વાણી છોડાવે ને વાણી બાંધે, રે તમે હરિ બોલો૦ ૩
મારે વચન વિચારી જે બોલે, નહિ નરમાં કોઈ તેને તોલે;
તેના બોલ્યાથી બંધન ખોલે, રે તમે હરિ બોલો૦ ૪
કહે પ્રીતમ ધન્ય તે પુરૂષ કહિયે, જેને શુદ્ધ વિચાર વસે હઇયે;
તેને ચરણે ચિત્ત આરોપી રહીએ, રે તમે હરિ બોલો૦ ૫

પદ ૩ જું.

ભક્તિ એવી રે ભાઇ એવી, તરસ્યાને પાણી રે જેવી;
ભક્તિ જુગમાં કરે નર સોઈ, જાકે ધડપર શીશ ન હોઇ. ભક્તિ૦ ૧
એક ચોર તે ચોરી કરે છે, ઘર પૂઠળ ફેરા ફરે છે;
તેને પારકુ ધનજ હરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦ ૨
એક શૂરો તે રણમાં લડે છે, ધડ જાતે ન પાછો ફરે છે;
એને સન્મુખ પગલું રે ભરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦ ૩
એક ગુણકા તે ગાન કરે છે, તે તો સોળે શણગાર ધરે છે;
એને પારકુ મનજ હરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦ ૪
એક સતી રે શણગાર કરેછે, તે તો અગ્નિમાં અંગ ધરેછે;
એને અગનથકી નવ ડરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦ ૫
એક છીપ સાગરમાં રે રે'છે, તે તો ખારૂં નીર તજેછે;
(તેને) એક સ્વાતિ બુંદ મન કરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦ ૬
કહે પ્રીતમ સંત સ્નેહી, જેણે ધરી રે મનુષા દેહી;
તેણે અભિમાન પરહરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦ ૭

પદ ૪ થું રાગ ધોળ.

ધન્ય આજની ઘડી, સંત પધાર્યા પ્રેમે પાવન કીધાં;
મારા વા'લાજી દયા કરીને, અમને દરશન દીધાં. ટેક.
હરે હરિજન તે હરિ સરખા હેલિ, તેને મળીએ મરજાદા મે'લી;
થાય અરસ પરસ આનંદ હેલી, ધન્ય આજની ઘડી૦ ૧
સંત સન્મુખ સુકૃત છે રે ઘણું, જેને ડગલે ડગલે ફળ યજ્ઞ તણું;
હરે સંત સેવ્યાનું શું મુખે રે ભણું, ધન્ય આજની ઘડી૦ ૨
હરે એને ભેટતાં ભવદુઃખ દૂર પળે, પરમાત્મા પૂરણ બ્રહ્મ મળે;
એના જન્મ મરણના તાપ ટળે, ધન્ય આજની ઘડી૦ ૩
ગંગોદક તીરથ ચરણ વિષે, એની કીર્તિ સ્મૃતિ સીધી લખે;

કરે એનો મહિમા કહે મહારાજ મુખે, ધન્ય આજની ઘડી૦ ૪
વૈકુંઠપતિને અતિ પ્યારા, અધ ક્ષણ નહિ હરિસે ન્યારા;
રસ શક્તિ મુક્તિના જાણનહારા, ધન્ય આજની ઘડી૦ ૫
પુણ્ય પ્રગટ્યુ પૂર્વે જન્મતણુ, જેને હરિજન સાથે હેત ઘણું;
કહે પ્રીતમ એનું ભાગ્ય ભળ્યું રે, ધન્ય આજની ઘડી૦ ૬

પદ ૫ મું.

જે રાધાવર રાસ બિહારી, સુંદરતાપર વારી;
કૃપાનિધાન કમળ દળ લોચન, દુઃખમોચન સુખકારી. જે રાધાવર૦ ૧
નટવર નાગર નવલ નાગરી, નિર્મળ જોત ઉજારી;
શામ શામ સકળ ગુણ સંપન્ન, કોટિ કામ બલિહારી. જે રાધાવર૦ ૨
નદાનંદ વ્રષભાણનંદની, અદ્ભુત આનંદકારી;
પ્રીતમ રૂપ હૃદેમાં રાખો, ચરણકમળ ચિત્ત ધારી જે રાધાવર૦ ૩

પદ ૬ ઠું.

કૃષ્ણાં કૃષ્ણાં કહો વાસુદેવ, હેત હૈયામાં આણી;
ગોપીવર ગોવર્દ્ધન ધારી, વૃંદાવન દધિનો દાણી. કૃ૦ ૧
પુન ભાવે પ્રેમ લડાવે, નંદરાયની રાણી;
નવલ કિશોર ચોર માખણનો, મીઠી મુખની વાણી. કૃ૦ ૨
વ્રજરજ અજ ઉમયાપતિ ઈચ્છે, પીછે કોઇ એક પ્રાણી;
પ્રીતમ પ્રેમ ધરી ભજ્યા ભાવે, સુંદરવર સુખ ખાણી. કૃ૦ ૩

પદ ૭ મું.

ઉત્તમ હરિના ગુણવાદ જેણે, સુણ્યા નહિ સ્નેહ ધરીને;
તે પ્રાણીને પશુ બરાબર, જોજો જુગત કરીને. ઉત્તમ૦ ૧
મનુષ્ય દેહ ધરીને પાપી, ના ભજ્યો હેતે હરિને;
કરમ કમાયો અને અઘાયો, હીંડયો ભાર ભરીને. ઉત્તમ૦ ૨
ફરી કલ્પાંતે આવ્યો અવસર, ના આવે દાવ ફરીને;
પ્રીતમ પ્રભુનું ભજન કરી, જા ભવસાગર તરીને. ઉત્તમ૦ ૩

પદ ૮ મું.

શામળિયાનું સ્મરણ કરતાં, ભવનું બંધન છૂટે;
હરિ હીરો જેને હાથે આવ્યો, તે કયમ આળગો ફૂટે, શામળિયાનું૦ ૧
આશા તૃષ્ણા લોભ અભિમાન, તેની ગાગેર ફૂટે;

મુભુનામ પારસનો પર્વત, કોકોલે ના ખૂટે... શામળિયાનું૦
નિર્ભે થઇ નારાયણ ભજતાં, જમ કિંકર નહિ લૂટે;
પ્રીતમનો સ્વામી પ્રેમ સ્નેહી, તે શું તાર ના તૂટે. શામળિયાનું૦

પદ ૯ મું.

રામ રામ નિજ નામ રટતાં, મરે તે મોહ ને માયા;
તૃષ્ણા જળ સાચું જાણી, પશુ પીવાને ધાયા. રામરામ૦
ધન જોબન તન જૂઠું જાણો, જ્યમ વાદળની છાયા;
અખિલ બ્રહ્મનું સ્મરણ કરતાં, નિર્મળ થાયે કાયા. રામરામ૦
પૂરણબ્રહ્મશું પ્રીત બંધાણી, તે નર લાભ કમાયા;
કહે પ્રીતમ તે પાર ઉતર્યા, જેને હરિએ હાથે સાં'યા. રામરામ૦

ગરબી.

હો પ્રાણી રે ચેતીને ચાલે તો અવસર છે ભલો;
હો પ્રાણી રે કાયા ને માયાનો મૂકી દે તલો. ટેક, ૧
પ્રપંચ મૂકી સાચપણું ઉર ધારજે,
હો પ્રાણી રે જગત તમાસો જૂઠો કરીને જાણજે. હોપ્રાણી રે૦ ૨
માયાની ભૂલવણીમાં ભૂલેશમા,
હો પ્રાણી રે કૌકટ સુખ દેખી ફુલેશમા. હોપ્રાણી રે૦ ૩
રખે વળગતો સખા તણા વહેવારમાં,
હો પ્રાણી રે લૂટાઈશ લોકડીઆંની લારમાં. હોપ્રાણી રે૦ ૪
રસિયાજીનું રૂપ હૃદેમાં રાખજે,
હો પ્રાણી રે પ્રેમ સુધારસ પ્રેમ કરીને ચાખજે. હોપ્રાણી રે૦ ૫
પ્રીતમના સ્વામીને પળ ના વિસારીએ,
હો પ્રાણી રે ભજન કરીને આપણો જન્મ સુધારીએ. હોપ્રાણી રે૦ ૬

રાગ કલ્યાણ.

આનંદ મંગળ કરું આરતી, હરિ-ગુરુ સંતન સેવા;
પ્રેમધરી મંદિર પધરાવું, સુંદિર સુખડાં લેવા. આનંદ૦ ૧
રત્ન કુંભવત્ વાજાં ભીતર, આનંદ રૂપી એવા;
નિભોવન તારણ ભાન ઉદ્ધારણ, મહુરત અકલ અમેવા. આનંદ૦ ૨
તીર્થ સહુ સાધનને ચર્ણે, ગંગા જમુનાં રેવા;
કહે પ્રીતમ ઓળખો અનુસારો, હરિ હરિજન જેવા. આનંદ૦ ૩

## પ્રતપાઠાંતર.

### સરસગીતા.

કડી ૩ મુક્ત થયા—મુક્ત થઇ પ્ર-૨ ૬ નિહાળના—નાગના પ્ર-૨ ૮ રાસ રચ્યો—રાસ રચ્યો પ્ર-૨ ૭ વિશ્રામ. ૨ જો સર્વે સાધ્યા—સર્વે સરખુ પ્ર-૨ ૧૬ બગાસુર—કગાસુર પ્ર-૨ ૧૭-૧૮ આ બે કડીઓ પ્ર-૨ તથા ૩ નમા ઉતારેલ ના છે, તેથી તે પહેલી પ્રત પ્રમાણે લેવામાં આવી છે ૨૨ પરસ્પરસ—અન્યપરસ પ્ર-૨ સ મારીને—મબારતા પ્ર-૨ પગ, મુદિત—પ્રેમમોહિત પ્ર-૨ પ્રેમ મોહિત પ્ર-૩ ૨૩ સુધા ઈ—સિંધુ સુધા સુખ સાર પ્ર-૨ વિશ્રામ ૩ ૩ કંદમુદર—કંદપૂરે પ્ર-૨ ૧૧ નમ્યા પારે—નમી પગ પ્ર-૨ ૧૩ ફયુ—ફેરૂ પ્ર-૨ વિશ્રામ ૪ ૧ મૂકી—મૂકો પ્ર-૨ ૭ ૪ હરિ ભાભજ્યા—હરિગા ભજ્યા પ્ર-૨ હરિને ભજ્યા—પ્ર-૩ ૮ સીદો ઇ—સીદને વનનીમરે પ્ર-૨ વિશ્રામ-૫ ૧૬ ગોપીનુ—પોતાનુ પ્ર-૨ ૨૦ સમેવને—અશ્વનેવને પ્ર-૨ વિશ્રામ ૬ ૫ કર્યાં—ન્યા પ્ર-૨ ૧૩ તેથી—તાતે પ્ર-૨ વિશ્રામ-૭ ૩ ત્યારે ક્યમ ઈ—શામાટે દુખ પામે, પ્ર-૨ ત્યારે શે દુખમે ડુગે પ્ર-૩ ૪ રીસ—રોશ-પ્ર-૨ ૧૪ એમ—અમો પ્ર-૨ ૧૨ ગડયુ—ગાડયુ પ્ર-૨ ગાડ્યુ પ્ર-૩ વિશ્રામ—૮ ૨ લાજ—લજ્યા પ્ર-૨ ૪ બલા—બાવે પ્ર-૨ ૮ બોલ્યા એવુ—એમ બોલ્યા પ્ર-૨ ૯ અનીતિ ઈ—અનીતિ અતિ ઘણી પ્ર-૨ ૧૨ શત ઈ સો પ્રણામ પ્ર-૨ શત શત પ્રણામ પ્ર-૩ વિશ્રામ-૯ ૧ સુરલોક—સ્વર્ગલોક પ્ર-૨. ૪ આવ્યા—રૂપે પ્ર-૨ પ્રેમે પ્ર-૩ ૭ ચારતા—ચગરે પ્ર-૨ ૧૦ ગોપને ઈ—ગુપત લીધા ગૌ પ્ર-૨. ૧૧ આવી—ગયી પ્ર-૨ ૨૦ ચિતા—ચહેન ૨૨ હિત—નેહે પ્ર-૨ વિશ્રામ—૧૦ ૧૦ ઉતર ઇ—ગિરિ પૂજી ઘેર વળ્યા, ઉત્તર અતિ ઘણો, સુરપતિગે વાત જાણી, એોચ્છવ ભાગ્યો આપણો પ્ર-૨ ૧૫ થાયે—કરી પ્ર-૨ ૭ પ્રીછ્યુ—પીછ્યા પ્ર-૨ ૨૯ પુષ્પ—કુશગ પ્ર-૨ વિશ્રામ ૧૧ ડુમે ઇ—ધાઇ ડુમે ચઢ્યા પ્ર-૨ ૧૧ શુ કહ્યુ—એવુ ભણે પ્ર-૨ ૧૪ શ્યામ સ્નેહીને—શામા સ્નેહીને પ્ર-૨ ૧૮ શરણ—ચરણ પ્ર-૨, વિશ્રામ-૧૨ ૪ શોભા ઈ—સાગર શોભા ઘણી પ્ર-૨ વિશ્રામ-૧૩ ૧૧ મ ા—કહેને પ્ર-૨ વિશ્રામ-૧૪ ૪ કરી—આપી પ્ર-૨ ૫ ઊભા રહ્યા—ઉચયા પ્ર-૨ ૬ જમુના—તરગા પ્ર-૨ ૨૭ ચતુરા ઈ—ચતુરા ચિત્ત આગાર, તમ ચરણે રહુ-પ્ર-૨ વિશ્રામ—૧૫ ૩ ઘો

ભ્યાં–થંભ્યાં પ્ર–૨. વિશ્રામ–૧૬. ૬ ધ્રેગે–ધાય પ્ર—૨. ૧૪ નેહે–અતિ પ્ર–૨. ૧૯ માર્યો–તાર્યો. પ્ર–૨ વિશ્રામ—૧૭. ૧૫ ધણું ઇઃ—તેણું તલસી પ્ર–૨ .૧૮ તગવિન–હરિ વિના પ્ર–૨. વિશ્રામ–૧૮. ૧૩ ધરી—થઇ પ્ર—૨ ૧૪ પછે ઈઃ—પછે બીજી નારી વરે. પ્ર—૨. ૨૩ સુખદાઇ—સુખદાયક પ્ર–૨. વિશ્રામ—૧૯. ૧૬ પુષ્ઠ ઇઃ—પુષ્ટ થાયે હરિ. પ્ર–૨.

## બ્રહ્માનો ગરબો.

૮ થોડારા ઈઃ અલ્પ મૃત્યુને કારણે, ન દણેશ સુંદર સ્વરૂપ નો. પ્ર–૨ ૧૬ હરિએ ઈઃ—હરિએ નિજ માયાને મોકલી, વેગે જનઓ ગોકુળ ગામ જો પ્ર–૨. ૩૮—સુવર્ણ ઈઃ કમળ કુશગે પ્ર—૨. ૬૭ સોંદિક ઇ—સંદિપને ઘેર વિદ્યા ભણ્યા. પ્ર–૨ ૬૯ પતીત—પાપી. પ્ર—૨.

## પ્રેમપ્રકાશ.

૯ સોક–કાળ પ્ર–૨. ૨૦ એવાં ઇઃ–કર્યાં એવાં. ૩૦ ભોગી ઇઃ ભોગી રજ બીંદુ જો ગણાય–પ્ર–૨. ૩૧ દેહી ઇઃ—દેહી મંદિરમાં આગમ દેવ, પાડી ગમ તેની કરૂં સેવ. ૩૬ દફતર ઇઃ—લખે દફતર પ્ર–૨ રવીસુત ઈઃ–રવીસુત નિત્ય કરે છે ન્યાય. પ્ર—૨.

---

# લવાજમનાં નાણાંની પોહોચ.

| નામ | ગામ | સાલ | લવાજમનાં નાણાં |
|---|---|---|---|
| મે કડી અને નવસારી પ્રાંતના ડે એ ઇ | વડોદરા | ૧૮૮૯ | ૧-૮ |
| રા રા લીલાધર તુલસીરામ | અમરેલી | ૧૮૮૮ | ૧-૬-૦ |
| રા રા. તેન સ ગુ શાળાના હે મા | તેન | ૧૮૯૦ | ૧-૮-૦ |
| મે અગાઉના પ્રભાશંકર વડોદરા ને અમરેલી પ્રાંતના ડે એ ઇ | વડોદરા | ૧૮૮૮ | ૧-૮-૦ |
| રા રા બાવણી સ ગુ. શાળાના હે મા | બાવણી | ૧૮૯૦ | ૧-૮-૦ |
| રા. રા દરાપુરાની સ ગુ શાળાના હે મા | દરાપુરા | ૧૮૮૮-૮૯ | ૩-૦-૦ |
| રા રા નારાયણરાવ કેશવરાવ | વડોદરા | ૧૮૮૯ | ૧-૮-૦ |
| રા બા ત્ર્યંબકરાય નંદરાય, સુબા સાહેબ | વડોદરા | ૧૮૮૬ | ૧-૦-૦ |
| રા રા દામોદર ઉમીયાશંકર | વડાદરા | ૧૮૮૯ | ૧-૦-૦ |
| રા સા ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી ડે એ ઇન્સ્પેકટર | અમદાવાદ | ૧૮૮૯-૯૦ | ૩-૦-૦ |
| રા રા સુરંજરામ કુરણાશંકર | નવસારી | ૧૮૮૮ | ૧-૮-૦ |
| રા રા મઠારામ ગોવર્દ્ધનદાસ આ મા. | નવસારી | ૧૮૮૮-૮૯ | ૩-૦-૦ |
| રા રા જરોદની સ ગુ શાળાના હે મા | જરોદ | ૧૮૮૯ | ૧-૮-૦ |
| રા સા ખુશાલરાયભાઈ સારાભાઈ | અમદાવાદ | ૧૮૮૮ | ૧-૮-૦ |

---

## સુચના.

ચાલુ સાલના ત્રિમાસિક અંકો અમારે કેટલાક કામની ગુંચવણને લીધે મુદતે બહાર પડયા નથી તે કદરદાન ગ્રાહકો દરગુજર કરશે. ત્રીજો એક થોડીજ મુદતમાં છપાઈ રહેથી બહાર પડશે

જેમની એક સ્થળથી બીજે સ્થળે બદલી થઈ હોય અગર ઠેકાણું બદલાયું હોય તેમણે કૃપા કરી પોતાનું શિરનામું લખી જણાવવું કે ચોપાનીયું પોહોચતા ઢીલ થાય નહિ

જેમના પાછલી સાલના લવાજમનાં નાણાં બાકી હોય તેમણે મેહેરબાની કરી સત્વર મોકલી આપવા કૃપા કરવી

# પ્રાચીન કાવ્ય.

દયારામ કૃત

# પરચુરણ કવિતા.

સંશોધન કરી ટીકા તથા અર્થ સાથે
છપાવી પ્રકટ કરનાર,
હરગોવિંદ દ્વારકાદાસ-કાંટાવાળા.
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી

છાપનાર,
"શ્રી[illegible]મુદ્રાલય"-પ્રેસ-વડોદરા.
કીમત વર્ષ ૧ ના રૂ. ૭॥ (પોસ્ટેજ સાથે) અગાઉથીજ.

# પ્રસ્તાવના.

આજ સુધીમાં નહિ પ્રસિદ્ધ થયલી એવી દયારામભાઈની કેટલીક કવિતાઓ ત્રિમાસિકદ્વારા પ્રથમ પ્રકટ કરવામા આવી છે. દયારામની મીઠી વાણી જગતમાં એટલી પ્રસિદ્ધિ પામી છે કે તે વિષે લખવાની જરૂર નથી. અદ્યાપિ પ્રકટ ન થયેલી હજી એમની કવિતા ઘણી છે એમ જણાય છે. છૂટક કવિતા એટલી વિખરાતી છે કે તેનો સંગ્રહ ભેગો કરવો એ કામ ઘણું કઠિન છે તથાપિ અમારા સુજ્ઞ વાંચનારને માટે તે મેળવવામાં હમે બનતો પ્રયાસ કરીએ છીએ અને વખતો વખત તેને જાહેરમાં લાવીએછીએ

આ અંકમાં દયારામભાઈની પરચુરણ કવિતાઓ લીધી છે. બ્રાહ્મણભક્ત વિવાદ નાટકમાં વૈષ્ણવધર્મનું પ્રતિપાદન કવિએ વિષ્ણુદત્તદ્વારા ઠીક કરાવ્યું છે. સંસ્કૃત, પ્રાકૃત, માગધી, હિંદી, વગેરે ભાષાઓમા એવા વાદગ્રંથ ઘણા છે. ચાર્વાક, જૈન, શૈવ, વેદાંતવાદી, વગેરે મત માનનારાઓએ જેમ યુક્તિપુરસ્સર અન્ય ધર્મનું ખંડન અને સ્વધર્મનુ મંડન કર્યું છે. તેમ દયારામભાઇએ પણ યુક્તિ વગેરેથી વૈષ્ણવમત પ્રતિપાદિત કર્યો છે કૃષ્ણની અનન્ય ભક્તિનુ પ્રતિપાદન એ આ નાટકનુ રહસ્ય છે ક્વચિત્ વાક્ચાતુર્ય સંબંધી, કંઇ અંગે યુક્તિપ્રયુક્તિ અને ચમત્કૃતિ પણ આ નાના નાટકમાં દૃષ્ટિગોચર થાય છે. યમુનાજીની સ્તુતિ છંદબદ્ધ છે. આ અંકમાં પદ શિવાયની બીજી બધી કવિતાઓ છંદબદ્ધજ લીધેલી છે. પણ તે છંદો કાં તો છંદજ્ઞાન વિરહિત લખનાર બોલનારની ભૂલોથી કાં તો કવિની સ્વચ્છંદ વૃત્તિથી કંઇક કંઇક પિંગળના નિયમની બાહાર ગયેલા જણાય છે. પદ ગરબીઓમા દયારામભાઇ એક્કા ગણાય છે, જેનો મોટો જથો શૃંગારિક કવિતાઓનો જોવામા આવે છે. આ અંકમાં જે થોડાં પદ લીધાં છે તે નીતિ અને ઉપદેશના છે. અષ્ટોત્તરશતનામ જુદી જુદી વ્યક્તિને અનુસરી દયારામભાઈએ ઘણાં લખ્યા છે. તે પૈકીનાં નમુના દાખલ આ અંકમાં રાધા અને કૃષ્ણનાં એ બે અષ્ટોત્તરશતનામ પ્રકટ કર્યાં છે.

દયારામની કવિતાની ઘણી પ્રતો મળતી નથી. તેથી શોધન કરવાને ઘણીવાર અડચણ પડેછે. પરંતુ જે એક પ્રત અમને મળેલી છે તે દયારામભાઇના એક મોટેરા શિષ્યે લખેલી અને તેને દયારામભાઇએ જાતે શોધેલી, હોવાથી તે ઉપર ભરોંસો રાખી જોડણી શિવાયનો બીજો ફેરફાર ન કરતાં જેવું હૈયછે તેવુંજ લેવામાં આવ્યું છે.

श्रीजगदीश्वरायनमः

# ब्राह्मणभक्तविवाद

## . *नाटक.

### છંદ દુવૈયા.

પ્રથમ નમન ગુરૂ ગોવિંદને કરીં, ટાળું સહુની ભ્રાંત જી;
નાટક બ્રાહ્મણભક્તવિવાદે. પ્રતિપાદન સિદ્ધાંત જી.
શ્રી હરિગુણ ગાઓ, સહુ સુખ સહેજે મળે જી;
મન નિરમળ થાયે, સંદેહ સરવે ટળે જી. ટેક. ૧
હરિહર નામે દ્વિજ એક હુતો, કાશીપુરીનો વાસી જી;
તે બ્રાહ્મણને સુત બે હુતા, ઉભય શાસ્ત્ર અભ્યાસી હરિગુણ ગાઓ જી. ૨
શિવશંકર નામે એક સુત દૃઢ, સ્માર્ત ધર્મ કાં'વે જી;
વિષ્ણુદત્ત બીજો સુત તેને, ભક્તિ હરિની ભાવે. " ૩
એક સમય વૈષ્ણવાચાર્યજી, પધાર્યા તે પુરી માંહે જી;
વિષ્ણુદત્ત વૈષ્ણવીદિક્ષા. લેવાને ચાહ્યો ત્યાંહે. " ૪
તે સમયે શિવશંકર બંધુ, બોલ્યો ગર્વવચન જી;
આપણ બ્રાહ્મણ શ્રેષ્ઠ સર્વથી, શીદ થઈએ હરિજન. સુણીએ વૈષ્ણવ જી. ૫

---

૧. છંદ દુવૈયા–ચોપાયા છંદ ઉપરથી બનેલો હિતશિક્ષા છત્રીશીનાં રાગે ગવાય છે. *નાટક–શાસ્ત્રોક્ત નાટકના ગુણોવાળું નહિ; પણ બે જણ વેષ (સોંગ) લેઇ રંગભુમિપર અનુભાવ દર્શન સહિત સંવાદ કરે તેવા આખ્યાનને દયારામે નાટક કહ્યુ છે. આ નાટકમાં પ્રથમથી ચાર કડીઓ સુધીનાં વચન સૂત્રધારે બોલવાના છે. તેના છેલ્લા વચનની સાથે શિવશંકર નામે સ્માર્તધર્મી પુરૂષનો તથા વિષ્ણુદત્ત નામે વૈષ્ણવ ધર્માનુરાગી પુરૂષનો પ્રવેશ થાય છે, પ-છી આખો ગ્રંથ પૂર્ણ થતા સુધી બીજો પ્રવેશજ નથી. છેવટના ભાગમાં તે બેના પિતા હરિહરનો પ્રવેશ થાય છે અને તે તેમના વાદનો નિર્ણય કરી ત્રણે વલ્લભાચાર્યને શરણે જવા પડદામાં અંતરધાન થાય છે. પ્રતિપાદન ઇ૦–આ નાટકના બાહાનાથી વલ્લભી માર્ગના સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું છે. ૨. ઉભય ઇ૦–બન્ને પુત્રો શાસ્ત્રના અભ્યાસી હતા. ૩. સ્માર્ત (સ્માર્ત) ધર્મ–કર્મ માર્ગ [તંત્રોક્ત વિધિ] ને માનનાર–શિવધર્મી ૪. વૈષ્ણવાચાર્ય–વલ્લભ ..

વિષ્ણુદત્ત કે' વિપ્ર વશ થઈ, એ કુળ જગ પૂજનીય છે,
ભક્તિ વિના ભગવંત મળે નહિ, વેદ શાસ્ત્ર સૌ ગાય.
સુણિયે બ્રાહ્મણ છો, વૈષ્ણવજન. થઈયે છો ૬
શિ૦—બ્રાહ્મણ તેજ રૂપ ઈશ્વરનું, ઈશ્વર મળના કેના છો?
વિષ્ણુવદનથી ઉત્પતિ જેની, ભજ સેવે ભૂદેવા " ૭
વિ૦—પિતા ભજે તે પુત્ર સ્વધર્મી, શ્રુતિ દાટે કરી સ્મોર છે,
હરિથી ઉપન્યા ન ભજે હરિને, યથા હરિના ચોર સમજીએ બ્રાહ્મણ છે ૮
શિ૦—કર્મકાંડ યજ્ઞાદિ વિપ્રને વેદે એમ બતાવ્યું છે,
નિત્ય કર્મ દ્વાદશ દ્વિજ તેમાં, હરિભજન શું ના શું " ૯
વિ૦—વિપ્ર વિમુખ હરિ દ્વાદશ ગુણયુત, તરે ન જાય અભિમાની છે,
તેથી વર હરિભક્ત શ્વપચ પણ મકુળ તરે ગુણ ગાની " ૧૦
ધિક્ક વિધિ જનમ વ્રત બહુજ્ઞતા, કુળ ક્રિયાદિ ધિક્કાર છે,
ધિક દાક્ષતા વિમુખ આમો હરિ, મુનિ કહ્યું ધન્ય નિજ નાર " ૧૧
શિ૦—યજ્ઞ પુરાણનું પૂજન યજ્ઞે, તે બ્રાહ્મણનું કર્મ છે,
વેદવચન એમ કહે છે કે નહિ? તમે શું જાણો મર્મ આગત-દ્વિજે છે ૧૨

શિ૦—પશુ મારી મખ કરી કરતા જેઓ, સ્વર્ગ વિષય સુખ પામે જી,
ક્ષય પુણ્યે સુર પૃથ્વી પટકે, નિર્ભયપદ ન વિરામે " ૧૩
શિ૦—પશુઘાતનુ પાપ ન લાગે, વેદવિહિત તે સારૂ જી,
પુનરાવૃત્તિ કરી મખ કરિયે વળી સ્વર્ગસુખ તારૂ " ૧૪
શિ૦—વ્યસન નિમન્ના મદ્યમાંસ, શ્રુતિયુક્તિ ન સમજે મૂઢી જી;
વેદરહસ્ય હરિ મળવા, કર્મજડ ન લહે મતિ ઊંડી " ૧૫
શિ૦—વેદવચન તે વિષ્ણુ બોલ્યા, તે પ્રમાણ મમ લેવુ જી,
વેદવિહિત કરે કૃત્ય જે કોઇ તેજ માનવુ એવુ " ૧૬

---

૧૩ મખ—યજ્ઞ ક્ષય ઇ૦—પુણ્યનો ક્ષય થાય એટલે સુર [ દેવ ] તેને પૃથ્વી ઉપર પટકે "ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति । एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥" ' તેઓ [ યજ્ઞાદિક કરીને સ્વર્ગ મેળવનારાઓ ] વિશાળ સ્વર્ગ લોકને ભોગવીને જ્યારે તેમના પુણ્યનો ક્ષય થાયછે ત્યારે મૃત્યુ લોકમા પ્રવેશ કરે છે એ પ્રમાણે કામનાઓની ઇચ્છાવાળા વેદ ધર્મનો આશ્રય કરીને આવાગમન પામેછે "—ગીતા નિર્ભયપદ ઇ૦—જ્યાથી ફરી મૃત્યુ લોકમા પડવાનો ભય નથી એવાપદ સ્થાનમા તે વિરામે નહિ. ૧૪ પશુઘાત—યજ્ઞમા પશુ હણવા તે વેદવિહિત—વેદમા કહેલુ પુનરાવૃત્તિ ઇ૦—ફરીને મૃત્યુલોકમા આવવુ અને ફરીને મખ—યજ્ઞ કરવા અને સ્વર્ગસુખ પ્રાપ્ત થાય એ સારૂ [ ઠીક ] છે ૧૫ વ્યસન ઇ૦— વેદમા જે મદ્યમાંસ ગ્રહણ કરવાનુ કહ્યુ છે તે વ્યસન વીસરવા માટે છે એવી રીતે કે આડે દહાડે માંસ નખાતા માંસ ખાવુ હોય ત્યારે અમુક યજ્ઞ કરીને જ તે ખાવુ ' એમ જે નિયમ વગર ખવાતુ હતુ તેનો કાંઇ નિયમ કરી આપી તે પરિમિત કર્યું કે મરૂ જો એકદમ માંસ ખાવાનો નિષેધ કર્યો હોત તો કોઇ માનત નહિ તેજ પ્રમાણે મદ્યનો ઉપયોગ પણ અમુક દેવનુ પૂજન કરતાજ કરવો એવો વિધિ કરીને તેને પણ નિયમિત કર્યું છે જેમ, "पञ्चपञ्चनखा भक्ष्याः" " પાંચ નખવાળા [ અમુક ] પાંચ પશુ ખાવા" એમ કહ્યુ છે એમ કહેવાનુ તાત્પર્ય સ્પષ્ટ સમજાય છે કે સઘળા પશુ ખાવા ને તેમના તે મયથી અટકાવીને પાંચ ન ખવાય અને તેમા પણ પાંચજ ખાવાની રજા આપી આવી યુક્તિ ઉપરથી સમજાય છે કે માંસ મદ્ય વાપરવાની રજા આપવાનો વેદનો હેતુ નથી પણ તે બંધ કરવા વિષે છે શ્રુતિયુક્તિ ઇ૦—વેદની આવી યુક્તિ મૂઢી [ મૂર્ખ ] સમજતા નથી વેદરહસ્ય ઇ૦—વેદનુ રહસ્ય હરિની પ્રાપ્તિ વિષે છે તે કર્મજડ [ કર્મને વિષે જડ જેવા અથવા કર્મથી જડ થઇ ગએલા—માણસો ] ઊંડી મતિથી લહેતા [ સમજતા ] નથી ૧૬ વિષ્ણુ ઇ૦ વેદ વચનને પ્રમાણ નથી

વિ૰– વેદવચન કોણ વ્યર્થ કહેછે, ઉંધુ બોલો સવળું જી;
    શ્રુતિહારદ છે તે નવ સમજ્યા, ગ્રહ્યું ઉપલ્યું અવળું. " ૧૭
શિ૰–નિર્ણય નિગમ તણો તમે સુધો, સમજોછો તો બોલોજી;
    તેનો પ્રતિઉત્તર અમો આપું, ડહાપણમા શીદ ડોલો. " ૧૮
વિ૰–ત્રિગુણ વિષય શ્રુતિ તથા ત્રિગુણપર, હરિ–અર્જુન પથ દાખ્યોજી;
    પશુયજ્ઞ પ્રભુ પ્રસન્ન હતા, તોંદ જપમખ ગીતા ભાખ્યો. " ૧૯
શિ૰–કર્મભ્રષ્ટ જો વિપ્ર થાય તો, ભ્રષ્ટ જાણવો તેને જી;
    સુકર્મ કરીને કુકર્મ ટાળે, મોક્ષ પામવો જેને. " ૨૦
વિ૰–દોર વેદિયા તે એમ બોલે, કર્મે કર્મ મૂકાય જી;
    પંકે લેપ્યુ અંગ હોય જડ ! પંકે કયમ ધોવાય " ૨૧
શિ૰–ધર્મ પારકો ભયદાતા છે, સ્વધર્મથી કલ્યાણ જી;
    સંધ્યા તર્પણ બ્રહ્મયજ્ઞાદિક, વિપ્ર ( નોં ) કૃતિ પ્રમાણ. " ૨૨

---

ગણુતો એમ સમજીને શિવશંકર કહેછે કે; વેદ વચન ઈ૰—સ્પષ્ટ છે. વેદવિહીન—વેદથી રહિત. ૧૭. ઊંધુ ઈ૰—હુ સવળું કહુંછુ તેને તમે ઊંધું કરીને બોલોછો. શ્રુતિહારદ —વેદનો મર્મ ગ્રહ્યું ઈ૰—ઉપર ઉપરથી અવળો અર્થ તમે ગ્રહણ કર્યોછે ૧૮. નિર્ણય–છેવટનો પરિણામ નિગમ–વેદ.સુધો–અવળો. ડાહાપણમાં ઈ૰–ડાહાપણમા શીદ [શામાટે] ડોલો [ગર્વથી ડોલોછો] . ૧૯. ત્રિગુણ ઈ૰–શ્રુતિ [ વેદ] નો વિષય ત્રિગુણ [સત્વ, રજસ્ અને તમસ્] છે–વેદ ત્રણ ગુણવાળી સૃષ્ટિ અને કર્મને પ્રતિપાદન કરેછે, તથા હરિ ત્રિગુણથી પર છે. એવો પથ [ માર્ગ ] હરિએ અર્જુનને [ ગીતામા ] દાખ્યો છે. " त्रैगुण्यविषया वेदानिस्त्रैगुण्योभवार्जुन" [ અર્થ ઉપર કહ્યો તેજ છે. ] —ભગવદ્ગીતા. ૧૯ પશુયજ્ઞ ઈ૰—જો પશુ યજ્ઞથી પ્રભુ પ્રસન્ન હતા તો ગીતામાં તેમાં] જપમખ [ જપયજ્ઞ ] શું કરવા ભાખ્યો ? "जपयज्ञास्तपोयज्ञायोगयज्ञास्तथापरे । स्वाध्यायज्ञानयज्ञाश्चयतयः संशितव्रताः । एवंबहुविधायज्ञावितताब्रह्मणोमुखे" ૨૦ કર્મ ભ્રષ્ટ —વાડવોને કરવાનાં જે કર્મ વેદમાં કહ્યાં છે તે ન કરતા વડે. ૨૧. પંકે ઈ૰—પંકે [ કાદવવડે ] લેપ્યું [ લેપેલુ ] અંગ હોય તે હે જડ ! પંકે કેમ ધોવાય ? અર્થાત્ સુકર્મ કે કુકર્મ પણ કર્મ રૂપે તે એકજ છે. માટે કર્મ કરવાથી કર્મ કેમ નાશ પામે ? " कृतकर्मक्षयोनास्तिकल्पकोटिशतैरपि " "कृतकर्मक्षयोभोगादेवच–કરેલા કર્મનો ભોગથીજ ક્ષય થાય છે. " મતલબ કે સારું કર્મ કરવાથી માઠું કર્મ નાશ પામતું નથી, પણ તે બન્ને કર્મ ભોગવી છૂટવાથીજ તેમનો ક્ષય થાયછે. ૨૨. ધર્મ ઈ૰-પારકો ધર્મ (પોતાનોજ આચરવા યોગ્ય પણ બીજાએ આચરવા યોગ્ય. જેમ, વાડવે આયુધ ધરવા, ક્ષત્રિયે વેદોપદેશ કરવાનો ધંધો કરવો ઈ૰) ભયદાતા છે. "श्रेयान्स्वधर्मोविगुणः परधर्मात्स्वनुष्ठितात् । स्वधर्मेनिधनंश्रेयः

વિ૦—સંધ્યા ગાયત્રિ બ્રાહ્મણને, ઋણ શિર છે શ્રુતિ વ્યક્તિ જી;
કર્યે ન પુણ્ય, દોષ છાંડયેથી, ભદ્ર થવા હરિભક્તિ. " ૨૩

શિ૦—ભદ્ર ન હોય તો બ્રાહ્મણ મોટા, શીદ કરે આચરણ જી;
સ્વધર્મ તો સહુને પાળવો, જે જનમ્યું જે વર્ણ. " ૨૪

વિ૦—આત્મધર્મ તે પરમ ધર્મ છે, સદા સર્વ હરિભક્તિ જી;
વર્ણ ધર્મ તો દેહ લગી તેથી, શી અતિ આસક્તિ. " ૨૫

શિ૦—આન્હિકવિધિ વિપ્રને કહી છે, તેજ પ્રમાણે કરવી જી;
અવર વાત આપણને કે' બાઇ ! ! શીદ પડે સાંભળવી. " ૨૬

વિ૦—સ્વધર્મનિષ્ટ શત જન્મ લગી રે', વિરંચી લોકે જાય જી;
વૈષ્ણવ તેજ દેહને અંતે, હરિપદભોગી થાય. " ૨૭

શિ૦—ભક્ત હરિના સર્વ બરાબર, કો મોટા કો નાના જી;
આપણ બ્રાહ્મણ સર્વ શિરોમણિ, શ્રેષ્ઠ રહ્યા પછી શાના. " ૨૮

વિ૦—ક્યારના બ્રાહ્મણપદ લેઇ ફરો, સહજ થયા કયમ બ્રાહ્મણ જી;
વેદશાસ્ત્રવચ પ્રતિઉત્તર દ્યો, શું આવડું અકળામણ " ૨૯

શિ૦—જન્મ શુદ્ર [નો] દ્વિજ સંસ્કારથી, વેદાભ્યાસથી વિપ્ર જી;
બ્રહ્મ જાણ્યાથી બ્રાહ્મણ કા'વે, સ્મૃતિ વાક્ય લ્યો ક્ષિપ્ર " ૩૦

---

પરધર્મોભયાવહઃ ।" "ખાત્રીવાળો પણ પોતાનો ધર્મ શ્રેષ્ઠ છે પણ પારકો ધર્મ આચરવો ઠીક નથી, પોતાના ધર્મમાં મરણ થાય તે સારૂ પણ પરધર્મ ભય આપનારો છે."—ભગવદ્‌ગીતા. કૃતિ—કર્મ. સંધ્યાદિક કર્મ વાડવનો ધર્મ છે એમ વેદમાં પ્રમાણ છે. ૨૩. ઋણ—ઇ૦ વાડવે સંધ્યાદિક કરવા, એ વચન કહેનારી વેદની શ્રુતિની વ્યક્તિ (સ્પષ્ટતા) એવી છે કે તે સંધ્યાદિક તો વાડવને શિર (માથે) ઋણ (દેવું) છે. જેમ, દેવું આપે તેમાં સપાડું નહિ પણ ન આપે તો ગુનેહ ગણાય. તેમ સંધ્યાદિક કર્મ વાડવ કરે તેમાં પુણ્ય નથી પણ ન કરે તો દોષ લાગે. પણ ભદ્ર (કલ્યાણ) થવા માટે તો સંધ્યાદિ ઉપરાંત હરિ ભક્તિની જરૂર છે. ૨૪. ભદ્ર ઇ૦- સંધ્યાદિક કર્મથી ભદ્ર (કલ્યાણ) ન હોય તો વર્ણ—જાત. ૨૫. આત્મધર્મ—આત્મા સંબંધી ધર્મ. પરમ—શ્રેષ્ઠ. તેથી-તેની સાથે. ૨૬. આન્હિકવિધિ-નિત્ય પ્રતિ કરવાનાં કર્મનો વિધિ. ૨૭. સ્વધર્મનિષ્ઠ ઇ૦—શત [સો] જન્મ લગી સ્વધર્મમાં નિષ્ઠા (સ્થિતિ) વાળો રહે ત્યારે તે વિરંચિ [બ્રહ્માના] લોકમાં ( સત્યલોકમાં ) જાય. હરિપદભોગી-હરિના પદનો ભોગવનાર ૨૯. વેદશાસ્ત્ર વચ—વેદ અને શાસ્ત્રનાં વચનનાં પ્રમાણ આપીને. ૩૦. જન્મ શુદ્ર ઇ૦—પા'ઠ છે. ક્ષિપ્ર—તાકીદ.

વિ૦– જાણું મક્ષ તે મેં બ્રાહ્મણ, તમે અધિકા કયમ જી,
ઉત્તર બંધ થશે બહુ સૂણે, નથી સમજતા મર્મ વૈષ્ણવ ૩૧
જો કે'શો બ્રાહ્મણ આત્મા તો, નાશ કદા નથી થાતો જી,
અપર તનુ પેસે છે ત્યાં યમ, બ્રાહ્મણ નથી કે'વાતો " ૩૨
કે'શો બ્રાહ્મણ દેહ કદાપિ, તોપણ સંકટ જાગે જી,
દગ્ધ કરે છે પુત્ર તેને યમ, બ્રહ્મહત્યા નવ લાગે " ૩૩
આત્મા દેહ મળે બ્રાહ્મણ કે શો, તોપણ નહિ ફાવો જી,
આત્મા દેહ સંબંધ અભિયને, બ્રાહ્મણ મર્મ ઠરાવો " ૩૪
વસિષ્ઠ એ બહુ નાયક, શંકર એના ભાખ્યા જી,
બ્રાહ્મણપદનો ગર્વ ગાળવા કાં તમને કહી દાખ્યા " ૩૫
દેવ પિતૃ નર ઋષિ ઋણ ચારે, કૃષ્ણ શરણથી છૂટે જી,
હરિજન વેદ તીન ત્રણ મોટિ નહિ, તે કરમે શિર ફૂટે
સુણીએ બ્રાહ્મણ જી, ભગવતજન થઈએ જી,
સહેજે ભવ તરિયે વૈકુંઠપદ લહિયે જી ૩૬
શિ૦– દેહ જ્યાં લગી કર્મ ત્યાં લગી, વળગ્યાં નવ છોડાય જી,
દેહાધ્યાસ છૂટે જાને ત્યારે, આપો આપ રહી જાય
સુણીએ વૈષ્ણવ જી, બ્રાહ્મણપદ રૂડું જી,
જેથી મોક્ષ મળે, મોણ કહે ફૂડું જી ૩૭
વિ૦– કર્મ આવશ્યક ત્યાં લગી સહુને, શ્રીમુખ હરિજ બતાવે જી,
જ્યાં લગી મુજ કથા શ્રવણ આદિકમાં શ્રદ્ધા ના'વે " ૩૮
શિ૦– કર્મ આચરિ ભક્તિ કરિયે, નધે વસ્તુ ગ્રહિયે જી,
છેક કર્મનો ત્યાગ કરે તો, અબ્રાહ્મણતા લહિયે " ૩૯
વિ૦– કર્મ ત્યાગ કરી હરિપદ ભજતા, પડે કદા રહી કાચો જી,
તદપિ [illegible] " ૪૦

ભાગ મરીખા ભક્તિ મુખ્ય, માન્યા વિના અંતર દાખ્યા જી;
નારદ શિક્ષા રચ્યું ભાગવત, ત્યારે આનંદ લાધ્યા. " ૪૯
શૌનકાદિ (ઋષિ) શ્રોતા થઇ વક્તા સૂતપુરાણી સ્થાપ્યા જી;
ક્યાં મુનિ ક્યાં સૂત હદે વિચારો, ભક્ત શ્રેષ્ઠ આલાપ્યા. " ૫૦
ધર્મ કર્મથી ડોળુ તર્યું છે, જુઓ ત્રિકાળ વિચારી જી;
ભાગ્યહીન હરિભક્ત ન મળે, ભક્તાધીન ગિરિધારી. " ૫૧
કોટિ જન્મ તપ યજ્ઞ સમાધિ, ગાવે ધરી આસક્તિ જી;
કરે એમ નિષ્પાપ થાય નર, તદા ઉદે હરિભક્તિ. " ૫૨
ભક્તિઅંગ હરિનામ રૂચિ જાણો, પૂર્વે તપાદિક કરિયાં જી;
અથવા સુસંગ-બળ કીર્તન રતિ, કર્યાં કાર્ય વણ કરિયાં " ૫૩
ચિંતામણિ શ્રીકૃષ્ણ ભક્તિમાં, સહુ ધન સાધન આવ્યું જી;
પૂર્ણ પુણ્યવાળાને પ્રતિત, મહાજન રહસ્ય બતાવ્યું. " ૫૪
સ્માર્તને રૂચિ અધિક કર્મમાં, કર્મતણું ફળ જ્ઞાન જી;
જ્ઞાને મુક્તિ પણ ભક્તિ, વિણ વશ ન થાય ભગવાન. " ૫૫
અનન્ય સુરમાં ભક્તિ પ્રિય પુરૂષોત્તમ, અન્યાશ્રય નવ ભાવે જી;
સહુ સુરમાં હરિ સમાન બુદ્ધિ, નારકીશ તે કા'વે. " ૫૬
સુર નિજ સુખ ભોક્તા હરિ મુક્તિ, અમને ભજે તે અંધ જી;
શ્વાનપૂચ્છ ગ્રહી સિંધુ તરાય ન, ભાખ્યું ષષ્ઠસ્કંધ. " ૫૭
અતિશય દુરાચારી હોય તદપિ, અનન્ય થઇ મુને ગાય જી;
તેજ સાધુ માનજે તું અર્જુન, ગીતાવચ મજરાય. " ૫૮

શંખ વાગ્યો ૫૦ સૂત—લોમહર્ષણનો પુત્ર ભાટ હતો આલાપ્યા—કહ્યા. ૫૧ ભાગ્યહીન—ભાગ્યહીનને ૫૨. ઉદે-ઉદય પામે. ૫૩. ભક્તિઅંગ ઇ૦—ભક્તિનું અંગ જે હરિનામની રૂચિ તે પૂર્વે કરેલા તપ આદિક સાધનવડે પ્રાપ્ત થાય છે અથવા સુસંગના બળથી હરિકીર્તનમાં રતિ [પ્રીતિ] ઉપજે તો પણ તે તપ આદિક સાધન કર્યાં વણ કર્યાં કર્યાં—વગર કર્યે કર્યાં જાણવા. ૫૪. ઉપર કહેલી વાતને દૃષ્ટાંતથી સમર્થિત કરેછે. ચિંતામણિ ઇ૦—શ્રીકૃષ્ણની ભક્તિ ચિંતામણિ જેવી છે જેમ ચિંતામણિમાં સહુ ધનનો સમાવેશ થાય છે તેમ શ્રીકૃષ્ણની ભક્તિમાં સહુ સાધનનો સમાવેશ થાય છે પૂર્ણ ઇ૦—શ્રીકૃષ્ણની ભગક્તિમાં પૂર્ણ પુણ્યવાળાનેજ પ્રતીતિ [વિશ્વાસ] ઉપજે છે, એવું મહાજને [મોટા પુરૂષોએ] રહસ્ય [ગુપ્ત ભેદ] બતાવ્યું છે ૫૬ અનન્ય ભક્તિ પ્રિય—અનન્ય (બીજાના આશ્રય વિનાની) ભક્તિ જેને પ્રિય (વાહાલી) છે એવા સહુ સુરમાં ઇ૦—બધા દેવમાં હરિ સમાન (બધાય દેવ હરિજ છે એવી) બુદ્ધિ જેની હોય તે નારકીશ (નારકી—નરકગામીઓનો ઈશ—મહાનારકી) કહેવાય ૫૮ ગીતાવચ-ગીતાનું વચન आपचेत्सुदुराचारोभजतेमामनन्यभाक् ।

અવર દેવની તજે ઈરપા, ભજે એક ભગવાન જી,
સીચે મૂળ મહુ વૃક્ષનુ પોષણ, શાસ્ત્ર કરે સહુ ગાન " ૫૯

હરિનુ આપ્યુ કદા નાશ નહી, આપ્યુ શિવાદિક જાય જી,
સહુમા હરિ પણ અવિધિ પૂર્વક, ભજે અન્યાશ્રય થાય " ૬૦

સર્વ શાસ્ત્ર ભાગવત ગીતામા, દેવકીસુતમા દેવ જી,
કૃષ્ણ નામમા મંત્ર સફળ, સહુ કર્મ ફળે હરિસેવ " ૬૧

સર્વ ધર્મ પરિત્યાગી અર્જુન, ગ્રહે એક મુજ શર્ણ જી,
સર્વ પાપથી મુકાવીશ હુ, બોલ્યા શ્રીગિરિધર્ણ " ૬૨

ઉભય વિવાદ સુણી પિતુ હરિહર, બોલ્યા એવી વાણી જી,
સાધન ફળ સમાન ક્યમ આવે, વૃથા મરે શીદ તાણી " ૬૩

ચાલ્ય વિષ્ણુદત્ત હુ પણ આવુ, વૈષ્ણવી દિક્ષા લેવા જી,
તક્ર સરીખો શ્વેત કર્મપથ, નવનીત છે હરિસેવા " ૬૪

---

સાધુરેવસમન્તવ્ય સમ્યગ્વ્યવસિતોહિસ ॥" "જે અત્યંત દુરાચારી હોઇને પણ મને અનન્યપણે ભજે તો તેને સાધુ પુરૂષજ જાણવો તથા તેનો નિશ્ચય ઉત્તમ છે એમ જાણવુ "૫૯ સીચે ૯૦—હરિ મૂળ રૂપ છે અને બીજા દેવ ડાળા પાખડા જેવા છે મૂળને સીચવાથી જેમ બધા વૃક્ષનુ પોષણ થાય છે તેમ હરિને ભજવાથી બધા દેવ સતુષ્ટ થાય છે ૬૦ અવિધિ પૂર્વક—બીજા દેવમા હરિ છે એમ સમજીને હરિ બુદ્ધિથી બીજા દેવને પૂજે છે તે હરિનેજ પૂજે છે પણ તે પૂજવુ વિધિ પૂર્વક કહેવાય નહિ ગીતામા એમજ કહે છે " येप्यन्यदेवताभक्तायजतेश्रद्धयान्विता । तेपिमामेवकौंतेययजन्त्यविधिपूर्वकम ' ૬૧ દેવકી સુતમા દેવજી—કૃષ્ણમા બધા દેવ છે એમ સર્વશાસ્ત્રો વગેરેમા કહેલુ છે ૬૨ સર્વ ધર્મ ૯૦— "सर्वधर्मान्परित्यज्यमामेकंशरणंव्रज । अहंत्वासर्वपापेभ्योमोक्षयिष्यामिमाशुच" ગીતા આખ્યાન ગિરિધર્ણ [ગિરિધરણ]—ગોવર્ધન પર્વતને ધારણ કરનાર કૃષ્ણ ૬૩ ઉભય વિવાદ— બન્ને ભાઇઓનો વિવાદ સાધન—કર્મયોગ ફળ—ભક્તિયોગ સધ્યાદિક કર્મ કરવાથી પાપનો ક્ષય થાય છે અને એવી રીતે નિષ્પાપ થયેલા અંતઃકરણમા ભક્તિનો ઉદય થાય છે વ્યવહારમા પણ ફળ કરતા સાધન ગૌણ મનાતુ છે જો ફળ એનીમેળેજ મળતુ હોય તો સાધન નિરૂપયોગી છે. પણ સાધન એનીમેળે પ્રાપ્ત થવાથી ફળ નિરૂપયોગી થતુ નથી સાધન માટે ફળ નહિ પણ ફળ માટે સાધન વૃથા ૯૦—તુ મિથ્યા શિદ તાણી મરે છો શુ કરવા ખાલી તકરાર કરે છો ૬૪ કર્મપથ—કર્મમાર્ગ તક્ર—છાશ નવનીત—માખણ

જનક જાધુ મત એક જોઈ, રિાનશ કર વાત વિગારી જી,
પંડિત પિતા વૃથા નર બોલે, છે મુરખતા મારી " ૬૫
શ્રીવલ્લભાચાર્યને શરણે, મહકુદુમ નણે આવ્યાજી,
નામ નિવેદન ધરી મર્યાદા શ્રીઠગિર પધરાવ્યા " ૬૬
ભક્તિપ્રેમ આસક્તિ પામ્યો, સેવ્યા શ્રીગિરિધારી જી,
લીના પ્રાપ્ત થઇ તનુ છૂટ્યે, પુષ્ટિપથ શુભકારી " ૬૭
દયાગમ દ્વિજ વલ્લભી વૈષ્ણવ તેણે આ નાટક રચિયુ જી,
વેદશાસ્ત્ર વચ પ્રમાણુ મધગે સુબુદ્ધિ પંડિત સચિયુ " ૬૮

# ॥ यमुनाजीनी स्तुति ॥

### આર્યા.

જય યમુના શ્રીયમુના, પાને દરશ કદા કિંકર યમના
પુનરપિ આનાગમના નિજપદદાતા નિજબળ જ શ્રમના

### છંદ ભુજંગપ્રયાત

નમો શ્રીયમુને મહારાણી દેવી,
સુરાસુર બ્રહ્મા પિનાકિ સેવી,
ધ્રુવાદિ થયા ધ્રુવ ધામે નિવાસી
પ્રિયા ગોપિઓ કૃષ્ણ થૈ આપ દાસી
સરિતા સદુ સ્વામિની એક ગંગે,
મહાસિદ્ધિ પામી તમારા પ્રસંગે,

---

૬૫ જનક–પિતા–દનિહર મૂરખતા–મૂખતા ૬૭ લીના થ૦–તનુ [દેહ] છૂટે લીના નામ થઇ–અખંડ રામલીના પ્રાપ્ત થઇ ૬૮ સચિયુ–સંચ્યુ–સંગ્રહ કર્યું

૧ પાને ઈ૦–તારા જળનુ પાન કરે તો યમના કિંકર કદા [ક્યારે] દરશ [દરશે?— દેખાય]? અર્થાત્ તારા જળના પાનથી યમકિંકરનુ દર્શન થાય નહિ તેમજ પુનરપિ આનાગમના [જગતમા ફરીને જન્મવા મરવાપણુ] પણ ક્યાર દેખાય છે? તુ નિજબળ [પોતાને બળે] કરીને જન્મનો શ્રમ નાશ [નહિ] આપીને તેને નિજપદદાતા છે ૨ સુરાસુર—દેવ અને અસુરએ ધ્રુવાદિ ઈ૦—તમારા પ્રસંગથી ધ્રુવ વગેરે ધ્રુવ [નિશ્ચળ] ધામે નિવાસી થયા અને તમારાજ પ્રસંગથી ગોપિકાઓ આપ [પોતે] કૃષ્ણની દાસી અને પ્રિયા થઈ

કૃપાસાગરી નાગરી જગ્તમાતા
હરિને નભા ઇશ્વરી ભદ્રદાતા
સદા સમ સિંધુપદી નીર ન્યારૂ,
બને પ્રાણુથી કર્મ અદ્ભૂત સારૂ ૮

નદી નવસે ને નવાણુ ન'વાયે,
સમુ પુણ્ય ગગા વરા એક ના'યે
વિધિક ૫ ગગા ભજે મન્ન ગાત્રે,
ફળે યુક્ત તે યામુના સ્મ [ માત્રે ૯

મીનાદિ રૂપે કાનીદિ ક નિવાસી,
થયા જીવ જે પૂર્વ મા પુણ્ય રાશિ
ગિરા ગોમતી ગૌમતી નર્મદાજી
બીમા ગન્ડકી સર્યૂ આદિક રાજી ૧૦

કુરૂક્ષેત્ર કાશી ગયા પુષ્કરાદિ,
વસે નિમિષારણ્ય જ્યા બ્રાહ્મવાદિ,
નદી તીર્થ ઈત્યાદિ સગે સમાજા,
તમોમા કરે સ્નાન પ્રાયાગરાજા ૧૧

---

પતિનુ નામ કૃષ્ણ છે અને તમારૂ નામ કૃષ્ણા છે રૂપે ઇ૦—તમે બને રૂપે [વસ્તુ રૂપે] એક છો કશુ ન્યારૂ [ જુદુ ] નથી રગે ઇ૦— તમો રગે શ્યામળા છો પણ તમારે વિષે સ્નાન કરનાથી નાણી શ્વેત [ નિર્મળ ] થાછે એ જ વડુ આશ્ચર્ય છે અને અદ્ભુત મહાણી છે ૮ નાગરી—ચતુર હરિવલ્લભા—હરિને પ્રિય. ભદ્રદાતા—કલ્યાણ દાતા ૯ નદી ઇ૦—નવસે અને નવાણું નદીઓ નહવાયે અને ગગામાં એક વરા (વાર) નાહાય તો તે પુણ્ય સમુ (સમ—બરાબર) છે વિધિ ઇ૦ વિધિ (બ્રહ્મદેવ)ના એક કલ્પ પર્યંત મન અને ગાત્રે (કાયાવડે) ગગાને ભજે તો તે યમુનાના સ્મરણમાત્રથી તેટના ફળથી યુક્ત થાય ૧૦—૧૧ મીનાદિ ઇ૦—પૂર્વે જે જીવ મીનાદિ રૂપે (માછના વગેરેના રૂપથી] માનિ દીક [યમુનાના પાણીમા] નિવાસી થયા તે મહા પુણ્યરાશિ [મોટા પુણ્યના ઢગલાવાળા] થયા ગિરા સરસ્વતિ ગૌતમી નાશક આગળ નદી છે તે રાજી—શોભી વસે ઇ૦—જ્યા બ્રહ્મવાદી વસેછે તે નિમિષારણ્ય નદી તીર્થ ઇ૦—ઉપર કહેલી સરસ્વતી આદિક નદીઓ અને કુરૂક્ષેત્રાદિ તીર્થ એ સર્વેનો સમાજ સગે લેઈને પ્રયાગરાજ તમારામા સ્નાન કરેછે [ પ્રયાગ એ સર્વ

તટે ગસક્રીડા મદા કૃષ્ણ ગોપી,
સીતા લાડિલી લાલ એકાંત ઓપી;
જહાં વૃક્ષ વૃક્ષે વશ્યા વેણુપાણિ,
પત્રે પત્ર ચોભુજ છે વેદવાણી. ૧૬
અલૌકિક આનંદદાતાર માજી!
દયો દાસ માગે મુખે કોની ગાજી;
ભણે વા સુણે સ્તોત્ર આ પ્રેમ આણી,
કૃપાદૃષ્ટિ તેને કરે કૃષ્ણરાણી ૧૭

---

## રાગ દેવગાંધાર.

મૂરખ તને કૃષ્ણ કહેતાં શું બેસે નાણું;
મિથ્યા લસરી કરે મનમાની; નહિ તેનું ઠામ ઠેકાણું રે. મુરખ. ૧
દામનું કામ નહિ, નહિ પરિશ્રમ, ગાતાં ગોવિંદગુણ ગાણું;
કિંચિત્ શ્રમ ને લાભ ઘણેરો, નહિ કોઈ એહ સમણું રે. મુ, ૨
ખાનો ના હોય તો નબળો કહું, તારે જોઈએ બસેરનું ભાણું;
અલ્યા હરિ વદતાં તુને આળસ આવે, ભવ ભટકણ નિશ વાંણું રે મુ. ૩
કો દહાડે તુને કોડ થયુ ના જે હું. કૃષ્ણ કીરતન મુખ આણું;
ત્યારે તુમાં ને પશુમાં અંતર શાનો, અલ્યા! તું તે પશુ પૂછ વોંણું રે.મુ. ૪
પ્રભુ સ્મરણ વિના ભવ ના તગાય તે હું, નિશ્ચે કરીને રે જાણું;
જન દયો કહે હરિ ભજ મન મારા, ફરી ન મળે આ ટાણું રે. મુ. ૫

---

ત છે! ૧૬. તટ અને તટના વૃક્ષોનું માહાત્મ્ય કહે છેઃ તટે ઈ૦—૨૫૯ છે. લાડિલી-રાધા. લાલ—કૃષ્ણ ઓપી— શોભી. વેણુ પાણિ—હાથમાં વાંસળીવાળા—કૃષ્ણ ચોભુજ—ચાર હાથવાળા વિષ્ણુ ૧૭ અલૌકિક ઈ૦—હે અલૌકિક આનંદદાતાર માજી [યમુનાજી]! અથવા આનંદદાતા—રમાજી (લક્ષ્મીરૂપ યમુનાજી)! કૃષ્ણ રાણી—યમુના

રાગ દેવગાંધાર ૨ કિંચિત્ શ્રમ— થોડી મેહનત [ગોવિંદ ગુણ ગાવામાં]. ૩. ભાણું— એક વખતનું ભોજન ભવ ઈ૦—નિશા-રાત્રે અને વાહાણું [સવારે] ભવ (સંસારનું) ભટકણ તો તુ તજતોજ નથી! ૪. કોડ થયુ ના—કોડ [હોંશ] થયો નહિ. પૂંછ વોહોણું (પૂછવિહીન)—પૂંછડા વિનાનું.

## રાગ સોરઠ ધુંઘટડાની દેશી.

મન તે મોહનથી શે નવ મોંય;
તેને કાજે શીદ ચિત્ત ગોય. મન તે૦ ટેક. ૧
જગ મન મોહન મદન છે, મદનમનોહર કૃષ્ણ;
તે સંગે મન મોંશ તો, પૂરણ થશે સહુ તૃષ્ણ. " ૨
દ્રવ્ય જોઇ સહુકો દ્રવે, તે દ્રવ્ય જેહનો અંશ;
તે કમળા મોહિત થઇ, સહુ મોહન અવતંસ. " ૩
નારી નરચિત્ત ચોર છે, નર નારીચિત્ત ચોર;
તે બંધેનુ મન હરે, નટવર નંદકિશોર. " ૪
જેને કશી ન કામના, એવા જોગી જન,
તે મોહિત જેમાં થયા, સોપ્યુ તન મન ધન " ૫
જેની રચના જોઇને, મોહ પામે સહુ જન;
કરતામાં કમી શી રહે, દયા વિચારો મન " ૬

## રાગ બીલાવર.

કોણ જન્મ્યું એવું જગમા, જેને માયા ન વળગી;
કૃપા કરી કૃષ્ણે તારીઆ તેથી, કીધા છે અળગી. કોણ. ૧
નખશિખ લગી ઘણાને ગળ્યા, બહુ રહી લપટાઇ;
કેટલાકને લપટી ખસે ખરી, પાછી બેસે ધાઇ. " ૨
કેટલાકને ડરપાવે દૂરથી, કોઇને ઢોળી પાડે;
કોઈ હડશેલે હળવી રહી, કોઇને કર અડકાડે. " ૩
કોઇ પૂરણ કોઈ પોણામા, કોઇ અરધા કોઇ પામા;
કહ્યું આનો કહ્યુ અંશ. પણ નહિ કોઇ વગ પરશામાં. " ૪

---

રાગ સોરઠ ૧. હે મનુષ્ય! તું તારૂં મન તે મોહન સાથે શું ગો [શામાટે] શું મોહિત કરતો નથી! તેના કારણ ઉપર [તેનુ કાર્ય— જગત્‌ને ઉપર)તુ શિદ ચિત્ત લગાડે છે! ૨. જગ ઇ૦-મદન [કામ] જગત્‌ના મનને મોહ પમાડે એવો છે અને કૃષ્ણ મદનના પણ મનનું હરણ કરે એવા સુંદર છે. મોંશ—મોહીશ-મોહ પામીશ. ૩. દ્રવે-ગળે તે દ્ર૦-તે દ્રવ્ય જેનો અંશ છે એવી કમળા (લક્ષ્મી)— જે સૌ મોહન પદાર્થમાં અવતંસ (ઘરેણા) રૂપ છે તે જેનાથી મોહિત થઇ છે, તે મોહન ઉપર તારા મનનો મોહ કર. ૪. નારી ઇ૦—નારી નરના ચિત્તને ચોરનારી છે. અને નર નારીના ચિત્તને ચોરનાર છે. ૩. ડરપાવે-ડરાવે. ૪. કહ્યુ ઇ૦—કોઇ જગોએ આનો (સોળમો ભાગ) અને કોઇ જગોએ તેનો પણ અંશ વળગેલો હશે: પણ તેના પરશામાં—સ્પર્શ રહિત

ચિત્ત હરિમાં નાહે લાગવા, લાગ્યું હોય તો છોડાવે;
ક્લેશ નિરંતર કાળજે, અવિદ્યા એજ કહાવે. " ૫
હું તું મારૂં તારૂં જ્યાં રહ્યું, ત્યાં સમજી લેજો માયા;
તે તો નથી એક કૃષ્ણમાં, બીજા જ્યાં કૃષ્ણદાયા. " ૬
મોહ પ્રપંચ તો સામટો છૂટી, હરિમાં તે લાગે;
આશા ગ્રામ સહુથી મટે, જ્યારે પ્રભુ બળ જાગે " ૭
દયા પ્રભુ નિજ બળ દાખવે, જ્યાં સિફારસ સવળી;
તે તો શ્રી વલ્લભદાસને, બીજી સહુ કૃતિ નબળી " ૮

## રાગ બીલાવર.

હરિનામથકી, સહુજ સર્વ કલ્યાણ દૈવી જન ભાવે;
લંબ કઠિન વિના, પ્રાકૃત જનને અલપે શ્રદ્ધા નાવે. ટેક. ૧
કૂપ ઓદે દુષ્ટ જાન્હવી તીરે, ઉપજે ન ભાવ ગંગાનીરે;
માર્જાર ઉદર ન ભરાય ખીરે, હરિનામથકી. ૨
ઉંટ અતિ પ્રીતે કંકેળ ચાવે, તેને આમ્રકુંપળી ના ભાવે;
કાંઢે પાછી અજાણે ઉદર આવે, હરિનામથકી. ૩
ભલી વસ્તુ અભાગી ન ભોગ પડે, પાકે દ્રાક્ષ કાગમુખ રોગ નડે;
તેનુ ઉદર ભરાય લીંબોળીવડે, હરિનામથકી. ૪

---

નહિ આવ્યો હોય એવો કોઈ નહિ હોય ૬ તે તો ઇ૦—હું, તું, મારૂં, તારૂં, એ વગેરે કૃષ્ણમાં નથી અથવા બીજા—જે કૃષ્ણના દાયા (વારસ-બાળક) શ્રી વિઠ્ઠલ વગેરે છે, ત્યા એ માયા નથી. ૮. દયા ઇ૦—દયારામ કહેછે કે જ્યાં સિફારસ સવળી હોય ત્યા પ્રભુ પોતાનું બળ દાખવે છેઃ પણ તે સિફારસ શ્રીવલ્લભના દાસને પ્રાપ્ત થાય છે. બીજી સર્વે કૃતિઓ (શ્રીવલ્લભના આશ્રય વિનાની) નબળી (બળ રહિત) છે.

રાગ બિલાવર. "હરિભજનથકી, છોટા હોય તે મોટા થાય છે". એ રાગ. ૧ લંબ કઠિન વિના-લાંબા અને કઠણ સાધન વિના. પ્રાકૃત જન-સામાન્ય પુરૂષો અલપે (અરપે)-લગાર પણ. ૨. ભાવ—પ્રીતિ માર્જાર—બિલાડી બિલાડીના પેટમા ખીર ટકતી નથી એ પ્રસિદ્ધ છે. ૩. કંકેળ—એક જાતના કાંટાનાં ઝાડ-કાકોળ આમ્રકુંપળી-આંબાની કુંપળો કાઢે ઈ૦—જો અજાણે આંબાની કુંપળો ઊંટના ઉદર (પેટમાં) આવી હોય તો તે તેને પાછી કાઢે. ૪. ભલી ઇ૦—ભલી વસ્તુ હોય પણ તે અભાગી પુરૂષને ભોગ પડતી નથી—તેના ભોગને ઉપયોગી થતી નથી તેનુ દૃષ્ટાંત. પાકે ઈ૦—

સાગર મચ્છ મગિનામા ન ઠરે, નિંબનો કીટ સાકર માહે મરે.
મિમરી જ્યમ ખરના પ્રાણ હરે, હરિનામથકી ૫ .
જ્વરવાળાને ઘૃત વિષ જેવુ, મક્ષિકા તેલ જાણો તેવુ;
બેઉ દીપક જીવન જોઇ લેવુ, હરિનામથકી ૬
આસુરી ન રૂચે હરિની ભક્તિ, ક્ષુદ્ર દેવ ભજે કરમાસક્તિ,
જ્ઞાની મુનિ યોગી અસુરની ભક્તિ, હરિનામથકી ૭
ફળ શ્રેષ્ઠ નામ હરિ શ્રમ ન કર્યો, શ્રતિવચ નિશ્ચય હરિદાસ વર્યો,
વાણ કઠિણ વિમુખનો ભાવ ખર્યો, હરિનામથકી ૮
કલિમા કોઇ નામ વિના ન તર્યું, ક્યમ જે ઉર અચળ અવિદ્યા ભર્યું,
તેનાનુ પણ નામથી કામ સર્યુ, હરિનામથકી ૯
સર્વ દાસ વળી કૃતિ પાપ કરે તદપિ જો નામ મુખ ના વિસરે,
હરિ પરમ પદે તે જન ઠરે, હરિનામથકી ૧૦
સહજે અતિ ફળ હરિનામ વિષે સુણી દૈવીજનનુ હ્રદય હિસે,
આસુર જન કેવળ કથન દીસે, હરિનામથકી ૧૧
બગલા મુક્તાફળ યોગ્ય નથી, મરે મચ્છ માટે નિશિ દિવસ મથી,
ધની ભી’ન તદપિ પ્રીતિ પીતળ થકી, હરિનામથકી ૧૨
ઘૃત છતે તેલ તેલી ખાયે, કૃપિવન કમોદ રૂચિ ના જાયે,
ત્યમ વિમુખ ન હરિ કીર્તન ગાયે, હરિનામથકી ૧૩

---

જ્યારે દ્રાક્ષ પાકે છે ત્યારે કાગડાને મુખનો રોગ થાય છે ૬ મક્ષિકા (માખ) ને તેલ પણ તેવુ (વિષ જેવુ ) જાણે બેઉ ઇ૦— ( ઘી ને તેલ) એ દીપકનુ તો જીવનજ જાણવુ ૭ આસુરી— આસુરી પ્રકૃતિના જીવો ક્ષુદ્ર ઇ૦— તેઓ કર્મમા આસક્તિ (પ્રીતિ) રાખીને ક્ષુદ્ર [હલકા] દેવ ભજેછે, તથા જ્ઞાની, મુનિ, યોગી અને અસુરની ભક્તિ કરેછે ૮ ફળ ઈ૦–હરિ નામમા કશો શ્રમ છે નહિ અને ફળ શ્રેષ્ઠ છે એવુ શ્રુતિનુ વચન સાભળીને હરિના દાસના મનમા તેનો નિશ્ચય વર્તો છે પણ તેમા કાંઈ કઠિનતા નથી તેથી વિમુખ પુરૂષનો ભાવ તેમાથી ખશી જાય છે ૯ કલિમા ઈ૦—કલિયુગમાં હરિના નામ વિના કોઇ વસ્તુ નથી, કેમકે તેમા મનુષ્યનુ ઉર(હ્રદય) અચળ (સ્થિર) અવિદ્યાથી ભરેલુ હોય છે ("कलौ केशवकीर्तनम्" એમ પુરાણમા પણ કહ્યુ છે ) ૧૦. સર્વ ઇ૦—દાસ (હરિદાસ) હોઇને સર્વ પાપની કૃતિ કરે, એ અન્વય ૧૧ હિસે—હરખે આસુર ઈ૦—આસુરી મનુષ્યો હરિનુ નામ ઉચ્ચારે છે તો તે કેવળ કથન માત્રથીજ, તેમનુ હ્રદય તેથી હર્ષ પામતુ નથી ૧૨ ધની ઈ૦—ભિલ્લ ધની( ધનવાન ) હોય તથાપિ તેની પ્રીતિ પીતળમા કહેવાય છે ૧૩ ઘૃત ઈ૦—ઘી છતા પણ તેલી (ઘાંચી) તેલ (તેલ) ખાય

સિદ્ધાત કહ્યાનુ એજ ઠર્યું નામે દૈવીજનનુ કાર્ય સર્યું
દયાનુ મન કૃષ્ણ કૃપાથી ઠર્યું, હરિનામથકી ૧૪

## રાગ કાળીંગડો.

શ્રીહરિ ભજો કોટિ કલ્પના કાઢી, વળગી રહેશે કર્મની કુટપ એ તો દાઢી,
નિજ બળે કોઈ શક્યુ ન મૂળ વાઢી, શ્રીહરિ ભજો ૧
દુઃખ સુખ નિર્મ્યું જે નદકુમારે, તે ઘટયુ વધ્યુ કોઈથકી નહો ક્યારે
શોક હરખ શીદ ધરોછો તેનો ત્યારે, શ્રીહરિ ભજો ૨
દુ ખ સુખ જનમ મરણની જોડી નિશદિન શૃ ખલા કોણ શકે ત્રોડી,
છૂટે ત્યારે કૃષ્ણ કૃપાળ નાખે છોડી, શ્રીહરિ ભજો ૩
દેહવડે કર્મ કરમે દેહ આવે કારણ હતુ પ્ર થમ તે કોઈના બતાવે,
એ ગુચવણી 'ઈચ્છા ગોપાળની' શમાવે શ્રીહરિ ભજો ૪
સચિત ને ક્રિયમાણ પ્રારબ્ધ બહુ વિવાદી, બોલો પડિત કોણ ઠરાવ્યુ એમા આદિ,
ઈચ્છા વિના શુ મહિયે ઝઘડો એ અનાદિ શ્રીહરિ ભજો ૫

---

છે કૃષિબલ [ખેડૂત]ની રૂચિ કમોદ ઉપર જતી નથી— પતી નથી [જો કે કમોદ તેને ઘેરજ પાકેછે]

રાગ કાળીગડો દાઢી (દહાડી)–દરરોજ મૂળવાઢી [કલ્પનાનુ]. ૩ નિશદિન—એ પણ તેવીજ જોડી છે શૃ ખલા–બેડી મતલબકે એ દુ ખ સુખાદિ દ્વદ્વ (જોડી) ની બેડી કોણ તોડી શકેછે? જ્યાર કૃપાળુ કૃષ્ણ તેને છોડી નાખે ત્યારે તે છૂટે ૪ દેહ ઈ૦—દેહવડે કર્મ થાય છે અને કર્મથી દેહ નામ થાય છે ત્યારે તેમા પ્રથમ કોણ? કર્મ કે દેહ તે કોઈ બતાવતુ નથી એ ગચવણી 'ગોપાળની ઈચ્છા શમાવે છે અર્થાત્ ગોપાળની ઈચ્છા' એ દેહનુ કારણ છે એમ કહેવાથી એ વિવાદનો અત આવેછે ૫ સચિત ઈ૦— કર્મના ત્રણ પ્રકાર છે સચિત પ્રારબ્ધ અને ક્રિયમાણ જે કર્મ અનેક જન્મે કરીને કર્યાછે તેનો સમુદાય તે સચિત કર્મ તે સચિતમાથી ભોગ આપવાને તત્પર થયેલા કર્મ જેનો વર્તમાન દેહ બધાયો છે તે પ્રારબ્ધ અને વર્તમાન દેહવડે જે નવીન કર્મ કરાય છે તે ક્રિયમાણ એ કર્મ સમજવાને વારવાર એ વીના દાણાનુ અને બડુકનુ દૃષ્ટાત આપવામા આવે છે જેમ પૂર્વે ઘણી સાલો પકવીને દાણાના જે કોઠાર ભર્યા છે તે સચિત કર્મ જેવા જાણવા ચાલુ સાલને માટે ખાવાના જે જુદા કાઢવામા આવ્યા છે તે પ્રારબ્ધ જેવા અને જે દાણા ખેતરમા વાવ્યા છે જેમાથી નવીન દાણા થવાના છે તે ક્રિયમાણ જેવા બડુકનું દૃષ્ટાત એથી સારુ છે તે એવુ કે—આગળ ઉપર ઉપયોગ કરવાને/

કેટલા કર્મે સુખ દુઃખ કલ્પે કેટલા જાણે, મન સ્વભાવે ક્લેશાનંદ કેટલા પ્રમાણે;
મૂળ સર્વનું હરિ ઈચ્છા માન્યું સંત શાણે, શ્રીહરિ ભજો. ૬
દુઃખનું સુખ ને સુખનું દુઃખ કૃષ્ણ કરે તો થાયે, તે કરવા પણ સમર્થ જેનો નહિ ઉપાયે;
પણ નિજ જનનું અહિત બને ના વ્રજરાયે, શ્રીહરિ ભજો. ૭
આકળ ગતિ છે અટપટી ઈશ્વરની એવી, મોટાથી મોટાની ના પોંચી મતિ તેવી;
રાખે ત્યમ રહે દયા પ્રીતમને સેવી, શ્રીહરિ ભજો. ૮

## રાગ કાળીંગડો.

હે સ્વતંત્ર શ્રીજી ત્યમ કરો જ્યમ ભાવે, ઇશ્વર પ્રત્યે જોર ના કોઇનુ ફાવે;
શર્ણે પડ્યા તેને પણ માયા અકળાવે, હે સ્વતંત્ર શ્રીજી. ટેક. ૧
નરતું કોઇનું નાથ કરો ના વેદ ગાયે, જીવ અશક્યે નિજ બળે કશું નવ થાયે;
કહો તદા જીવ દુઃખ ભુક્તે છે કીએ ન્યાયે, હે સ્વતંત્ર શ્રીજી ૨
શ્રુતિ સ્મૃતિ સંત સર્વ એમ ગાયે, હરિ સમરતા સદ્ય સકળ દુઃખ જાયે;
સત્ય ખરૂં પણ દૃષ્ટે કશું ના દેખાયે, હે સ્વતંત્ર શ્રીજી. ૩

---

માટે જે ગોળીઓ તોસ્તાનમાં ભરી રાખવામા આવે છે તે સંચિત કર્મ જેવી જાણવી; જે ગોળી બંદુકમાં ભરીને નિશાન ઉપર ફેંકી મૂક્યા હોય તે પ્રારબ્ધ જેવી (અનિવાર્ય ફળ આપનારી), અને જે ગોળી ફેંકવાને બંદુકમા ભરી છે તે ક્રિયમાણ જેવી. એ ત્રણ પ્રકારનાં કર્મ બહુ વિવાદી છે—એ વિશે બહુ વિવાદ ચાલેછે. હે પંડિત બોલો, કે એમાં કોણ આદિ છે? (એ ત્રણે કર્મ એવાં છે કે એક ઉપજવાને બીજાની અપેક્ષા રહેછે.) માટે ત્યાં હરિની ઇચ્છા વિના બીજું શું કારણ કહીએ? કેમકે એ ઝગડો તો અનાદિથી ચાલ્યો આવે છે. ૬. કેટલા ઇ૦—કેટલાક [સાંખ્યાચાર્યો વગેરે] કર્મથી સુખદુઃખ થાય છે એમ કલ્પના કરેછે (કેમકે તેમને મતે વસ્તુતઃ જીવને દુઃખ છેજ નહિ), કેટલાક [મીમાંસકો] કર્મથી સુખદુઃખ થાયછે એમ જાણેછે—નિશ્ચયથી માનેછે. [કેમકે તેમને મતે સુખદુઃખ કર્તા બીજું કોઈ છેજ નહિ.] કેટલાક (યોગાચાર્યો વગેરે) મનના સ્વભાવથી ક્લેશાનંદ [સુખદુઃખ] થાયછે એમ પ્રમાણે છે—પ્રમાણ આપી કહેછે. પણ શાણા સંતે તો એ સર્વનુ મૂળ [આદિ કારણ] 'હરિ' એજ માન્યું છે. ૭. તે કરવા ઇ૦—જેનો ઉપાય ન હોય તે કરવાને પણ તે સમર્થ છે. માત્ર તેનાથી ન બને તેવું એકજ છે. તે એકે, તેનાથી પોતાના ભક્તોનું અહિત બની શકતુ નથી.

૧. રાગ કાળીંગડો, ૨. નરતું—નઠારૂં. જીવ અશક્યે—કાંઇપણ કામ પાર પાડવાને અશક્ય એવો જીવ, તેનાથી પોતાના બળથી કાંઈ થતું નથી. એમ છે ત્યારે કહો કે, જીવ દુઃખ ભોગવે એ કયા ન્યાયથી? અર્થાત્ તમેજ દુઃખ આપો છો એમ ઠરેછે, તો તે યોગ્ય છે શું? ૩. હરિ દુઃખ આપે છે

હરિગુણ ગાતા કુબુદ્ધિ રહે નહિ નામે, ગાતા ઘરડા થયા મોં'વાયા કામે દામે,
કહેતા કંઇ નથી ફાવતુ એણે ઠામે, હે સ્વતંત્ર શ્રીજી ૪
રામ રટતા દેહ તજ્યો દશરથ હજુ સ્વર્ગે, શુક મિષ નામાભાસે ગણિકા ગઈ અપવર્ગે,
રામ જપતા છૂટયુ કપાલ નહીં ભર્ગે, હે સ્વતંત્ર શ્રીજી ૫
એક મારે નામે હું સરખો નર થાયે, નિત્ય નિરંતર નામ તમારા ઘણા ગાયે,
શું કહીએ આધિ વ્યાધિ વિષે તે પીડાએ, હે સ્વતંત્ર શ્રીજી ૬
કૃપા કરોઠો કરડું એક બ્રહ્માદિકથી ઝાઝી, તદપિ તેને સંતાપે માયા મનમાં બાઝી,
કાળજ ફાટયુ કયાં લગાડે નિશા સાજી, હે સ્વતંત્ર શ્રીજી ૭
તમારો છુ એકજ વાર કહે કોઈ, શ્રીકૃષ્ણ તેને આપો અભય બિરદ જોઇ,
તે પણ અધુના નથી દેખાતું રહીએ રોઈ, હે સ્વતંત્ર શ્રીજી ૮
સ્વલ્પ ધર્મ પણ મારો મા ભયથી રાખે સાચુ, શ્રીમુખ બોલ્યા આપ કહેવાય કયમ કાચુ,
સભય સદા આપ કૃતિમાં જદપિ નાચુ, હે સ્વતંત્ર શ્રીજી ૯

---

તે ન્યાય નથી એમ બતાવતા કહે છે, શ્રુતિ ઈ૦—સ્પષ્ટ છે દૃષ્ટ ઈ૦—હરિ સમરતા દુઃખ જાય એ વાત સાચી, [પણ તે સમરનારા દુઃખી જોઈએ છીએ માટે] તે સત્ય પૈકી કાંઈ દૃષ્ટ (નજરે) દેખાતુ નથી ૪ હરિગુણ ઇ૦—હરિ ગુણ ગાતાં કુબુદ્ધિ નામે રહે નહિ, પરંતુ તે ગુણ ગાતા ગાતા ઘરડા થયા તોપણ કામે અને દામે મોં'વાયા—મોહ પામ્યા, એવી કુબુદ્ધિ થઇ છે એ ઠામે કાઇ કહેતા ફાવતુ નથી—'હરિ ગુણ ગાવાથી કુબુદ્ધિ જાય' એમ કહીએ છીએ ખરા પણ પ્રત્યક્ષ પ્રતીતિ ન મળવાથી પ્રતિવાદીના આગળ અમે નિરુત્તર થઇએછીએ ૫ દશરથે રામ રટતા દેહ તજ્યો તે હજી સ્વર્ગમાંજ છે અને શુકને પઢાવવાને મિષે [બહાને] ગણિકાએ રામ નામ જપ્યુ (જેને નામાભાસ કહેવાય છે, તે ગણિકા અપવર્ગ (મોક્ષે) ગઇ, અને ભર્ગ [બ્રહ્મા] ને જે કપાલ વળગ્યુ હતુ તે રામ જપવાથી પણ છૂટયુ નહિ ૬ એક ઈ૦—'મારે નામ જપે તે નર મારા જેવો થાય' એવુ તમારૂ વચન છે તેની સત્યતા પણ સમજાતી નથી નિત્ય ઈ૦—સ્પષ્ટ છે ૭ કયહુ—કોઇ જગોએ નિશા—હળદર સાજી—સાજીખાર ૮ બિરદ—યોગતા યશ અધુના—હમણાં ૯ સ્વલ્પ ઈ૦—મારો આ ધર્મ જે સ્વલ્પ (જરા) પણ આચરે છે તેને તે મહા ભયથી રાખે છે (બચાવે છે જુઓ ગીતા—'स्वल्पमप्यस्यधर्मस्यत्रायतेमहतोभयात्" આપ કૃતિમા—આપના કહેલા ઉપદેશ રચનામાં જદપિ [યદ્યપિ]—જો કે નાચુ-

પાપે નામ નામે ના નામે પાપ નામે, કૃષ્ણ ક્હુ શીગેરે પાપ હ્રદયમા વાસ,
શાથી મળતા હો નીત કયમ દોશ મારા ભાસે, હે સ્વતંત્ર શ્રીજી ૧૦
સુણે ભણે વા ગાય આદરે હરિ વખાણે, નિશ્ચેજોડી પાવન થાય તેજ ટાણે
સમરૂ તદપિ સાધુના શાથી કોણ જાણે, હે સ્વતંત્ર શ્રીજી ૧૧
વેદાદિકના વચન સકળ મત્ય કાવે, પણ ત્યારે જ્યારે તમારા મનમા આવે,
કરો ચાહો તે સર્વેશ્વર શંકા મેની નાવે, હે સ્વતંત્ર શ્રીજી ૧૨
શરણાગતનુ સાધન સાધુપણુ ન જોવુ નિજ બળથી નિજ જન જાણી દુઃખ અઘ ખોવુ,
દયા પ્રીતમજી નહિ શોભે જેવુ મારૂ રોવુ, હે સ્વતંત્ર શ્રીજી ૧૩

## રાગ લલીત.

હરિ સબંધવડે અતિ અધમ વસ્તુ અતિ ઉત્તમ થાય,
કાંઇ કહી દાખુ સાભળજો સજ્જન મન સંદેહ જાય ટેક ૧
ઉત્પત્તિ અધમતા મરત ગઇ, અગ્નિસુત સહુ હરિસ્રીઓ થઇ,
જ્મી રાસ કૃષ્ણ સંગ કૃષ્ણમયી, હરિ સંબંધવડે ૨

નથી સંસ્કાર સાધન બાગે હરિ શરણુ ગયો મહાદુઃખ વાળો
મળમાસ ને પુરૂષોત્તમ ન્યાગો, હરિ સંબધ વડે ૩
મધુદૈત્યસ્થળ મથુરા થયું, તે વ્રજરજ અડી તેનુ પાપ ગયુ,
ધ્યાન રૂપ શિવ સમશાને ભયુ હરિ સંબધ વડે ૪
જુઓ કુશાસુર સ્થળ દ્વારતી, જ્યાહા અસ્થિ ચક્ર તે પૂજ્યે ગતિ,
એ બળ ગરુડ સંબધ લક્ષ્મીપતિ, હરિ સંબધ વડે ૫
મગે ગંગા અધમ જળ ગાયે ગંગા, ક્ષત્રી રૂધિર તીર્થ રામપદ સંગા
વાયસ વિષ્ટાની સ્થળ અતિ ચંગા, હરિ સંબધ વડે ૬
શુચિ નામ અસુર અરિ અંતે મળે પૂજ્યો વાલ્મિક પાડવે ભક્તિ બળે
મળ મંત્ર પવિત્ર ગૈ ઉદર ભળે, હરિ સંબધ વડે ૭
હરિ નામાભાસ પુત્ની તરી, ભક્ત સંબધ એકોત્તરશત ઉધરી,
ગીધ વ્યાધ તર્યા દર્શને હરિ, હરિ સંબધ વડે ૮
સદ્ સંબધ બળ સહુથી મોટું, જેથી અતિ ઉત્તમ હોય અતિ ખોટું,
દયા સહુ સાધન એથી છોટું, હરિ સંબધ વડે. ૯

---

સાથે રાસ રમી કૃષ્ણમયી [ કૃષ્ણ રૂપ ] થઈ ગઈ ૩ બીજુ દૃષ્ટાંત મળ માસ અધિક માસ—અધિક માસમા સંક્રાતિ નથી, વ્રત દિવસ નથી, પર્વ નથી, તેનો અધિષ્ઠાતા દેવ નથી, ઈત્યાદિ કાંઈ ન હોવાથી તે માસ સર્વ તરફથી તિરસ્કાર પામ્યો અને તેથી ખિન્ન થઈને તે બિચારો વિષ્ણુને શરણે ગયો વિષ્ણુએ તેને 'પુરૂષોત્તમ માસ' એવી રીતે પોતાના નામથી અંકિત કરીને તે માસમા કરેલા પુણ્ય દાન, વ્રત, ઉપવાસ વગેરેથી હરિ અત્યંત પ્રસન્ન થાયછે એમ પ્રસિદ્ધ કર્યું એવી રીતે હરિના સંબધથી અધમ વસ્તુ ઉત્તમ થાયછે [ અધિક માસ માહાત્મ્ય જુઓ ] ૪ પાપ ઈ૦—મધુ દૈત્યે જે અનેક હિંસાઓ તે સ્થળમા કરેલી તેનુ પાપ વ્રજની રજે અડવાથી ગયુ છે ધ્યાન રૂપ ઈ૦—તેની શિવ સમશાને પણ ધ્યાન રૂપ [ ધ્યાન ધરવા લાયક ] થઈ ૫ અસ્થિ ઈ૦—અસ્થિ [ હાડકા ] રૂપ ચક્ર તે પૂજ્યે—પૂજવાથી ગતિ—સદ્ગતિ મળે છે [ ચક્રને હરિનો સંબધ છે માટે ] ૬ ક્ષત્રી ઈ૦—ક્ષત્રિયના રૂધિરનો ખાડો ભરીને તેમા રામે [ પરશુરામે ] પગ બોળ્યો તેથી તે તીર્થ થયું વાયસ ઈ૦— ૭ શુચિ ઈ૦—'અસુરારિ' શબ્દમા અંતે અરિ [ કૃષ્ણ ] મળવાથી તે મળનુ અસુરનુ નામ પણ શુચિ [ પવિત્ર ] ગણાય છે પૂજ્યો ઈ૦— ૮ હરિ ઈ૦—હરિના નામાભાસથી [ પોપટ ભણાવતા રામ નામ બોલવાથી ] પુત્ની [ ગણિકા ] તરી અને ભક્તનો સંબધ થવાથી એકોત્તરશત [ એકસો એક પેઢી ] ઉધરી ગીધ—જટાયુ વ્યાધ—પારધી ૯ જેથી ઈ૦—જેથી અતિ ખોટુ તે

## રાગ કાફી.

ફૂલ્યો શું ફરેછે રે, ભુંડા ! ભ્રમમાં પડ્યો,
મનુષ્ય દેહ રૂપી રે, ખોટો મણિ હાથે ચઢ્યો  ટેક
શઠો થઈને દુનિયામાં ફર્યો તું, તેણે શયું શું કાજ,
જે નર જાણે જાવું પલકમાં, ત્યાહા કયમ રહેશે લાજ,
એ પણ તારૂં ત્યારે રે, જ્યારે ના જમ હાથ ચઢ્યો  ફૂલ્યો  ૧
જનણીનીમાં વાટજ ઊંધી, જ્યારે નર્ક નિવાસ ઠર્યો,
મિથ્યા જનુની ભારે માગી અધ્યા ! જન્મ ધર્યો ના ધર્યો,
મારે જોની જાગી રે, અવસર આવી અડ્યો  "  ૨
શું રે થયું સંપત ઘણી મળે, શું થયું મોટે ઘરદ્વાર,
નિશ્ચિત થઈને હરિને ન ભજ્યા, તારો ધિક્ક પડ્યો અવતાર,
ધિક્ક તારૂં જીવ્યું રે, દૈવ તને શાને ઘડ્યો !  "  ૩
સમજ માન મન મારી શીખામણ, મમતા મૂકી કરી,
કર સમરણ પુરૂષોત્તમ બ્રહ્મ, રાધે કૃષ્ણ હરિ,
ત્યારે દયો જાણે રે, સહુથી સરસ નિવડ્યો  "  ૪

## રાગ કાફી.

સાચું તો સગપણ રે, સમજ મન શ્યામ તણું,
બાકી સહુ જૂઠું રે, કશું નથી કામ તણું  ટેક
માત તાત સુત ભ્રાત ને ભગિની શ્યામા સહોદર સોય,
કુળ કુટુંબ સખા ગોત્રને જ્ઞાતિ તારૂં છે નહિ કોય,
સગું છે એ તો સર્વે રે સુખ ને દામ તણું  સાચું  ૧

---

અતિ ઉત્તમ હોય—થાય. એ અન્વય  ૨ ઠર્યો—મુકરર થયો ! જનુની—જનની [મા] ધર્યો ન ધર્યો—ધર્યો તે ન ધર્યા જેવો છે  અવસર આવી અડ્યો—આ વખત આવી લાગ્યો છે કેમકે મનુષ્યદેહ મળ્યોછે મનુષ્યદેહ એજ તરવાનું સાધન છે બીજા દેહમાં ઈશ્વર ભજી શકાવાનું નથી  ૩ સંપત-સંપત્તિ મળે—મળ્યાથી મોટે ગૃહદ્વાર-ઘરના બારણા મોટા હોવાથી ઘરનુ બારણું ઘરની સંપત્તિ બતાવી આપેછે કહેવત છે કે 'ઘર પ્રમાણે બાર સાખ" આ કારી યોગ પાટીદર સાથે સાતમી ચોપરીમાં આવી? તેમાં પીગનું

પછી સુદૃઢ પ્રતીતિ દયા પ્રીતમ તણી, જાણો સર્વ ગાયન આવ્યા તેથી બણી,
તેને જાણે મત સહુ મુકુટમણિ, સુણો સહુ ૧૦

પદ.

શોદ કરે સોચના રે, છે શીર શ્રીજી સરખા સ્વામી,
મહાકૃપાળ જનવત્સલ સમર્થ, ઈશ્વર અંતરયામી શોદ ૧
આત્માદિક સહુ કૃષ્ણ સમર્પ્યું, કહે જૂઠુ કે સાચુ,
સાચુ તો તારે શી ચિન્તા, જો ચિન્તા તો કાચુ " ૨
જેથકી કર્મ શુભાશુભ ઉપજે, તે મતિ હરિને અર્પી,
પછીં તેની કૃતિ તારી શાની, શીદ મરેછે ડર્પી " ૩
અશ્વ ચઢીને ખાધ ખડિયો, કે શા માટે વહે છે
વાહનને શો વિરામ તેથી, મૂર્ખપણે દુખ સહે છે " ૪
યદા કહીશ તુ કુકૃતિ હરિ, કરાવી ક્યમ કે'વાયે,
તે સાચુ પણ તુજ કૃતિ કહેતા, સહુ કર્તાપદ જાયે " ૫
જાણી જુગુપ્સિત સજ્જન ન કરે, અશક્યતા એ થા રે,
જાણી જોઇ અનુચિત આરંભો, તો પછી શીદ પસ્તારે " ૬
પ્રીછી પાપ કરે પસ્તાય ન તે તો કહીએ પાપી
અથવા નારદાદિ પણ નિર્ભય, નિશ્ચય હરિ મતિ આપી " ૭

વિશ્વાસ ૧૦ સુદૃઢ—મજબૂત ૧ જનવત્સલ—જન ઉપર વત્સની પેઠે પ્રીતિ રાખનાર ૨ આત્માદિક ઇ૦—તે સમર્પણ લીધુ ત્યારે આત્માદિક સર્વ કાંઇ તારા સબંધનુ જે હતુ તે સર્વ તે કૃષ્ણને સમર્પ્યું છે તે સાચુ સમર્પ્યુ છે કે જૂઠુ [કહેવા માત્ર] સમર્પ્યું છે તે કહે જો સાચુ સમર્પણ હોય તો પછી કૃષ્ણને સોંપેલા પદાર્થોની તારે શી ચિંતા છે? અને જો તે વિષે મમતા રાખીને ચિંતા રાખેછે તો તારૂં સમર્પણ કાચુ (કહેવા માત્ર—નામનુ જ છે) ૩ શુભાશુભ—સારૂ માઠુ ડર્પી મરેછે—બીહી મરેછે ૫ પૂર્વપક્ષ કરે છે તુ કહીશ ઇ૦—તુ કહેશે કે કુકૃતિ (નઠારૂ કર્મ) હરિએ કરાવી એમ કહેવાય? તો તેનુ સમાધાન એ છે કે તે 'સહુ કર્તા પદ ધારણ કરેછે અમુક કૃતિ તારી કરેલી છે એમ કહીશ તો તેના 'સહુ કર્તા પણાનો તુ ભંગ કરનારો થઇશ એ તાત્પર્ય છે કુકૃતિ હરિ કરાવે છે એ વાતને સમર્થન આપેછે ૬ જાણી ઇ૦—સજ્જન પુરૂષ જાણી જોઇને જુગુપ્સિત [નિંદિત] કર્મ કરે નહિ, પણ તે અશક્યતાએ થાયછે—તે નિંદિત કર્મને તજી શકવાને સજ્જન પુરૂષ સમર્થ નજ હોય ત્યારે તે બને છે કદાચ જાણી જોઇનેજ અનુચિત કર્મ આરંભ્યુ હોય તો પછી પસ્તાવાનુ જ શાનુ? બુદ્ધિ પૂર્વક કરેલા કર્મનો પસ્તાવો ઘટતો નથી ૭ પ્રીછી ઇ૦—પ્રીછી (જાણી જોઇને) જે

ગાડા કહીશ એટલા ઉપર મે, કર્યું ભાસે શા સાર
તે પણ ઇચ્છા મમજ હરિ તારૂ સહુ કરશે વાર " ૮
આગળ અરપી ઇશ્વર ઇચ્છા હાર્દ નર સમજારે
સહુ કરવા સમરથ શ્રીજી પણ નિર્જન અમત ન થાવે " ૯
કદી વ્યવહાર વાળું મોટાની ચિંતા સરખુ ભાસે
પણ સૂક્ષમ સમજણ છે માટે અંતરથી નત્ર ત્રામે " ૧૦
સ્મરણ સમપણ ન રે નિરંતર માટે ઉપજે ચિંતા
જો રહે તો હુપ૦ હારે સહુ કૃતિ ભામે ભાવતા ૧૧
ચિંતા કોઇ વાતની પણ કરી । શ્રીમહાપ્રભુ ભાખ્યુ,
દયાનીનમ પ્રતિ કૃત સબધ માટે નિજ બળ દાખ્યુ " ૧૨

પડી સુદૃઢ પ્રતીતિ દયા પ્રીતમ તણી જાણો મરં ગાધન આવ્યા તેથી બણી,
તેને જાણે મત સહુ મુકુટમણિ સુણો સહુ ૧૦

પદ.

શીદ કરે સોચના રે, છે હરિ શ્રીજી સરખા સ્વામી,
મહાકૃપાળ જનવત્સલ મરમી, ઈશ્વર અંતરયામી શીદ ૧
આત્માદિક સહુ કૃષ્ણ સમર્પ્યું કહે જૂઠું કે સાચું,
સાચું તો તારે શી ચિન્તા, જો ચિન્તા તો કાચું " ૨
જેપકી કર્મ શુભાશુભ ઉપજે તે મતિ હરિને અર્પી,
પછી તેની કૃતિ તારી શાની, શીદ મરેછે ડર્પી " ૩
અશ્વ ચઢીને ખાધ ખડિયો, કે શા માટે વહે છે
વાહનને શો વિરામ તેથી, મૂર્ખપણે દુ ખ સહે છે " ૪
તંગ કહીશ તું કુકૃતિ હરિ કરાવી એમ કેવાયે
તે સાચું પણ તુજ કૃતિ કહેતા અહં કર્તાપદ જાયે " ૫
જાણી જુગુપ્સિત સજ્જન ન કરે અશક્યતા એ થાયે
જાણી જોઇ અનુચિત આરભે તો પછી નહિ પસ્તાયે ' ૬
પ્રીછી પાપ કરે પસ્તાય ન તે તો કહીએ પાપી
અથવા નારદાદિ પણ નિર્ભય, નિશ્ચય હરિ મતિ આપી " ૭

---

નિશ્વાસ ૧૦ સુદૃઢ—મજબૂત ૧ જનવત્સલ—જન ઉપર વાત્સલ્ય પેઠે પ્રીતિ રાખનાર ૨ આત્માદિક ઇ૦—તેં સમર્પણ લીધું ત્યારે આત્માદિક મન માહે તારા સબંધનું જે હતું તે સર્વ તેં કૃષ્ણને સમર્પ્યું છે તે સાચું સમર્પ્યું છે કે જૂઠું [કહેવા માત્ર] સમર્પ્યું છે તે કહે જો સાચું સમર્પણ હોય તો પછી કૃષ્ણને સોંપેલા પદાર્થોની તારે શી ચિંતા છે? અને જો તેની મમતા રાખીને ચિંતા રાખેછે તો તારું સમર્પણ કાચું (કહેવા માત્ર—નામનુંજ છે) ૩ શુભાશુભ—સારૂં માઠું ડર્પી મરછે—બીહી મરેછે ૫ પૂર્વપક્ષ કરે છે તું કહીશ ઇ૦—તું કહે કે કુકૃતિ (નઠારૂં કર્મ) હરિએ કરાવી એમ કહેવાય? તો તેનું સમાધાન એ છે કે તે સહુ તેં પ૦ ધારણ કરેછે અમુક કૃતિ તારી કરવી છે એમ કહીશ તો તેના 'સહુ કર્તાપણાનો તું ભંગ કરનારો થઈશ એ તાત્પર્ય છે કુકૃતિ હરિ કરાવે છે એ વાતને સમર્થન આપેછે ૬ જાણી ઇ૦—સજ્જન પુરૂષ જાણી જોઈને જુગુપ્સિત [નિંદિત] કર્મ કરે નહિ, પણ તે અશક્યતાએ થાયછે—તે નિંદિત કર્મને તજી શકવાને સજ્જન પુરૂષ સમર્થ નજ હોય ત્યારે તે બને છે કદાચ જાણી જોઈનેજ અનુચિત કર્મ આરભ્યું હોય તો પછી પસ્તાવાનુંજ શાનું? બુદ્ધિ પૂર્વક કરેલા કર્મનો પસ્તાવો ઘટતો નથી ૭ પ્રીછી ઇ૦—પ્રીછી (જાણી જોઈને) જે

તદા કદીશ એટલા ઉપર મે, કર્યું ભાસે શા માટે " ૮
તે પણ ઇચ્છા મમજ હરિ તારે સહુ કરશે વાર
અફળ અટપટી ઇશ્વર ઇચ્છા હાગદ નવ સમજાવે. " ૯
સહુ કરવા સમરથ શ્રીજી પણ નિજજન અમત ન થાવે
કદી વ્યવહાર વાર્ણો મોટાની ચિંતા સરખુ ભાસે " ૧૦
પણ સુક્ષમ સમજણ છે માટે અંતરથી નવ ત્રાસે
સ્મરણ સમર્પણ ન રે' નિરંતર માટે ઉપજે ચિંતા. " ૧૧
જો રહે તો હુપદ હારે મહુ કૃતિ ભાસે બાવતા
ચિંતા કાઇ વાતની પગુ કરની । શ્રીમહાપ્રભુ ભાખ્યુ " ૧૨
દયાનોતમ પુષ્ટિ કૃત સબધ માટે નિજ બગ દાખ્યુ

## કેદારો.

શ્રીવલ્લભ શ્રીવલ્લભ શ્રીવલ્લભ શ્રીવલ્લભજ,
રટણ રતિસહ રજની દિવસ જેને,
પુષ્ટિપથ સકળ સિદ્ધાંત વણ શ્રમમદા,
વાસ પૂરી રહે હૃદય તેને  શ્રીવલ્લભ. ૧
સહજ સેવા સિદ્ધ માનસી મુખ્ય ફળ,
પ્રેમ આસક્તિસહ વ્યસન ભક્તિ;
સતત નિરોધ મન નંદનંદન વિષે,
શ્રીગુરુ દૃઢાશ્રય ભર વિરક્તિ  શ્રીવલ્લભ. ૨
શ્યામ શ્યામા સુધા રૂપ રંજિત મતિ,
વ્રજપતિ હોય વશ વણ પ્રયાસે,
હેતુ કરુણા કૃષ્ણ દૈન્ય દાસત્વ દૃઢ,
ઉચિત વસ્તુ અખિલ સહજ પાસે  શ્રીવલ્લભ. ૩
વાસ વિશ્વાસ ઉર શરણ બળ શુદ્ધ મુખ,
મંત્ર ગુણ ગાન મતિ શુદ્ધ ધર્મે;
પાપ સંતાપ પ્રતિબંધ પ્રલ્લે સકળ,
જાય નહિ ધી કદાપિ કુકર્મે  શ્રીવલ્લભ ૪
લુબ્ધ સત્સંગ મન મોહ દંપતી અતિ,
ગમતિ ગોવિંદ કૃતિ સદ્ય ભાસે,
નિર્ભયાનંદ નિજ હૃદય સર નિરંતર,
પ્રસીદ પ્રીતમ દયા મન હુલાસે.  શ્રીવલ્લભ ૫

---

કેદારો—ઝૂલણાની દેશી. ૧ રતિસહ-પ્રીતિ સાથે રજની દિવસ-રાત્રી દહાડો ૨ સહજ ઈ૦—તેને માનસી સેવા સહજ સિદ્ધ થાય એ મુખ્ય ફળ છે પ્રેમ ઈ૦—પ્રેમ, હરિમા આસક્તિ સહિત હરિનુ વ્યસન અને તેની ભક્તિ પ્રાપ્ત થાય-સતત ઈ૦—નંદના નંદન [પુત્ર-કૃષ્ણ] વિષે મનનો સતત-નિરંતર નિરોધ [રોકાણ] થાય, શ્રી ગુરુનો દૃઢ આશ્રય પ્રાપ્ત થાય, ભર (સમાર) થી વિરક્તિ [વૈરાગ્ય] પ્રાપ્ત થાય ૩ શ્યામ અને શ્યામા-કૃષ્ણ અને રાધા એમના સુધા (અમૃત) સરખા રૂપમા તેની મતિ રંજિત થાય હેતુ ઈ૦—કૃષ્ણની કરુણા પ્રાપ્ત થવાનો હેતુ જે દૈન્ય [દીનતા] અને દૃઢ દાસત્વ તે પ્રાપ્ત થાય ઉચિત-યોગ્ય [જોઇતી] અખિલ-તમામ સહજ-વગર પ્રયાસે પાસે-પાસે આવી હાજર થાય ૪ વાસ ઈ૦—ઉરમા હરિનો વાસ થાય અને વિશ્વાસ ઉપજે, હરિના શરણનુ શુદ્ધ બળ પ્રાપ્ત થાય, મુખને વિષે મંત્ર અને ગુણનુ ગાન પ્રાપ્ત થાય, તથા ધર્મમા શુદ્ધ મતિ મળે. જાય ઈ૦—કદાપિ બુદ્ધિ કુકર્મે [દુષ્કર્મમા] જાય નહિ ૫ લુબ્ધ ઈ૦—સ૰

## રાગ લલીત.

શ્રી ગિરિવરધારી તમારી અકળ ગતિ અલબેલા;
મતિ મતિ પતિ હારી જેના ચતુર સરવ છે ચેલા. ટેક. ૧
ત્રણ આવરણ ભેદી જળ શ્રીફળમાં ક્યાં થકી આવે;
મહાપંડિતની મેધા થાકી પરને શું સમજાવે. શ્રીગિરિવર. ૨
ગજ કપિત્થ ભક્ષી ત્યાગે તે વાત હૃદયમાં બેઠી;
છોડું અદગ્ધ ગર્ભ ભસ્મ કો' આગ્ય ક્યાંહાં થઈ પેઠી. " ૩
દ્વાર નથી કોશીટકીટ જીવે છે તે શી રીતે;
કોઇના સમજ્યામાં નાવે પ્રભુ તેને પોષે પ્રીતે. " ૪
સકરખોર ખગ સાકર જીવન સાગર મધ્યે રહેછે,
વિચારતાં સંભવે ન ત્યાં પણ, નિત્યે અહાર લહેછે. " ૫
સર્પ કંચુકી ચાર ચોકડી બની ચિતારે નાવે;
સહજે એવી કયમ થાય સહુને અચરજ ઉપજાવે. " ૬

---

સંગમાં મન લુબ્ધ થાય, દંપતીને વિષે મોહ ઉપજે—તાત્પર્ય કે પુરૂષ પોતાની પત્ની ઉપર અને પત્ની પોતાના પતિ ઉપરજ મોહિત થાય, સઘળી કૃતિ એવિ દને ગમતી થાય છે એમ ભાસે નિર્ભયા ઇ૦—પોતાના હૃદયમાં નિરંતર નિર્ભય-પણે આનંદ રસ પ્રાપ્ત થાય, હે દયાના પ્રીતમ પ્રમીદ [તું પ્રસન્ન થા] કે જેથી મન હુલાસે [ઉલ્લાસમાં રહે] 'પ્રસિદ્ધ' લેઇ તો. પ્રસિદ્ધ એવા દયાના પ્રીતમ મનને હુલાસે [આનંદમાં રાખે]. ૧. ગિરિવરધારી—મોટા પર્વતને ધારણ કરનારા. મતિ ઈ૦—મતિપતિ [બુદ્ધિના પતિ—મોટા બુદ્ધિમાન] ની બુદ્ધિ પણ હારી. ૨. ત્રણે આવરણ—ત્રણ આવરણ [પડદા]—ઉપરનું છોડું, કાચલું અને કોપરૂં. મેધા—બુદ્ધિ. ૩. ગજ ઈ૦—ગજ [હાથી] કપિત્થ [કોઠું] ભક્ષીને ત્યાગે [લાદની સાથે બાહાર કાઢે] તે વાત હૃદયમાં બેઠી (મનમાં વિચાર કરવા-જેવી લાગી) છોડું અદગ્ધ (જઠરાગ્નિથી બળ્યા વિનાનું) રહેછે અને ગર્ભ ભસ્મ (બળી જાય છે) તો તેમાં આગ ક્યાં થઇને પેઠી? હાથી કોઠું ખાય છે તે પાછું આખું નીકળે છે પણ તેને ફોડીને જોતાં તેમાંનો ગર્ભ બળી ગયેલ હોય છે, એમ કહેવામાં આવે છે. એ મતલબનો એક સંસ્કૃત ગ્રંથમાં પણ શ્લોક છે કે, "प्राप्तव्यप्राप्यमितेरेवनारिकेलफलांबुवत्। गतव्यंगच्छतीत्येवगजभुक्तकपित्थवत्।" જે મળવાનું હોય છે તે નાળિયેરમાં જે પાણી ભરાય છે તેમ અકળિત રીતે મળે છે અને જે જવા કાળ છે તે હાથીએ ખાધેલા કોઠાની પેઠે (કોઠાના ગર્ભની પેઠે) જાય છે." ૬. સર્પ ઇ૦—સર્પની કંચુંકી (કાંચળી) ની ચાર

વિવિધ વર્ણનાં પુષ્પ પીછ મયૂરનાં મનોહર ભાસે;
સુંદર સદન સુધરીનું જોઈ સુઘડ મતિમદ નાસે. " ૭
મોંછા અક્ષર પાઘ પ્રકરતી સાદાદિક સહુ ન્યારૂં;
સરખું છે કેમ જણાયજ નૂતું, મુજે નહિ વિચાર્યું. " ૮
બદ્દુક રંજક ભડક ભડાકો અરૂણુ ગોળી અરિ પાતા;
પાવ પલકમાં સહુ એક સંગે અજબ જંત્ર વિખ્યાતા. " ૯
કમળનાળ જળ સંગે વાધે આઝું થોડી વારે;
ગુપ્ત નથી એ પ્રકટ વાત છે કૌતક વડું વિચારે. " ૧૦
તુષાર બાળે નાગવેલી બળે પત્ર પરોવ્યુ શત કોશે;
કૂર્મ કરે સમરણુ રહી દૂરે પુષ્ટ બાળ વણુ પોષે. " ૧૧
સાધુ દુષ્ટ સુત દુષ્ટ સાધુ સુત ઉગ્રસેન પ્રલ્હાદા;
મણિ સર્પથી દીપથી કજ્જલ માદા નર નર માદા. " ૧૨
કૌતુક રૂપ કૃષ્ણ લીલા સહુ કહેતાં પાર ન આવે;
દયો કહે ગાતાં અઘ નાસે ફિર આનંદ ઉપજાવે " ૧૩

---

(સુંદર) ચોકડી તે ચિત્તારાથી પણુ બની આવે નહિ. ૭ સદન—ઘર. સુઘડ૦—સુઘડ પુરૂષની મતિનો પણુ મદ નાસે છે ૮. મોંછા—મુખ છાયા—મુખાકૃતિ. અક્ષર—મુખોચ્ચાર. પાઘ—પાઘડી પેહેરવાની ઢબ પ્રકરતી (પ્રકૃતિ)-સ્વભાવ. સાદાદિક—સાદ (ઘાટો—સ્વર) વગેરે. એ સર્વે દરેક માણસનું ન્યારૂં ન્યારૂં હોય છે. એમ છતા માણુસ તો સરખુજ છે ત્યારે એ સરખાપણું એ ઠેકાણે જુદુ કેમ જણાય છે? ૯. બદૂક ઇ૦—બદૂકમાં રંજક પડવાની સાથેજ ભડકલુ થાય છે, ભડાકો થાય છે, ગોળી અરૂણુ [લાલ] થાય છે. અને અરિ [શત્રુ] નો પાત થાય છે [પડેછે] એ સઘળું પાવ પલકમાં પા પળમાં સાથે લાગુ થઈ જાય છે એવો એ અજબ અને વિખ્યાત જંત્ર છે ૧૦. કમળનાળ ઇ૦—ચેડા પાણીમાં કમળનો નાળ તેટલો [પાણીની ઊંડાઈ જેટલો] લાંબો હોય છે, પણુ એકાએક તે પાણી જો બમણુ ત્રમણું ઉંચુ ચઢી જાય તો તે કમળનો નાળ પણુ તેટલોજ લાંબો એક દમ] વધી જાય છે એ મોટુ કૌતુક છે. ૧૧. તુષાર ઇ૦—તુષાર [હિમ] નાગવેલી (નાગર વેલને) બાળે છે ત્યારે તેનું પત્ર જો સો કોસ ઉપર પોહોચ્યુ હોય તે પણુ બળે છે! કૂર્મ ઇ૦—કાચબો દૂર રહીને પોતાના બાળકનું સ્મરણ કરે તો તેનું બાળક વગર પોષે પુષ્ટ થાય. ૧૨ સાધુ ઇ૦—ઉગ્રસેન સાધુ અને તેનો સુત કંસ દુષ્ટ; હિરણ્યકશિપુ દુષ્ટ અને તેનો સુત પ્રલ્હાદ સાધુ, સર્પ કાળો અને તેનાથી થએલો મણિ તેજસ્વી, દીવો તેજસ્વી અને તેનાથી થએલુ કાજળ

## રાગ કાફી.

શ્રીવલ્લભ એવા હોય, તેનો મુને બારે ભરોંસો;
મળ્યો મુને તાદૃશી સાથ, તેનો મુને બારે ભરોંસો ૧
પ્રમેયબળવડે પોતાનો કરી, સાહ્યો ગોવર્ધન નાથ,
સાધન હીન પીન મદ પાપે, તદપિ ચરણ રજ સાથ તેનો મુને. ૨
ઉભય લોક થઇ ચૂરણ ચિંતા, બળિયું બિરદ શ્રુતિ ગાય;
ખેતી કર્યાનો ખપ ન રહ્યો મુને, સિદ્ધ સહજ મળ્યો ભાથ તેનો મુને. ૩
જનની જઠરમાં હાવાં જવું નથી, હરિપદ વસવું જાય;
મહાપ્રભુ બોલ્યા રોગ ગયો ભવ, વણ ગોળી વણ ક્વાથ તેનો મુને ૪
અનાયાસ મુને પાર પમાડ્યો, દુસ્તર ભવનિધિ પાથ,
દયા પ્રીતમ શ્રીજી શ્રીમુખ નિજનો, કહ્યો ભરી રતિ બાથ તેનો ૫

## રાગ કાફી

સાચી તે સેવા તે સેવા મન માની હરિ દેવા ટેક ૧
નિકટ વાસી જય વિજય પાર્ષદ અસુર કર્યા શુચિ એવા,
દોષ માની ગુણ સુરપતિને કરી, આપ્યા લેવા દેવા સાચી ૨
નારાયણ ઠગવા સ્મરસૈન્ય એથી અવળ ખગ કેવા,

---

શ્યામ માદા ઇ૦—૧ મળ્યો—એકઠો કર્યો તાદૃશી—તાદૃશ (તેના જેવા—હરિરૂપે) થયેલા ભક્તો ૨ પ્રમેયબળ ઇત્યાદિ સ્પષ્ટ છે પીન—પુષ્ટ ૩. ઉભય ઇ૦—ઉભય (બન્ને—આ લોક અને પરલોક) લોક સબંધી મારી ચિંતા ચૂરણ થઈ, કેમકે હરિનું બિરદ [ યશ ] બળવાન છે એવી શ્રુતિ [ વેદ ] ની ગાથા છે. ખેતી ઇ૦—હવે મારે સાધન રૂપ ખેતી કર્યાનો ખપ રહ્યો નથી કેમકે મને સિદ્ધ (તૈયાર થયેલો) ભાથ (ભાત—ભાતું) સહજ (વગર પ્રયાસે) મળ્યો એ ભેદ રૂપક. ૪ જનની જઠરમાં—ગર્ભવાસમાં હાવાં—હવે જાય—જાયું. મહાપ્રભુ બોલ્યા ઇ૦—મહાપ્રભુના વચનથી ભવ રૂપી રોગ ગોળી અને ક્વાથ વિના ગયો! ૫ અનાયાસ—આયાસ વિના (શ્રમ વિના) દુસ્તર—તરાય નહિ એવો. ભવનિધિ પાથ—ભવ [ સંસાર ] રૂપી પાથ [ જળ ] નો નિધિ [ ભંડાર ] સંસાર રૂપી સમુદ્રની પાર પમાડ્યો રતિ—પ્રીતિથી બાથ ભરીને—ભેટીને. ૧ સાચી ઇ૦—જે સેવા હરિ દેવે મનમાં માની તે સેવા જ સાચી છે ૨ એનાં દૃષ્ટાંત આ પદમાં આપે છે. નિકટ ઇ૦—જય અને વિજય નામે પાર્ષદ (વિષ્ણુના ગણ) જે તેમના નિકટ (પાસે) વસનારા હતા તેમને—એવા શુચિ (પવિત્ર)ને અસુર કર્યા (સનકાદિને આવતા રોક્યા માટે) દોષ ઇ૦— ૩. નારાયણ ઇ૦

તેને ઉલટી ઉર્વશી આપી, ટહેલ ગણી તતખેવા. સાચી. ૩
ગોવિંદદાસ ભલાની સેવા, અતુલ ન ઉપમા દેવા;
ત્યાં ખીજ્યા, રીજ્યા ભાજીથી, માધવ કોક લે' ભેવા. સાચી. ૪
ભરત દુઃસંગી હયો શું કહીએ, કો બલિ કક્ષા ગ્રેવા;
શિશુ હત્યારી વિપદ બકી ગુણ, માન્યા નિજ જન જેવા. સાચી. ૫
તેજ બસું જે ગમિયું ગોવિંદ, પ્રમાણ હઠી જડ હેવા;
દયા પ્રિતમ કે' ગતિ અકળ અટપટિ, કોઇ ન સમર્થ લેવા. સાચી. ૬

## જોડો.

શીદ કરે ચિત્ત ચિંતા છે શિર ભગવંતા રે ભગવંતા;
કહીશ સર્વને શિર છે તે તો સહુ ક્યમ ભરે ઉચાટે;
પણ તુને આત્મ સાત કીધોછે તું અધિકો તે માટે. છે શિર ભગવંતા રે. ૧
કહીશ ભજન સમરણ કીધો હુંધું સહુ પાતિક રાશિ;
પણ કર્યું કૃષ્ણે, સહુ મુજ ઇચ્છા, તુ શીદ ધરે ઉદાશી. " ૨
લાગવાજ નહિ દેઉ કશો પ્રતિબંધ તુને, તું મારો;
કરે દોષ તું તદપિ ન માનું, હરિ બોલ્યા હુ તારો. " ૩
જ્યમ અરૂણને તિમિર ત્રાસ નહિ, સદા સૂર્યને શરણે;
ત્યમ તુને પણ ભય નહિ કોઇનો, નિજ કીધો ગિરિધરણે. " ૪
લીલા પૂરણ નિત્ય અમારી, હરિ બોલ્યા તજ સંધે;
પ્રગટ પટંતર પ્રસાદ પ્રાપ્તિ, ફળ સમાન જયમ બધે. " ૫

---

—નારાયણ હિમાલયમાં તપ કરતા હતા તેમની દૃઢતા જોવાને માટે ઇંદ્રે સ્મર-સૈન્ય [ અપ્સરાદિક ] મોકલી કવિ કહેછે કે, એથી બીજા ખળ કેવા હોય ! પણ નારાયણે તેમના તે કૃત્યને પોતાની ટહેલ, ( સેવા ) ગણીને બદલામાં, પોતાની જાંઘમાંથી એક ઉર્વશી નામે સ્ત્રી રત્ન આપ્યું. ૪. ગોવિંદદાસ ઇ૦—રીઝયા ભાજીથી-વિદુરની ભાજીથી રીઝયા. માટે માધવાના ભેવા(ભેવ-સ્વભાવ-પ્રકૃતિ) ને કોઈકજ લહેછે—જાણેછે. ૫. ભરત દુઃસંગી હયો—મૃગલી ઉપર દયા કરવાથી. માટે તે હરિની કક્ષા [ સમાનતા—બરાબરી] ગ્રહણ કરવાને કો બલી [ કોણ બળવાન છે ]? શિશુ હત્યારી ઇ૦—વિપદ [ ઝેર દેનારી ] અને શિશુ હત્યારી [બાળકોની હત્યા કરનારી ] બકી [ પૂતના ] ના ગુણ નિજ-જન [ પોતાના ભક્ત જેવા ] માન્યા. ૬. પ્રમાણ ઇ૦—પણ જડ પુરૂષોને પ્રમાણ હઠી [ પ્રમાણ માગવાનો હઠ કરનાર ] થવાનો હેવા પડ્યો હોયછે. ૧. આત્મ સાત [ આત્મ સાત ]—આત્માનું રૂપ. ૩. પ્રતિબંધ—અટકાવ-અડચણ. ૫. નિત્ય—સદૈવ પૂરણ-પૂર્ણ. સંધે—સંદેહ. પ્રકટ ઇ૦—જેમ

મુજ પાસે રહેવું છે હાલા, અન્ય જનમ છે તારો,
શ્રીજી બોલ્યા તુજ હૃદયાંબુજ, સદા નિવાસ અમારો   હે શ્રીગુ ૬
કોઇનું માઠું હરિ ન કરે તો, નિજનો કદી કયમ કરશે,
કૃતિ કનાવરી જે વિધિ કેનાવ, તેની મતિ ઉરધરશે   ” ૭
સત્ય સત્યનું એમ વચન વિભુ તુર્ત ન ભાસે સાચું,
આગળ આમ ત્રણ પછી ભોજન, સમથનું ન કદી કાચું   ” ૮
સાક્ષાત તું પ્રાણ પોતાનો મહાપ્રભુ શ્રીમુખ ભાખ્યો
એમ સત્ય અન્ય જનમ હરિ રક્ષણ સંદેહ નવ રાખ્યો   ” ૯
શ્રીગુરુ બોલ્યા શ્રીજી સત્ય અમો ફરી તે તારી
પ્રસન્ન થઈ ઇત્યાદિક વર દીધા શ્રીજી શિર ધારી   ” ૧૦
નહિ તજીએ કર ગ્રહ્યા તથાપિ ઉભય લોકમાં તારો
કશી ન ચિંતા તારે કરવી થશે વિચાર અમારો   ૧૧
સહુ સુખ આપ્યું સહુ દુઃખ કાપ્યું અવગી કરુણા કીધી,
શ્રીમહાપ્રભુ પોતાનો કહી સહુ દુર્લભ વસ્તુ દીધી   ’ ૧૨
અદેય દાન શ્રીજીએ પાડ્યું તે સહુ નકટ ન કહેવું
સત્ય સંશય નથી ગમનાના વ્યર્થ હૃદ શું દહેવું   ” ૧૩
અચળ કૃપા હરિ હરિની ઉપર નિઃસાધન અપરાધી
તું સદૈવ પણ તેમ તને કરુણા હરિ ઇચ્છા બળ લાધી   ૧૪

સર્વે દોષની માતા ચિંતા, કાઢય હૃદયથી દૂરી,
મલિન હૃદયમાં હરિ ન બિરાજે, વૃથા મર રોઈ ઝૂરી ' ૧૫
દૈન્ય ઉપજવા તુરત સર્વે સમ, રાખ્યો છે નિજ જાણી,
દયા પ્રીતમ કયમો નહિ મૂકે, નિજ કહી ઝાલો પાણિ " ૧૬

# राधाअष्टोतरशतनाम.

## છંદ દુવૈયા.

જય શ્રીરાધા રાધિકા,શ્રીવૃષભાનુનંદિની શ્યામ,
કીર્તિકન્યા કમળાગ્નિ પરમાનંદ સુખધામ ૧
પુણ્યા શ્રીવૃંદાવનેશ્વરી, વ્રજેશ્વરી શ્રેયસ્કરણી,
હરિમોહિની પ્રગલ્ભા ચતુરા, શ્રીગિરિધર મનહરિણી ૨
કામિની સ્વામિની કૃપાસાગરી, નાગરી નવલકિશોરી,
માધવી મધુરા લલિતા લલના, લાડલી સુભગા ગૌરી ૩
શ્રીકૃષ્ણાકર્ષિણી દેવી, રસિક વિહારિણી માતા,
શ્રીહરિકેશ્વરહૃદયનિવાસિની, આનંદરૂપિણી કંતા. ૪

---

દિન જો કે નિ સાધન—ભક્તિ આદિક સાધન વિનાનો તથા અપરાધી (હરિ ભક્તનો પણ દ્રોહ કરનાર) છે તથાપિ તેના ઉપર હરિની અગાધ કૃપા છે તુ દ૦—તું પણ સર્દોષ [દોષસહિત] છે, પણ તને હરિની ઇચ્છાના બળથી તેની કરુણા લાગી [પ્રાપ્ત થઈ છે] ૧૪ મલિન—ચિંતાથી વિક્ષિપ્ત ૧૬ ત્યારે તું કહેશે કે મને હમણાંજ સમર્થ કાં નથી કરતા? તો—દૈન્ય ઇ૦—સ્પષ્ટ છે દૈન્ય—ગરીબાઈ કયમો—કોઇ પણ કારણથી પાણિ—હાથ ૧ છંદ દુવૈયા—ચોપાયા શ્રી વૃષભાનુ વૃષભાનુ ની નંદિની [પુત્રી] શ્યામ—શ્યામા(સ્ત્રી) કીર્તિ—રાધાની માતાનુ નામ ૨ પુણ્યા—પુણ્યરૂપ શ્રી વૃંદાવનેશ્વરી—શ્રીવૃંદાવન+ઇશ્વરી વ્રજેશ્વરી—વ્રજ+ઈશ્વરી શ્રેયસ્કરણી—શ્રેય [કલ્યાણ] કરણી (કરનાર) પ્રગલ્ભા—એ નામની અવસ્થાવાળી અથવા બુદ્ધિશાળી. ૩ સ્વામિની સ્વામી પદવાળી નાગરી—ચતુર નવલ કિશોરી—નવી કિશોર અવસ્થા જેને પ્રાપ્ત થઈ છે એવી માધવી—માધવ ની પ્રિયા મધુરા—મીઠી લલના સુંદર લાડલી—લાડ કરનારી સુભગા—સારા ભાગ્યવાળી ગૌરી—ગૌર વર્ણની ૪ શ્રીકૃષ્ણાકર્ષિણી શ્રીકૃષ્ણનુ આકર્ષણ કરનારી દેવી વિહારિણી—વિહાર કરનારી કાંતા—શોભાયમાન. શ્રીહરિકેશ્વર—હરિકા [હરિભક્તો] ના

શ્રીવૃંદાવનચંદ્રભૂષિતા, કનકપ્રભા જીતચંદ્રા;
જીતસિંહા જીતમૃગા, જીતપિકા સર્વેશ્વરી મહેંદ્રા. ૫
મોદવતી આમોદની કુમારિકા, અતિચારૂ સ્વરૂપા;
દિવ્યાંબરા કનકમુક્તામણિવિભૂષિતા સુઅનુપા. ૬
કુંજપ્રિયા શ્રીકૃષ્ણવલ્લભા, કુંજસ્થા દ્યુતિસદ્મા;
કુંજનાયિકાજીતરંભા, જીતશુકબિંબા જીતપદ્મા. ૭
ભદ્રા શિવા ભગવતી, કુમુદા પ્રિયા સુંદરી વામા;
શ્રીકૃષ્ણવેણુસંગીતા, મુરલીહારિણી રામા. ૮
ભક્તવત્સલા ભક્તિસ્વરૂપા, નિવાસિની-વનવૃંદા;
કૃષ્ણાત્મા શ્રીકૃષ્ણસ્વરૂપા, શુભા અજા આનંદા. ૯
પતિતપાવની અધમોદ્ધરણી, ભવભયહરણી અગમ્યા;
પટરાણી ઠકરાણી પ્રમદા, મહારાણી અતિરમ્યા. ૧૦
નિત્યસુયુગ્મસ્વરૂપણિ કૃષ્ણા, હરિક્રીડા રતિ કૃષ્ણા;
મંગળરૂપા માનવતી માનિની, પ્રિયપૂરણતૃષ્ણા. ૧૧

---

ઇશ્વર ( કૃષ્ણ ) ના હૃદયમાં નિવાસ કરનારી. ૫. વૃંદાવન-વૃંદાવનમાં આહ્
લાદ આપનાર ચંદ્રજેવા કૃષ્ણવડે ભૂષિતા [અલંકૃત] કનકપ્રભા-સોના જેવી
કાંતિવાળી. જીતચંદ્રા-મુખના કાંતિવડે જેણે ચંદ્રને જીત્યો છે એવી. જીતમૃ-
ગા-નેત્રવડે મૃગને જીત્યો છે એવી. જીતપિકા-વાણીવડે પિક [કોયલ] ને
જીતી છે એવી. મહેંદ્રા-ઇંદ્રાણી જેવી. ૬. મોદવતી-આનંદવાળી. આમોદ-
ની-સુગંધવાળી [આમોદ-સુગંધ]. ચારૂ-સુંદર. દિવ્યાંબરા-દિવ્ય અંબર
[વસ્ત્ર] વાળી. કનકમુક્તા-કનક, મુક્તા [મોતી] અને મણિવડે વિભૂષિત
-અલંકૃત. સુઅનુપા-અત્યંત ઉપમા રહિત. ૭. કુંજપ્રિયા-કુંજ જેને વા-
લાલા છે એવી. કુંજસ્થા-કુંજસ્થળમાં રહેલી. દ્યુતિસદ્મા-દ્યુતિ (તેજ) ના સદ્મ
(ઘર) રૂપ કુંજનાયિકા કુંજમાં વિહાર કરનારી નાયકા જેણે રૂપવડે રંભાને
જીતી છે એવી. જીતશુકબિંબા-જેણે નાકવડે શુકને અને ઓઠવડે બિંબફળને
જીત્યાં છે એવી. જીતપદ્મા-જેણે મુખવડે પદ્મ (કમળ)ને જીત્યાં છે એવી. ૮ ભ-
દ્રા-ભદ્ર રૂપ શિવા-કલ્યાણ રૂપ. ભગવતી-ભાગ્યવાળી. કુમુદા-કુમુદ રૂપ-કુ-
મુદ સરખી કોમળ. અથવા કુ [પૃથ્વી]માં મુદા [હર્ષ રૂપ] પ્રિયા-કૃષ્ણપ્રિયા.
વામા-વામ સ્વભાવવાળી શ્રીકૃષ્ણવેણું-શ્રીકૃષ્ણે વેણુમાં જેનું ગાન કર્યું છે
એવી, મુરલીહારિણી--શ્રીકૃષ્ણની મુરલી લેઇ જનારી. રામા-મનને રમણ કરાવ-
નારી. ૯ નિવાસિની--વૃંદાવનમાં નિવાસ કરનારી. કૃષ્ણાત્મા-શ્રીકૃષ્ણના આત્મા-
રૂપ. અજા-નહિ જન્મેલી અથવા અજા [માયા] રૂપ. ૧૦ પતિત-પતિતને પા-
વન કરનારી. અધમોદ્ધરણી-અધમનો ઉદ્ધાર કરનારી. ભવભય હરણી-સંસાર-
ના ભયને હરનારી. અગમ્યા-જેની ગતિ સમજવામાં ન આવે એવી. પ્રમદા-
અતિ મદવાળી. અતિ રમ્યા-રમ્યા-રમણિક. ૧૧ નિત્ય-નિરંતર સુંદર સુગ્મ

શ્રીગોવિંદમદ ચારિણી ચપળા સુમધ્યમા અછતા
ભાંડી નિવાસિની શુભ્રા શ્રીગોપીનાથદયીતા ૧૨
નિગમાગમસતતસેવ્યા ગોપિકામણીયુક્તા
નંદકુમારપૂજિતા રાસેશ્વરી રસમંડળ રસ યુક્તા ૧૩
લક્ષ્મીકોટિવિલાસિની, મદાનસા હરિકેલીધામા,
પરમેશ્વરી અખિલેશ્વરી ઇશ્વરી મનશ્વરી શુભનામા ૧૪
એ અષ્ટોત્તરશત શ્રીરાધા નામ દામ મુખ જેને
શ્રદ્ધાસહ નિત્ય પાઠ કરે તો કૃષ્ણ થાય વશ તેને ૧૫
જુગલકિશોર સમીપ નિરંતર નિવાસ તે જન પામે
દાસ દયાના પ્રાણનાથ બે વલ્લભ થાય દુઃખ વામે ૧૬

## ॥ श्रीकृष्णअष्टोत्तरशतनामचिंतामणि ॥

### છંદ ભુજંગ પ્રયાત.

નમો શ્રીગુરૂદેવ શ્રીકૃષ્ણસ્વામી
નમો નંદકુમાર સુપર્ણગામી
નમો શ્રીયશોદાઅસુ મીન વારી
નમો શ્રીમગ્રાનુજ આનંદકારી ૧

[જોડ] સ્વરૂપવાળી કૃષ્ણા હરિક્રીડા હરિની ક્રીડા રૂપ રતિકૃષ્ણ કૃષ્ણની રતિ [પ્રીતિ] રૂપ પ્રિયપૂરણતૃષ્ણ—પ્રિય (કૃષ્ણ) ની તૃષ્ણા પૂર્ણ કરનારા ૧૨ શ્રીગોવિંદ—શ્રીગોવિંદની સહચારિણી [મિત્ર] સુમધ્યમા—અત્યંત સુંદર અછતા—ન છતાયની. ભાંડીર—ભાંડીર નામના વનમાં નિવાસ કરનારી શુભ્રા—શુભ્ર (ગૌર) કાંતિવાળી શ્રીગોપીનાથદયિતા દયિતા—પ્રિયા ૧૩ નિગમાગમ—નિગમ [વેદ] આગમ (શાસ્ત્ર) તેમણે સતત નિરંતર સેવ્યા [સેવવા યોગ્ય] નંદકુમાર નંદકુમાર [કૃષ્ણે] પૂજિતા (સન્માનિત) રાસેશ્વરી—રાસ ક્રીડામાં ઇશ્વરી [નાયિકા] રસ સંગ્રહ સંયુક્તા મધ્યમા રસ સંયુક્ત ૧૪ લક્ષ્મીકોટિ કોટિ લક્ષ્મી સરખો વિલાસ આપનારી મદાનસા મદનવડે આળસુ હરિકેલીધામા—હરિની કેલી [ક્રીડા] નું ધામ અખિલેશ્વરી અખિલ [સમગ્ર] ની ઈશ્વરી. શુભનામા—શુભ નામવાળી નામ દામ—નામ રૂપી માળા ૧૬ બે વલ્લભ ઇ૦—રાધા અને કૃષ્ણ બન્ને વલ્લભ થાય

૧ સુપર્ણગામી—ગરૂડ ઉપર બેશીને જનાર યશોદા યશોદાના અસુ [પ્રાણ] રૂપ મીન વારિ—માછલાને વારિ સાથે જેવો સ્નેહ હોય છે તેવા સ્નેહ વાળી યશોદા મીન રૂપ યશોદાના વારિ રૂપ કૃષ્ણ એવો અર્થ છે બળાનુજ

નમો રાધિકાનાથ ગોપીશ વૃંદા,
નમો શ્રીયમુનાપતિ મોદકંદા;
નમો ગોકુળાધીશ શ્રીશૈલધારી,
નમો રાસવિહારી શ્રીકૃષ્ણ મુરારિ. ૨

નમો કુંજકેલીપ્રિયે રાયદાણી,
નમો લાલત્રિભંગિ શ્રીવેણુપાણિ;
નમો દ્વારિકાધીશ લક્ષ્મીવિહારી,
નમો ભક્તત્રાતા મહાક્લેશહારી. ૩

નમો દેવકીપુત્ર આનંદસિંધુ,
નમો દુષ્ટદ્રોહી અતિદીનબંધુ;
નમો શેષ શંભુ સતીનાથ ધાતા,
નમો કંસકેશીરિપુ મુક્તિદાતા ૪

નમો ધર્મગોપ્તા હતા ભાર જગ્તિ,
નમો શેષશાયી હરિ દાય ભક્તિ;
નમો વિશ્વહેતુ પતિ કાળ માયા,
નમો પૂર્ણ અંશી વિભુ વર્દરાયા. ૫

નમો પુણ્યશ્લોકી પ્રભુ પૂતનામી,
નમો રામરૂપી શુચિ ગુણગ્રામી;
નમો દેવદેવેશ ગોવિંદ વિષ્ણુ,
નમો યજ્ઞ યોગેશ ગોપાળ જિષ્ણુ. ૬

---

બળરામના નાના ભાઈ. ૨ ગોપીશ–ગોપી અને વૃંદાના ઈશ. મોદ–મોદ [હર્ષ]ના કંદ રૂપ. શૈલ–શૈલ–પર્વત (ગોવર્ધન) મુરારિ–મુર નામે દૈત્યના અરિ. ૩ કુંજકેલી–કુંજની કેલી [રમત] જેને પ્રિય છે એવા. રાય–નંદ રાયના દાણી. લાલ–ત્રિભંગીલાલ. વેણુ–હાથમાં વાંસળીવાળા. ત્રાતા—રક્ષણ કરનારા. ૪ અતિ–અતિશય દીન મનુષ્યોના બંધુ રૂપ. શેષ–શેષ અને સતીના નાથ. શંભુનાધાતા–વિધાતાકર્તા કંસ–કંસ અને કેશી જેવા શત્રુઓને મુક્તિ આપનારા. ૫ ધર્મ–ધર્મનું રક્ષણ કરનાર. જગ્તિ–જગ્તિ (જગતી–પૃથ્વી)નો ભાર હતા (હણનાર). દાય–ભક્તિ આપનાર હરિ. પતિ–કાળ અને માયાના પતિ. પૂર્ણ–પૂર્ણ અંશવડે અવતરેલા. પુણ્ય–વર્દ (વરદાન આપનારા)ના રાજા. વરદ–પુણ્ય શ્લોક જેનું કીર્તન છે એવા. ૬ પૂત–પૂત [પવિત્ર] નામવાળા. રામ–રામાવતાર જેનું રૂપ છે એવા. શુચિ–પવિત્ર જેના ગુણ ગ્રામ [ગુણ–સમુદાય] છે એવા. યજ્ઞ–યજ્ઞ રૂપ. જિષ્ણુ–

નમો આત્મયોનિ નમો નિર્વિકારી,
નમો પર્મ ભોગી નમો બ્રહ્મચારી,
નમો સર્વસાક્ષી નમો સર્વકર્તા,
નમો સર્વ ભર્તા નમો સર્વહર્તા. ૧૧
નમો બાળમુકુંદ પદ્માવિલાસી,
નમો યાદવાધીશ વૈકુંઠવાસી;
નમો શ્રીશ ચંદ્રાવલિ ચિત્તહારી,
નમો સુંદરાંગી વૃંદાવનચારી. ૧૨
નમો વલ્લભાધીશ વાગીશજ્ઞાતા,
નમો વિઠ્ઠલાધીશ પુષ્ટીશ ખ્યાતા;
નમો ગોકુળેંદુ રઘુનાથ ગાતા,
નમો સત્યભામાપતિ કામપિતા ૧૩
નમો અક્ષરાતીત અચ્યુત પ્રેમી,
નમો શ્રીનજાનંદદાયી સુક્ષેમી,
નમો શ્યામ નારાયણાનંત શક્તિ,
નમો કેશવાપાર પ્રાણેશભક્તિ. ૧૪
ઈતિ નામ શ્રીકૃષ્ણ આનંદકારી,
નમો કામના સર્વદાતા દુખારિ,
મહાપાપ સંતાપ કૃભૂત ભસ્મી,
સદાકાળ ગાજો સહુ જસ્મી તસ્મી. ૧૫

---

ક્ષમી—જે અંતર્યામી છે એવા હ્રષીકેશ (ઇંદ્રિયોના સ્વામી). ૧૧ આત્મ—પોતાનો ઉદ્ભવ પોતામાંથીજ એવા. ૧૨ પદ્મા—પદ્મા—લક્ષ્મી શ્રીશ લક્ષ્મીપતિ. ચંદ્રાવલિ—ચંદ્રાવલિ નામે ગોપીના ચિત્તને હરણ કરનાર સુંદરાંગી—સુંદર અંગવાળા. વૃંદા—વૃંદાવનમાં ફરનાર ૧૩ વલ્લભાધીશ—વલ્લભ સંપ્રદાયના અધીશ—જેના વલ્લભ અને અધીશ વાગીશ—વાગીશ [સરસ્વતી] ના જ્ઞાતા. અર્થાત્ સર્વ વિદ્યા જાણનાર પુષ્ટિ—પુષ્ટિ પંથના ઇશ અને પ્રખ્યાત એવા વિઠ્ઠલેશ. ગોકુળેંદુ—ગોકુળચંદ્ર રઘુનાથ—સીતાપતિ રઘુનાથ ૧૪. અચ્યુત—અખંડ. શ્રી—સર્વને આનંદ આપનાર સુક્ષેમી—અસંત કુશળતા યુક્ત. નારાયણ—અનંત શક્તિવાળા નારાયણ પ્રાણેશ—ભક્તિના પ્રાણેશ—સ્વામી અને અપાર (પાર રહિત) એવા કેશવ ૧૫ મહાપાપ ઇ૦—મોટા પાપ અને સંતાપને ભસ્મીભૂત કૃત—ભસ્મ કરનાર જસ્મી તસ્મી-

જોશી તેડી મુહૂર્ત જોવરાવિયું રે;
માસ દિવસ શુભ બેસાડ્યા ગણનાથ. વસુદેવ.
દેશો દેશ લખાવી કંકોતરી રે;
મુહૂર્ત ઉપર આવજો સહુ સાથ. " ૫
નવ વરધિથી પીરી ચોળી નાથને રે;
લાડકાલાડુ સર્વ કોઇ લાવે. "
પુષ્પ ચોસર ગજરા ગુંથી માલણ લાવે રે;
નટવર મારો નાથજી શોભાવે. " ૬
વાજીત્ર વાજે નાના પ્રકારનાં રે;
મંગળ ગાય માનુનીનાં વૃંદ. "
દશ દિશાથી નોતર સહુ કોઇ આવિયું રે;
પાંજી આદે પામીને આનંદ. " ૭
મંડપ મનોહર રચિયો વિશ્વકર્મા રે;
ગાન તાન થાય થેઇકાર. "
પૂર્વ દિવસે જટાઅધિવાસન કીધું રે;
ગર્ગાચાર્ય વિદ્યાના ભંડાર. " ૮
બીજે દિવસે ગોત્રજ ગણપતિ પૂજિને રે;
વૃદ્ધશ્રાદ્ધ કીધું વસુદેવ. "
રન્નાદે પધરાવ્યાં જાતકર્મ કીધું રે;
નામકર્મ કરિયું તતખેવ. " ૯
અન્નપ્રાશન કર્મ ચૌલકર્મારંભ્યુ રે;
દધીઓદન ભક્ષ્યું બટુકાચાર. "
શુદ્ધાચમન કરાવ્યું સુંદરસ્યામને રે;
પવનવિધિ કરી દેવમોરાર. " ૧૦

---

ઓમાં. ૫ શુભ—[માસ દિવસ શુભ જોઈને]. ગણનાથ—ગણપતિ. ૬ વ-રધ [વૃદ્ધિ]—વધતા જતા દિવસ. લાડકાલાડુ—લાડલાડવા. ચોસર—ચાર સેરોવાળા. ૭ વૃંદ—ટોળુ નોતર-પોતાના તરફના નોતરેલા સંબંધી. ૮ જટાઅ-ધિવાસન—ઉપવીત વખતે માથું મુંડાવતા પહેલાં કરવાનો વિધિ. ૯ ગોત્રજ—કુળદેવતા. વૃદ્ધશ્રાદ્ધ—પુત્ર જન્માદિકવૃદ્ધિ નિમિત કરવાનું શ્રાદ્ધ. રન્નાદે પધરાવ્યાં— માતા વાવ્યાં. જાતકર્મ—જન્મવખતે આપવાનો સંસ્કાર. નામ કર્મ—નામ પાડવાનો વિધિ. ૧૦ અન્નપ્રાશન કર્મ—બાળકને પ્રથમ અન્ન ખવાડતી વખતે કરવાનો વિધિ. ( દ્વિજાતિને વખતો વખત કરવાના સંસ્કાર જેનાથી વખતસર બની આવતા નથી તે ઉપવીતસંસ્કાર વખતે બધા સંસ્કાર.